॥ श्रीमद्गुरुर्विजयतेतराम् ॥



# श्रीसोपासना नित्यकर्म

सह

# श्रीगुरुगीता ॥

तत्त्वदीपिकानामकगुर्जरटीकासमलङ्कृता ॥

ईश्वराऽऽस्याब्जसम्भूता परब्रह्माब्धिगामिनी ।
गुरुगीतासुधागङ्गा पुनातीयं जगत्त्रयम् ॥

* * * * *

यावन्नानुग्रहः साक्षाज्जायते परमेश्वरात् ।
तावन्न सद्गुरुं कश्चित्सच्छास्त्रं वापि नो लभेत् ॥


પ્રકાશકઃ-

સોની ગિરધરભાઈ ખુશાલભાઈ.
સોની ત્રિભોવનભાઈ ખુશાલભાઈ.
ગામ નાર-તાબે પેટલાદ.

સંવત ૧૯૯૭. (પ્રથમ આવૃત્તિ) પ્રત ૧૦૦૦

શાન્તિવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં માણેકલાલ માધવજીએ છાપ્યું.
દીકવા ચોકી-અમદાવાદ.

# अभ्यर्थना ।

जलाद्रक्षेत्स्थलाद्रक्षेद्रक्षेच्छीथलबन्धनात् ।
मूर्खहस्ते न दातव्यमिति वदति पुस्तकम् ॥१॥

હે પાઠક ગણો ! પુસ્તક કહે છે કેઃ-મ્હારૂં જળથી રક્ષણ કરજો; સ્થલથી રક્ષણ કરજો; અને શીથલ બાંધણુથી રક્ષણ કરજો; અર્થાત્ મ્હને જળથી ભીંજવશો નહિં; પૃથ્વી ઉપર જ્યાં ત્યાં ફેંકશો-મૂકશો-નહિં; તથા સારા વસ્ત્રથી મજબૂત બાંધી ઉધેય-આંતરી વગેરે જીવ-જંતુઓ મ્હારો નાશ ન કરે તેમ સાચવીને રાખજો; વળી વધારામાં એટલુંજ કહું છું કેઃ-મૂર્ખ-શઠ-પાપી-નાસ્તિક અને સ્ત્રી લંપટાદિ દુર્ગુણોવાળા વ્યસની દુર્જનોના હાથમાં આપવાને યોગ્ય હું નથી. ઇતિ ॐ શિવમ્ ॥

---



---

ૐ

# ગ્રન્થ પ્રસ્તાવના.

અનાદિ કાલથી જીવ જન્મમરણરૂપ સંસાર મહોદધિમાં ડુબકાં ખાયાજ કરેછે, અને તેને અપાર દુઃખમય ભવસાગરની પાર કરનાર કેવળ સદ્ગુરૂજછે; તેમનાદ્વારાજ જ્ઞાનસંપાદન કરી આત્મશ્રેયઃ પ્રાપ્ત કરાય છે, એમ શ્રીગુરૂતત્ત્વ અને મહત્ત્વને બતાવવાનો આ ગુરૂગીતાનો હેતુ છે. આ ગુરૂગીતા શ્રીસ્કંદપુરાણના ઉત્તરખંડમાં શ્રીઉમામહેશ્વરના સંવાદરૂપે લખાયેલીછે; અને તે શ્રીગુરૂના માહાત્મ્યથી ભરપુર છે ગુરૂજ આ જીવને સંસાર સાગરમાંથી ઉદ્ધારનારછે. ગુરૂથી અધિક તત્ત્વ કાંઈજનથી. ગુરૂ એજબ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરરૂપ છે એટલુંજ નહિં પણ આગળ વધી એમ પણ કહેછે કે "**गुरुरेव परंब्रह्म**" ગુરૂ એજ પરંબ્રહ્મછે, એટલે ગુરૂ અને સચ્ચિદાનંદ—વ્યાપક પરંબ્રહ્મ—એમનો સર્વથા અભેદ છે વળી અભેદભાવથીજ તેમની ભક્તિ સેવા કરવા શ્વેતાશ્વતરોપનિષદની મૂલશ્રુતિરૂપ "**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥**" આ શ્લોકથી શ્રીસૂત પુરાણીજીએ ઋષિઓને શ્રીમહાદેવપાર્વતીના સંવાદરૂપ આ શ્રીગુરૂગીતા કહેતાં શ્રીગુરૂમહત્તાનો ઉપદેશ કરેલો છે. ગુરૂ એ બ્રહ્મની મૂર્ત્તિ હોઇ "**आचार्यो ब्रह्मणो मूर्त्तिः** (**मनुः**) તેમના પ્રસાદથીજ અમૃતત્વ પ્રાપ્ત કરી

શકાય છે. (गुरुपादप्रसादेन चिदात्मा लभ्यते सदा) અને તેની અનન્યભાવે ભક્તિ કરવામાં આવે તો તેમના કેવળ સ્મરણમાત્રથીજ અધિકારી શિષ્યને કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે, એમ પણ દર્શાવેલું છે. (**यस्य स्मरण मात्रेण कैवल्यं लभते स्वयं**) આમ શ્રીસદ્‌ગુરૂનું માહાત્મ્ય ઉત્તમરીતે આ ગ્રંથમાં પ્રકટ કરવામાં આવ્યું છે. એટલે આ ગ્રંથ ગુરૂતત્ત્વ અને ગુરૂમહિમા દર્શાવવામાં અદ્વિતીય છે. એમ વાંચતાં સ્પષ્ટ માલમ પડી આવેછે.

સૃષ્ટિના આરંભકાલથી શ્રીગુરૂદીક્ષાની રીતિ આ પવિત્ર ભારતભૂમિમાં પ્રચલિત છે. "**आचार्यवान्पुरुषो वेद ॥**" "**तद्विज्ञानार्थं स गुरुमेवाऽभिगच्छेत् ॥**" "**आत्मज्ञं ह्यर्चयेद्भूतिकामः**" ॥ ઇત્યાદિ શ્રુતિઓ પણ આત્મશ્રેયસ્‌ને વાસ્તે પ્રથમ ગુરૂસમીપ જવાનું સૂચવેછે. તે સનાતન રીતિનું અવલંબન કરીનેજ શ્રી પાર્વતીદેવીએ શ્રી મહાદેવજી પ્રત્યે "**सदाशिव महादेव गुरुदीक्षां प्रदेहि मे ॥**" આ વચનથી ગુરૂ દીક્ષાની માગણી આ ગુરૂગીતામાં કરેલીછે.

જેમ પાષાણુ ઉપર બીજ વાવવાથી બીજ અંકુરિત થતું નથી, તેમ ગુરૂદીક્ષાવિના જીવની આધ્યાત્મિક ઉન્નતિ થઇ શક્તી નથી. મન બુદ્ધિ અને ઇન્દ્રિયગણુ જ્યાંસુધી કોઈ પ્રબલશક્તિથી ઉત્તેજિત-આકૃષ્ટ વા ચાલિત કરવામાં ન આવે ત્યાંસુધી તેઓ કોઇપણુ ઉચ્ચપંથનું કર્મ કરી શકતાં નથી. જે શક્તિ દ્વારા આત્મોન્નતિની ઇચ્છા રાખવામાં આવેછે, તે પ્રબલશક્તિ શ્રીગુરૂદેવજછે. તે મહાશક્તિ-જગદ્‌ગુરૂ-

દ્વારાજ જીવ આધ્યાત્મિક જ્ઞાન સંપાદન કરી શકેછે. અન્યથા અજાગળસ્તનદોહનવત્ સર્વ પરિશ્રમ નિષ્ફલ થાય છે.

ગુરૂ દીક્ષાની આવશ્યકતાના વિષયમાં વેદ તથા વેદ સંમત દર્શન, ઉપવેદ, સ્મૃતિ, પુરાણ, અને તંત્રાદિ સર્વ શાસ્ત્રો એકમત છે. શ્રુતિ અને મહર્ષિવાકયોનો એજ સિદ્ધાંત છે કે ગુરૂદીક્ષા વિના આધ્યાત્મિક ઉન્નત્તિના ઇચ્છુક જિજ્ઞાસુનું કદાપિ કલ્યાણ થઇ શકતું નથી.

વેદ વેદાન્તનો અદ્વૈતસંપ્રદાય, શિવસંપ્રદાય, વિષ્ણુસંપ્રદાય. દેવી સંપ્રદાય વગેરે સનાતનધર્મના જેટલા સંપ્રદાયો છે તે સર્વમાં, તથા જૈન ધર્મના અને બૌદ્ધ ધર્મના, તેમજ મુહમ્મદીય અને ઈશાઈ ધર્મના જેટલા સંપ્રદાયો છે, તે સર્વમાં પણ પ્રથમ ગુરૂદીક્ષા ગ્રહણ કરવાની આવશ્યકતા માની છે; માટે ગુરૂદીક્ષા ગ્રહણકર્યા પછી સાધનોની સિદ્ધિ કરવામાં પ્રવૃત્ત થવું ઉચિત છે. ગુરૂદીક્ષાવિના સર્વ સાધનો વિફલ થાય છે એ નિઃસંદેહ છે.

વળી મંત્રયોગ, હઠયોગ, લયયોગ, અને રાજ-યોગ એ સાધન ચતુષ્ટયના સર્વ આચાર્યગણોએ પણ મુક્તકંઠથી સાધન વર્ણન કરતાં કહેલું છે કેઃ- ગુરૂદીક્ષા ગ્રહણકર્યા વિના, ગુરૂસેવાવિના, ગુરૂ-સત્સંગ વિના, ગુરૂઆજ્ઞાપાલનવિના, અને શ્રીગુરૂના ઉપદેશ વિના કોઇપણ મુમુક્ષુ પોતાનું કલ્યાણ સિદ્ધ કરી શકતો નથી. પ્રથમ ગુરૂસેવા, તત્પશ્ચાત્ ગુરૂકૃપા પ્રાપ્તિ, પછી ગુરૂદીક્ષાનું ગ્રહણ, ત્યારપછી સાધનોનો

અભ્યાસ, એમ ક્રમશઃ જિજ્ઞાસુ આધ્યાત્મિક ભૂમિમાં અગ્રસર થઇ પરમકલ્યાણ રૂપી મુક્તિપદ પ્રાપ્ત કરીલેછે.

આ શ્રીગુરૂગીતા શ્રીસ્કંદપુરાણમાં શ્રીઈશ્વર પાર્વતીના સંવાદરૂપે લખાયેલી છે. તેમાંથી આશરે સોથી અધિક વર્ષ ઉપર પરમપૂજ્ય શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ શ્રીસ્વામીજી માધવાનંદ સદ્ગુરૂજીએ તથા તેમના મુખ્ય શિષ્ય પરમપૂજ્ય શ્રી શાસ્ત્રી સ્વામીજીએ મુમુક્ષુ જીવોના ઉદ્ધારને અર્થે ગુરૂભક્તિના વિષયમાં ઉપયોગી શ્લોકોનો સંગ્રહકરી ભક્તજનોને પાઠ કરવા આજ્ઞા કરેલી, તે આજ્ઞાનુસાર અદ્યાપિ પર્યન્ત ગુજરાત કાઠીઆવાડના ઘણા ગુરૂભકતો તેનો પાઠ કરતા હતા અને કરે છે.

આજસુધી હાથથી લખેલી ગુરૂગીતાનો પાઠ સર્વ મુમુક્ષુ ગુરૂભકતો કરતા હતા; પરંતુ ઘણી પ્રતો લહીયાઓના હાથથી લખાયેલી હોવાથી લખવામાં પરંપરા અનેક અશુદ્ધિઓ થઈ ગઇ હતી; તેમ મૂલ પાઠ સંસ્કૃત લિપિમાં હોવાથી તેના અર્થનું યથાર્થ ભાનપણ ભકતોને થતું નહોતુ; તેથી શ્રીસદ્ગુરૂવર્ય સ્વામીજી શ્રીમાધવાનંદજીના નિર્વાણજયન્તીનો મહોત્સવ આકરૂ ગામમાં સંવત્ ૧૯૯૬ના માર્ગશીર્ષ કૃષ્ણપક્ષ ૭, સોમવાર તા. ૧-૧-૧૯૪૦ ને દિવસે પરમપૂજ્ય સ્વામીજી શ્રી ચિદાનંદજી મહારાજ તથા સ્વામીજી શ્રીશિવોહંસાગરજીના અધ્યક્ષપણા નીચે ઉજવાયેલો, તે સમયે સંમેલનમાં પધારેલા

ગુજરાત કાઠીઆવાડના મુમુક્ષુ ગુરૂભકતોએ શ્રીગુરૂગીતા સરલ ગુજરાતી ટીકા સહિત છપાવવાની પ્રાર્થના કરેલી, તેથી તે કામ હાથમાં લેઇ શ્રીસ્વામીજી ચિદાનંદજી મહારાજે સંસ્કૃત ભાષાના જ્ઞાનાવિનાના અનેક સંસ્કારી જીવોને એનું મનન કરવું સુલભ પડે એવા આશયથી, તથા શ્રીગુરૂસંપ્રદાયની સેવાના ઉદ્દેશથી આ ગ્રંથને ગુજરાતી ભાષાન્તર સહ પ્રસિદ્ધિમાં મૂકવો યોગ્યગણી તૈયાર કર્યો. ત્યારપછી આ તૈયાર થયેલું પુસ્તક સંવત્ ૧૯૯૬ ના જેઠ વદ-૨ ને શુકરવાર તા. ૨૧-૬-૧૯૪૦ ને રોજ અમદાવાદ શેઠ હીમાભાઈ હઠીભાઇની વાડી સામે આવેલા ગણેશ ભુવનમાં શ્રી સદ્દગુરૂ સ્વામીજી મહારાજના ગુરૂભકતોની ભરાયેલી કમિટીમાં તે "**શ્રી સોપાસન નિત્ય કર્મ અને શ્રીગુરૂગીતા**"નું શુદ્ધ સરલ ગુજરાતી ટીકાવાળું સ્વહસ્તે લખેલું પુસ્તક શ્રીસ્વામીજી ચિદાનંદજીએ રજુ કર્યું. તે પુસ્તક કમિટીમાં હાજર થયેલા સજ્જનો તરફથી વંચાઇ ત્હેને સર્વાનુમતે છપાવવાની મંજુરી મળતાં ગામ નારના પરમગુરૂભકત સોની ગિરધરભાઇ ખુશાલભાઇ તથા સોની ત્રિભોવનભાઇ ખુશાલભાઇએ આ પુસ્તક છપાવવાનું કામ ઉપાડી લીધું, અને તેનું સંપૂર્ણ ખર્ચ પોતે આપી અલભ્ય લાભ લીધો. અહો! આવા પૂર્ણ પરોપકારી ગુરૂભકતોને અમો પૂર્ણપ્રેમથી ધન્યવાદ આપીએ છીએ. પ્રભુ તેમનું કલ્યાણ કરો.

શ્રી ભગવાન્‌ના મહિમાને વર્ણન કરનારૂં જેમ "**શ્રીભાગવત**" છે, કિંવા શ્રી ભગવતીનો મહિમા

વર્ણન કરનારી "**સપ્તશતી**" છે, તેમજ શ્રીગુરૂમહિમા વર્ણન કરનારી "**શ્રીગુરૂગીતા**" પણ મંત્રમય છે. તેનો અર્થ સહિત પાઠ કરવાથી અનિષ્ટની નિવૃત્તિ અને ઇષ્ટની પ્રાપ્તિ જરૂર થાય છે, એમાં સંદેહ નથી.

આ મંત્રમય શ્રીગુરૂગીતાનો વિષય અતિ ગહન અને સર્વસિદ્ધિઓનું અને સર્વસિદ્ધાંતોનું મૂલછે; તેથી આ "ગુરૂગીતા" જેવા ગંભીર ઉપનિષદનો સંપૂર્ણઅર્થ લેખદ્વારા પ્રકટ કરવો અત્યંત કષ્ટ સાધ્ય છે એટલુંજ નહિ પરંતુ અસંભવિત પણછે; કેમકે આ ગૂઢવિષય શ્રીસદ્‌ગુરૂદેવની પૂર્ણ કૃપા થાય તોજ સ્વતઃ હૃદયમાં પ્રકાશ પામેછે. તથાપિ બાલ્યાવસ્થાથીજ જેમના ઉપર શ્રીસદ્‌ગુરૂપરમાત્માની પૂર્ણકૃપા થયેલી છે એવા, અને શ્રીસદ્‌ગુરૂસ્વામીજીના તથા તેઓશ્રીના શિષ્ય સ્વામિઓના પૂર્ણકૃપાપાત્ર, અને તે શ્રીસદગુરૂના ચરણકમલોનું નિરંતર ધ્યાન-ચિન્તન કરનાર શ્રીસ્વામીજી ચિદાનંદજી મહારાજે શ્રીસદગુરૂપરમાત્માએ અનુગ્રહ કરી કરેલી પ્રેરણાપૂર્વક આ ગ્રંથની "**તત્ત્વદીપિકા**" નામની શુદ્ધ સરલ ગુજરાતી ટીકા લખી અનેક ભક્તજનોને અપૂર્વ ઉપકાર કરેલોછે, તેનો પ્રત્યુપકાર કોઇ પ્રકારે કરવો અશક્ય હોવાથી તેમના ચરણોમાં વારંવાર નમસ્કાર કરી તેમનો અંતઃકરણથી સપ્રેમ ઉપકાર માનીએ છીએ.

આ ગ્રથમાં શિષ્યોને કરવાનાં સાંપ્રદાયિક નિત્યકર્મોનો સુંદર વિવેચનપૂર્વક સમાવેશ કરવામાં

આવ્યો છે. જેમકેઃ–ઉત્થાનવિધિ, શૌચવિધિ. દંતધાવનવિધિ, સ્નાનવિધિ, ભસ્મત્રિપુંડ્રધારણુવિધિ, શ્રીગુરૂપૂજનવિધિ વગેરે. વળી શ્રીગુરૂગીતાને અંતે વાકયપુષ્પાંજલિ પૂર્ણ થયા બાદ સમગ્ર શ્રીગુરૂગીતા ગુજરાતી અક્ષરોમાં પણુ છાપવામાં આવીછે, જેથી બાળબોધલિપિ વાંચવાને અસમર્થ મનુષ્યોને પણુ તે ઘણી ઉપયોગી થઇ પડે તેમ છે. આ ઉપરાંત સાંજના ચાર પાંચ વાગ્યા પછી શ્રીસદ્‌ગુરૂદેવની આરતીમાં ગાવાનાં સ્તોત્ર ધોળકીર્ત્તન વગેરે આપ્યા બાદ શિષ્યનાં લક્ષણુ અને કર્ત્તવ્ય એ વિષયપર અત્યુત્તમ વિવેચન કરવામાં આવ્યું છે. અંતમાં ઘણીજ અગત્યતા હતી એવો મુદ્દાનો **મૃતકયતિસંસ્કારનો વિધિ** પણુ આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યોછે. પ્રાયઃ યતિના મૃત દેહનો કેવીરીતે સંસ્કાર કરવો એ વિષયથી મોટેભાગે લોકો અજ્ઞાત હોવાથી ગમે તેવી રીતે યતિના મૃતદેહની તેઓ વ્યવસ્થા કરી દેછે; પરંતુ આ શાસ્ત્રીયવિધિ આ પુસ્તકમાં દાખલ થયેલો હોવાથી પ્રસંગ આવે તે મુજબ સંસ્કાર કરવાનું લોકોને હવે સુલભ થઇ પડશે. વળી આ ગ્રન્થની ટીકા સુંદર અને મ્હોટા ગુજરાતી અક્ષરોમાં લખાયેલી હોવાથી સેવકવૃન્દ તેમજ જનતા માત્રને અતિશય ઉપયોગી થઇ પડશે.

સ્વામીજી શ્રી ચિદાનંદજી મહારાજે શ્રીગુરૂગીતાના મૂલશ્લોકના શુદ્ધિકરણુ માટે ગામ આંકલાવમાં શ્રીસદ્‌ગુરૂસ્વામીજીની ધર્મશાળામાં ત્રીશ વર્ષ ઉપર સ્થપાયેલી " **શ્રીચિદાનંદ પુસ્તકાલય** " માંથી

નીચેનાં પુસ્તકોનો આશ્રય લીધો છેઃ-

૧ શ્રીગુરૂગીતા-મૂલમાત્ર-શ્લોક સંખ્યા ૨૭૪ પુના જગદ્ધિતેચ્છુ પ્રેસમાં શકે ૧૮૨૭ માં છપાયેલી ચોથી આવૃત્તિ.

૨ ગુરૂગીતા (હિન્દી) ભાષાનુવાદ-ટીપ્પણીસહિતા શ્રીભારતધર્મમહામંડલપ્રધાનકાર્યાલય તરફથી શ્રી વિશ્વનાથ અન્નપૂર્ણાદાન ભાંડારદ્વારા પ્રકાશિત-કાશી. દ્વિતીયાવૃત્તિ શ્લોક ૨૨૧.

૩ શ્રીગુરૂગીતા (હિન્દી) ભાષાટીકાસહિત-સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ-બેલનગંજ—આગરામાં છાપી. શ્લોક ૧૩૮.

૪ ગુરૂગીતા-સભાષ્ય (હિન્દી) 'ગુર્જર પ્રેસ' મથુરામાં સંવત્ ૧૯૫૫ માં છપાયેલી.

૫ શ્રીગુરૂગીતા-ગુજરાતી ભાષાસહિત-વડોદરા લક્ષ્મી-વિલાસ પ્રેસમાં સંવત્ ૧૯૬૦ માં છપાયેલી શ્લોક સંખ્યા ૨૭૪.

૬ ગુરૂગીતા-મૂલ-ટીકા-તથા આધ્યાત્મિક વ્યાખ્યા સાથે પ્રસિદ્ધકર્ત્તા પુરોહિત-ભરૂચ.

૭ શ્રીગુરૂગીતા-ગુજરાતીમાં ભાષાન્તર સહિત-કર્ત્તા બ્રહ્મચારી પૂર્ણાનંદસ્વરૂપ મહારાજ-લુણાવાડા.

૮ શ્રીગુરૂગીતા-શ્લોક ૨૭૪. હિન્દી ટીકાસહિત-પ્રકાશક ભાઈલાલભાઇ ડી. ત્રિવેદી વકીલ હાઇકોર્ટ-કેમ્બે.

૯ શ્રીગુરૂગીતા-શ્લોક ૨૭૪ ગુજરાતીટીકાસહિત-પ્રકાશક શ્રીનિત્યાનંદ આશ્રમ-નાર.

 

૧૦ સ્વામી જયાનંદજી (ધોળકા)ની ગુજરાતી ટીકાવાળી ગુરૂગીતા-લેખી પ્રત સંવત્ ૧૯૨૭ માં લખાયેલી.

૧૧ ગામ આંકલાવની શ્રીસ્વામીજીની ધર્મશાળામાંની ટીકાવાળી ગુરૂગીતા સંવત્ ૧૯૧૯માં લખાયેલી પ્રત.

૧૨ ગામ આંકલાવ નિવાસી રાજવૈદ્ય રામશંકર નારાયણજીની સ્વહસ્તે લખેલી ટીકાવાળી ગુરૂગીતાની પ્રત.

૧૩ શ્રી ગુરૂચરિત્રાન્તર્ગત-ગુરૂગીતા-( ગાણુગાપુરસ્થ ) શ્લોક ૧૭૫ ઓંવ્યાદિ સહિતા-છાપી જ્ઞાનવિલાસ પ્રેસ-પુણેં શહેર. આ ગુરૂગીતા છપાવનારે પોતાની પ્રત શોધવામાં અનેક સ્થલેથી બહુ પ્રતો એકઠ્ઠી કરેલી જણાય છે. પુસ્તકમાં પાઠાંતરો પણ મૂકેલા છે. તેમની પાસે આવેલી કેટલીક પ્રતોની નોંધ અને શ્લોક સંખ્યા નીચે મુજબ છેઃ—

૧ ભારતધર્મમહામંડળ-કાશી હિન્દીભાષાન્તરાચી (છાપી સને ૧૯૧૫)

૨ જ્ઞાનશિખા નામક ગુરૂગીતા, છાપી સન ૧૯૨૧ શ્લોક ૧૩૭.

૩ ગુરૂગીતા સ્તોત્ર ચિન્તામણિ-ઓંવીબદ્ધ ટીકા છાપી સન ૧૯૨૯ શ્લોક ૧૮૭.

૪ ચિદાનંદસ્વામીચી 'સ્વાનંદલહરી' નામક ટીકા સહ છાપી, શકે ૧૮૩૩ શ્લોક ૧૯૩.

૫ તંજાવર (ઈ. મદ્રાસ) યેથેં છપાયેલી, તામિલ ભાષાન્તરાચી પ્રત શ્લોક ૩૫૨.

૬ રંગનાથ સ્વામી (નિગડીકર) કૃત પ્રાકૃત ટીકા, સંસ્કૃત શ્લોક સહ શ્લોક ૧૦૫.

૭ પં. અનન્તશાસ્ત્રી ધૂપકર યાંચ્યા ઘરચી લેખી પ્રત શ્લોક ૧૪૦.

ઉપરોક્ત શ્રીગુરૂગીતાઓ ઉપરાંત કેટલીક શ્રીગુરૂગીતાઓ મૂલશ્લોકમાત્રની લખેલી પ્રતો પણ સ્વામીજીએ એકઠી કરી તેની સહાયતાથી આ ગુરૂગીતા શુદ્ધ કરેલી છે.

આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલાં કેટલાંક સ્તોત્ર અને કીર્ત્તનોના કર્તાઓનો પરિચય અહીંઆં આપવો ઉચિત સમજી તેઓની અત્રે ઓળખ આપવી અસ્થલે નહીં ગણાયઃ—

ગુજરાત કાઠીઆવાડમાં શ્રીગુરૂગીતાના પ્રવર્ત્તક, અને આ ગ્રંથમાં ઘણાં સ્તોત્રોમાં સ્તુતિ કરાયેલા પરમપૂજ્ય સચ્ચિદાનંદસ્વરૂપ નિખિલશાસ્ત્રનિષ્ણાત શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી ૧૦૮ શ્રીસ્વામીજી માધવાનંદજી સદ્‌ગુરૂવર્યનો આશરે ૧૫૦ વર્ષ ઉપર કાઠીઆવાડના **વસતડી** ગામમાં જન્મ થયો હતો. આ મહાનુભાવ સંન્યાસી કનકકાન્તાના સર્વથા મહાત્યાગી–તીવ્રતર વૈરાગ્યવાન્ અને સિદ્ધયોગી મહાત્મા હતા તેઓશ્રીએ પોતાની યુવાવસ્થાના આરંભમાંજ ચતુર્થાશ્રમ ધારણ કરી અનેક શાસ્ત્રોનું અધ્યયન કરી, ગુજરાત કાઠીઆવાડના ઘણા ભાગમાં વેદાન્ત પ્રતિપાદ્ય કેવળ અદ્વૈત સિદ્ધાંતનો પ્રચાર કરવો શરૂ કર્યો. તેઓ સાથે સાથે શ્રીગુરૂભક્તિ ઉપર ખાસ ભાર દેતા.

આ ગુરૂભક્તિનાં ઉત્તમતત્ત્વોનો સમાવેશ શ્રીગુરૂગીતામાં થયેલો હોવાથી તે ગીતાનો પ્રચાર પોતાના સેવક સમુદાયમાં કર્યો. આ ગીતાનો પાઠ તેઓશ્રીએ પ્રવર્ત્તાવેલા વૈદિક અદ્વૈત સંપ્રદાયનું એક અગત્યનું નિત્યકર્મ ગણાયછે. તે મહાનુભાવ સદ્‌ગુરૂ સ્વામીજી સંવત ૧૯૩૭ના માર્ગશીર્ષ વદી ૭ ને ગુરૂવારને દિવસે કાઠીઆવાડમાં શ્રીભીમનાથ મહાદેવ પાસેના આકરૂ ગામમાં વિદેહ કૈવલ્યબ્રહ્મને પ્રાપ્ત થયેલા છે. તેઓશ્રીની સમાધિ તેજ ગામમાં શ્રીસ્વામીજી મહારાજની ધર્મશાળામાં છે.

આ ગ્રન્થના પૃષ્ઠ ૧૧ માં છપાયેલું, શ્રીસદ્‌ગુરૂ પ્રાતઃસ્મરણસ્તોત્ર અને પૃષ્ટ ૩૨૭ તથા ૩૬૫ માં છપાયેલું શ્રી ગુરૂપંચક સ્તોત્રના કર્ત્તા પરમપૂજ્ય સ્વામીજી શ્રીઆનંદગિરિજી મહારાજ ( શાસ્ત્રી-સ્વામીજી)નો ગુજરાતના નડીઆદ ગામમાં જન્મ હતો. તેઓશ્રીએ શ્રીમણિરત્નમાલા (શતપ્રશ્નોતરી) ઉપર અપૂર્વ વિસ્તૃત ટીકા લખેલીછે. તથા બ્રહ્મગીતાગુરૂગીતા આદિ અનેક ગ્રન્થો ઉપર પણ ટીકાઓ લખેલી છે.

આ ગ્રંથના પૃષ્ટ ૧૪ માં છપાયેલું શ્રીપ્રાતઃ-સ્મરણસ્તોત્ર તથા પૃષ્ટ ૩૭૧ માં છપાયેલું શ્રીગુરોરષ્ટક સ્તોત્રના કર્ત્તા સનાતન વેદધર્મના ઉદ્ધારક શ્રીજગદ્‌ગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાન્ સાક્ષાત્ સદાશિવનો અવતાર હતા. તેઓશ્રીનું સંપૂર્ણ જીવનચરિત્ર શ્રીશંકરદિગ્વિ-જય ગ્રંથમાં વિસ્તારથી છપાયેલું છે.

આ ગ્રંથના પૃષ્ટ ૪૦ મો છપાયેલા પૂજ્યપતિ પ્રાતઃસ્તવનનાં કર્ત્તા પ્રાતઃસ્મરણીય પૂજ્ય માતુશ્રી

જમનાંબાઇની પવિત્ર કુક્ષિમાંથી આપણા પરમપૂજ્ય શ્રી ચિદાનંદસ્વામીજીનો જન્મ છે.

પૃષ્ઠ ૧૨૦ માં છપાયેલી શ્રી માધવાનંદ સદ્-ગુરૂજીની આરતીના કર્ત્તા વૈદ્ય રામશંકરજી આપણા પરમપૂજ્ય શ્રી ચિદાનંદજી સ્વામીના પિતાશ્રી છે. તેમના રચેલા કીર્ત્તન સમુદાયમાંથો કેટલાંક ભજનોનો શ્રાકીર્ત્તનરત્નાકરમાં સમાવેશ કરી છપાયેલાં છે.

પૃષ્ઠ ૧૪૭ માં છપાયેલી શ્રીસદ્દગુરૂ સ્તુતિ-પ્રાર્થના ( ભુજંગી છંદ ) ના કર્ત્તા વૈદ્ય નારાયણજી સ્વામીજી ચિદાનંદજી મહારાજના પિતાજીના પિતાશ્રી થાય છે. તેમણે ઘણાં ભજન-કીર્ત્તનોની રચના કરી છે, તેમાંથી શ્રી સદ્દગુરૂસ્વામીજીની સ્તુતિ વગેરેનાં કેટલાંક કીર્ત્તનો શ્રાકીર્ત્તનરત્નાકર ગ્રંથમાં છપાયેલાં છે.

પૃષ્ટ ૪૦૦ માં છપાયેલા શ્રીગુરોરષ્ટક સ્તોત્રના કર્તા વૈદ્ય મહાશંકરજી (પુરાણવેત્તા-પુરાણી) શ્રીસદ્-ગુરૂસ્વામીજીના અદ્વિતીય પરમગુરૂભક્ત વૈદ્ય નારા-યણજીના દ્વિતીય પુત્ર હતા. તેમણે શ્રીસદગુરૂસ્વામી જીની સ્તુતિ વગેરેનાં ઘણાં કોર્ત્તનો બનાવેલાં છે. તેનો ઘણોખરો ભાગ શ્રીકોર્ત્તનરત્નાકરમાં છાપ્યો છે. શ્રીસ્વામીજીના પરમભક્ત નારાયણજી વૈદ્યની ઉપર તથા તેમના ત્રણ પુત્રો (કલ્યાણશંકર (કાળીદાસ) મહાશંકર અને રામશંકર) ના ઉપર શ્રીસદ્દગુરૂવર્ય શ્રી માધવાનંદજીની પૂર્ણ કૃપા હતી.

પૃષ્ઠ ૪૦૩ મી છાપેલા શ્રીસદ્દગુરૂસ્તોત્રના શ્લોક ૧૧ માં દર્શાવેલું જગન્નાથ નામ આપણા પૂજ્ય

સ્વામીજી ચિદાનંદજીનું પૂર્વાશ્રમનું નામ છે. સ્તોત્ર પણ તેમનુંજ કરેલું છે. તેમના રચેલા ભજન કીર્ત્તનના સંગ્રહમાંથી ઘણાંખરાં ભજન-કીર્ત્તનોનો સમાવેશ શ્રીકીર્ત્તનરત્નાકર નામના પુસ્તકમાં કરવામાં આવેલો છે. આ ગ્રંથના અંતિમ પૃષ્ટોમાં છાપેલી શ્રીૐકારજીની અને શ્રીસચ્ચિદાનંદ બ્રહ્મની આરતીઓ વગેરે કીર્ત્તન તેમનાંજ કરેલાં છે. સ્વામીજી ચિદાનંદજીનો પરમપૂજ્ય યોગીન્દ્ર સદ્‌ગુરૂસ્વામિજી શ્રીમાધવાનંદજી ઉપર કેટલો પ્રેમ અને શ્રદ્ધાભક્તિછે, તેનું યથાર્થ વર્ણન કરવામાં અમને પૂરતા શબ્દો નહિં મળવાથી કલમકુંઠિત થાયછે. પરંતુ આ ગ્રંથમાં "**અંતિમપ્રાર્થના-સ્તુતિ**" આવા મથાળાથી આરંભી ગ્રંથની સમાપ્તિ પર્યન્ત સ્વામીજી ચિદાનંદજીએ કરેલી પ્રાર્થના સ્તુતિ વાંચવાથી વિદ્વાન્ સજ્જનોને તેનો પૂરો ખ્યાલ જરૂર આવશે.

આ ગ્રંથમાં શ્રીપરમપૂજ્ય સદ્‌ગુરૂવર્ય શ્રીમાધવાનંદસ્વામીજીનો ફોટો મૂકવામાં આવ્યો છે, તે ગામ આકરૂની સ્વામીજીના ધર્મશાળામાં મૂકાયેલા ફોટાની કૉપી ઉપરથી સુધારાવધારા સાથે બ્લોક કરાવી છપાવેલો છે.

આ ગ્રંથના પઠનપાઠન પૂર્વક શ્રવણ મનનકરી, તેમાં કહેલા તત્ત્વને વર્ત્તનમાં મૂકી મુમુક્ષુ અધિકારી જીવો જન્મજરા મરણાદિરૂપ અનર્થની નિવૃત્તિ અને સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મના અપરોક્ષ અનુભવરૂપ પરમાનંદની-મોક્ષની-પ્રાપ્તિરૂપ અલભ્ય લાભ

લેવા પ્રયત્ન કરશે; કે જેથી આ ગ્રન્થના લેખક શ્રી સ્વામીજી મહારાજનો ભગીરથ પરિશ્રમ સફળ થાય. અસ્તુ. ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥

શ્રી કૃષ્ણ જયન્તી
સંવત્ ૧૯૯૭.

લી. શ્રીસદ્‌ગુરૂચરણસેવા અભિલાષી–

× **વૈદ્ય છગનલાલ ગણપતરામ–આંકલાવ.**
હાલ–શિક્ષક.
એન્. કે. હાઈસ્કૂલ–પેટલાદ.

* **ઉપાધ્યાય હિંમતલાલ શંકરભાઈ**
બી. એ. એલ. એલ. બી. **આંકલાવ**
હાલ–શિક્ષક.
ધી એડવર્ડ મેમોરીયલ્ હાઈસ્કૂલ–બોરસદ.

---

× પરમપૂજ્ય શ્રીસ્વામીજી ચિદાનંદજી મહારાજના પૂર્વાશ્રમના કુટુંબી છે. તેમની શ્રીસદ્‌ગુરૂસ્વામીજીમાં પૂર્ણ શ્રદ્ધા ભક્તિ અને પ્રેમ છે.

* સ્વામીજીશ્રીચિદાનંદજીના બાલમિત્ર ઉપાધ્યાય શંકરભાઈ, કે જેઓ શ્રીસ્વામીજીની સાથે સંન્યાસ લેવા તૈયાર હતા; પરંતુ પ્રારબ્ધવશાત્ ક્ષયરોગના પંઝામાં સપડાઇ છ માસમાંજ પંચભૂતાત્મક કલેવરનો ત્યાગ કરી અવશ્ય કર્ત્તવ્યકર્મની પૂર્ણતાને માટે ભગવાન્ શ્રીકૃષ્ણપરમાત્માના '**शुचीनां श्रीमतां गेहे योग भ्रष्टोऽभिजायते। अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥**' આ વચનાનુસાર અભિનવ દેહમાં પુરૂષાર્થ કરી રહ્યા છે. તેઓશ્રીના * આ દ્વિતીય પુત્ર છે. તેમની શ્રી સદ્‌ગુરૂ **સ્વામીજી**માં પૂર્ણ શ્રદ્ધા ભક્તિ અને પ્રેમ છે.

**પ્રકાશક.**

# श्रीशङ्करदेशिकाष्टकस्तोत्रम्॥

**तोटकवृत्तम्**

विदिताखिलशास्त्रसुधाजलधे ।
महितोपनिषत्कथितार्थनिधे ॥
हृदये कलये विमलं चरणं ।
भव शङ्कर देशिक मे शरणम् ॥१॥

નિખિલ શાસ્ત્રરૂપ અમૃતનો સમુદ્ર જેમને જ્ઞાત છે એવા હે સદ્‌ગુરો ! પરમપૂજ્ય ઉપનિષદોમાં કથન કરેલા અર્થના નિધિરૂપ અર્થાત્ સચ્ચિદાનંદ સ્વરૂપ એવા હે જગદ્‌ગુરો ! હું હૃદયમાં ત્હમારા નિર્મલ ચરણ-કમલોનું ધ્યાન કરૂં છું. સુખ કરવાવાળા હે શંકરાચાર્ય ગુરો ! ત્હમો મારૂં શરણ (આશ્રય) થાઓ; અર્થાત્ હું ત્હમારો આશ્રિત–શરણે રહેવાવાળો–છું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનરૂપ આપ થાઓ. ૧

करुणावरुणालय पालय मां ।
भवसागरदुःखविदूनहृदम् ॥
रचयाखिलदर्शनतत्त्वविदं ।
भव शंकरदेशिक मे शरणम् ॥२॥

હે કરૂણારૂપ જળના સ્થાનભૂત ગુરો ! સંસાર સમુદ્રનાં દુઃસહ દુઃખોવડે વિનષ્ટ થયેલા અંતઃકરણ વાળા મ્હને પાળો, અર્થાત્ આપ મ્હારૂં પાલન–રક્ષણ કરો. તથા સમસ્ત વેદશાસ્ત્રના તત્ત્વને જાણનારો મ્હને બનાવો. સુખકરવાવાળા હે શંકરાચાર્ય ગુરો ! ત્હમો મ્હારૂં શરણ (આશ્રય) થાઓ, અર્થાત્ શરણાગત થયેલાનું–મ્હારૂં વિશ્રાંતિનું સ્થાન આપ થાઓ. ૨

**भवता जनता सुहिता भविता ।**
**निजबोधविचारणचारुमते ॥**
**कलयेश्वरजीवविवेकविदम् ।**
**भव शङ्करदेशिक मे शरणम् ॥३॥**

હે આત્મજ્ઞાન સંબંધિ વિચાર કરવામાં સુન્દર બુદ્ધિવાળા પ્રભો ! આપના સમાગમદ્વારા જનસમુદાય નિરતિશય શ્રેયઃસંપાદન કરવાવાળા થશે; અર્થાત્ આપનું ભજન શુશ્રૂષા કરવાથી તેમજ આપના વચનામૃતરૂપ સદુપદેશ ગ્રહણ કરવાથી મુમુક્ષુ પુરૂષો આત્મજ્ઞાનનાં સાધનો સંપાદન કરી જરૂર બ્રહ્મવેત્તા–જ્ઞાની થાય છે. હે સદ્ગુરો ! આપ મ્હને જીવબ્રહ્મના વિવેકને જાણવાવાળો અર્થાત્ જીવબ્રહ્મની ઐક્યતાને સંપાદન

કરનારી બુદ્ધિવાળો કરો. હે શંકરગુરો ! તહમો મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. ૩.

भव एव भवानिति मे नितरां ।
समजायत चेतसि कौतुकिता ॥
मम वारय मोहमहाजलधिम् ।
भव शङ्करदेशिक मे शरणम् ॥४॥

હે શંકરાચાર્ય ગુરો ! જેમ રજ્જુ (દોરડી) અંધા-રામાં સર્પરૂપે પ્રતીત થાય છે તેમ, આપજ સંસારરૂપે ભાસમાન થયા છો, અર્થાત્ અવિવેકી જીવોને તેમના હૃદયમાં રહેલા અજ્ઞાનરૂપ અંધકારથી આ પ્રત્યક્ષ દશ્યમાન સર્વજગત વિવર્ત્તરૂપે આપમાંજ પ્રતીત થઇ રહ્યું છે, એવું મ્હારા અન્તઃકરણમાં કૌતૂહલ નિરંતર ઉત્પન્ન થાય છે. **અથવા** હે ગુરો ! ભવ—કલ્યાણસ્વરૂપ શિવ આપજ છો ; અર્થાત્ સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પર-માત્મા આપજ છો. સાધુ ભક્તજનોના શ્રેયાર્થે આપ આપની અગાધ માયાશક્તિનો આશ્રય કરી સ્વેચ્છાનુ-સાર માનુષ્ય દેહ ધારણ કરી વિચરો છો; તેજ પ્રમાણે આ દેહધારી તહમો મ્હારી સન્મુખ સ્થિત થકા મ્હને સદુપદેશ કરી રહ્યા છો, એ પ્રકારનું મારા હૃદયમાં

કુતૂહલ નિરંતર ઉદ્‌ભવે છે. હે સ્વામિન્ ! મ્હારા મોહ-રૂપી મહાસાગરને આપ નિવારણ કરો. હે સુખ કરવા વાળા ગુરૂદેવ ! ત્હમો મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. ૪.

**सुकृतेऽधिकृते बहुधा भवतो ।**
**भविता पददर्शनलालसता ॥**
**अतिदीनमिमं परिपालय मां ।**
**भव शङ्करदेशिक मे शरणम् ॥५॥**

હે સ્વામિન્ ! અનેક પ્રકારે સુકૃત સંપાદન કરે સતે (કરવાથી) આપના પદ દર્શનની લાલસા ઉત્પન્ન થશે. પરંતુ હે નાથ ! એટલું તો પુરૂષાર્થ–સામર્થ્ય–મ્હારામાં છે નહીં; તેથી આપના શરણમાં આવેલાની (મ્હારી) આ પ્રાર્થના સ્વીકારવા કૃપા કરશોઃ–હે પ્રભો ! આ અતિદીન (દરિદ્ર–દુર્ગત)નું–મ્હારૂં પરિપાલન કરો. હે શંકર ગુરો ! આપ મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. અર્થાત્ જન્મજરામૃત્યુના તેમજ કામક્રોધ મોહમદાદિક શત્રુઓના અસહ્ય દુઃખોથી મુક્ત થવા આપના ચરણોમાં શરણાગત થયેલાની (મ્હારી) નિરંતર રક્ષા કરો. ૫.

**जगतीमवितुं कलिताऽऽकृतयो ।**
**विचरन्ति महामहसश्छलतः ॥**

अहिमांशुरिवात्र विभासि पुरो ।
भव शङ्कर देशिक मे शरणम् ॥६॥

હે જગદ્‌ગુરો ! જગતનું રક્ષણ કરવાને માટે અર્થાત્ સંસાર સમુદ્રમાં ડૂબતા જીવોનો સમુદ્ધાર કરવાને અર્થે પરમાત્માની અનેક આકૃતિઓ—અવતારો કલ્પેલાછે, તે મહાતેજના મિષથી વિચરેછે. તેજ શિવાવતારરૂપ આપ જગદ્‌ગુરૂ સૂર્યની પેઠે અહીંઆં સન્મુખ ભાસો છો. હે સુખકર ગુરૂદેવ ! તમો મ્હારૂં શરણ (આશ્રય) થાઓ. ૬.

गुरुपुङ्गव पुङ्गवकेतन ते ।
समतामयतां न हि कोऽपि सुधीः ।
शरणागतवत्सल तत्त्वनिधे ।
भव शङ्कर देशिक मे शरणम् ॥७॥

હે ગુરૂવર ! હે શ્રેષ્ઠોના સ્થાનભૂત ! કોઇપણ પંડિત આપની તુલ્યતાને પ્રાપ્ત થતા નથી; એ નિર્વિવાદ છે. હે શરણાગતના સ્નેહી ! હે તત્ત્વના ભંડાર રૂપ અર્થાત્ બ્રહ્મતત્ત્વની મૂર્ત્તિરૂપ ! હે સુખકરવાવાળા શંકરાચાર્ય ગુરો ! આપ મ્હારૂં શરણ (આશ્રય) થાઓ; અર્થાત્ તમારે શરણે રહેવાવાળો હું તમારો દાસ છું, માટે મ્હારી વિશ્રાંતિના સ્થાનભૂત આપ થાઓ. ૭.

विदिता न मया विशदैककला ।
न च किञ्चनकाञ्चनमस्ति गुरो ।
द्रुतमेव विधेहि कृपां सहजां ।
भव शङ्कर देशिक मे शरणम् ॥८॥

હે સદ્ગુરો ! આપની એકપણ શુભ્રકલા મેં સ્પષ્ટ જાણી નહિં; અર્થાત્ આપના ઉજ્જ્વલ જ્ઞાનનો એક ભાગ (અંશ–ટુકડો) પણ હું જાણી શક્યો નથી. હે પ્રભો ! મ્હારી પાસે કિંચિન્માત્ર કાંચન પણ નથી; હું સર્વથા અકિંચન છું; જેથી આપને સમર્પણ કરવા યોગ્ય કોઇપણ ઉપહાર લાવી શકું તેમ નથી. હે નાથ ! માત્ર હું આપની વારંવાર નમસ્કાર પૂર્વક સ્તુતિ સેવા કરૂં છું. સુખકરવાવાળા હે શંકર ગુરો ! આપ મ્હારૂં શરણ (આશ્રય) થાઓ; અને મ્હારા ઉપર શીઘ્રજ સ્વાભાવિકી કૃપા કરો. જેથી આપના અનુગ્રહથી મ્હારૂં આજજ શ્રેયઃ-કલ્યાણ થાય. ૮

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य-
श्रीमत्तोटकाचार्यविरचितं श्रीशङ्कर-
देशिकाष्टकस्तोत्रं सम्पूर्णम् ॥

## કીર્ત્તન-(રાગ ગરબી).

(પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે;-એ રાહ)

મનવા સદ્ગુરૂ પ્રભુનો અમુલખ લ્હાવો લીજીએ રે;
દુર્લભ દેહ મનુષ્યનો, ફરી ન આવે હાથ--
બ્રહ્મગુરૂ સંગે સત્સંગ કીજી, બ્રહ્મરસ પીજીએરે;-(ટેક)

સમરૂં સદ્ગુરૂ દેવને, સાંપી ચરણે શિશ;
કર જોડી સ્તુતિ કરૂં, કૃપા કરો જગદીશ;-
સદ્ગુરૂ શુદ્ધ સ્વરૂપે, શોભે આજે સાથમાં રે
નિર્ગુણ અનેક રૂપે, સુંદર શોભે શ્યામ;-બ્રહ્મ ગુરૂ૦૧

સદ્ગુરૂ ચરણે જે જઈ, શિષ્ય ગુરૂનો થાય;
જળ મલિન ગંગા ભળે, નદી સમુદ્ર ન્યાય;
સચ્ચિદ્આનંદ રૂપે, થઇ જગતમાં વ્યાપશે રે,
પૂરણ અવિનાશી છે, સદ્ગુરૂ સ્વામી દેવ;-બ્રહ્મ ગુરૂ૦૨

ચતુર્મુખા ગુરૂ ચતુર્ભુજ, પંચમુખી ગુરૂ શિવ;
પરમાતમ ગુરૂ દેવ છે, ત્હેને સેવે સર્વે જીવ;
સુંદર ભસ્મ લલાટે, શોભે રૂદ્રાક્ષ કંઠમાં રે,
વલ્કલ વાઘાંબર કમંડલ શોભે હસ્ત;-બ્રહ્મ ગુરૂ૦૩

સરિતા દરિયે જઇ ભળે, સરિતા નામ બૂઝાય;
મહિમા શ્રીગુરૂ દેવનો, મુખથી કહ્યો ન જાય;
ગુરૂ કૃપાથી પામ્યો મંત્ર, સોહં શ્રીગુરૂ સેવીનેરે,
થઇ ગયા બ્રહ્માનંદમાં **જગન્નાથ** મગન; બ્રહ્મ ગુરૂ૦૪



ૐ

# विषय सूचि ॥

# शुद्धिपत्रम् ॥

પાઠક મહાશયો ! નીચેના શુદ્ધિપત્ર પ્રમાણે પુસ્તકમાં સુધારો કરી વાંચવા કૃપા કરશો.

| पृष्ठः- | पंक्तिः- | अशुद्धम् । | शुद्धम् । |
|---|---|---|---|
| २० | १० | धर्मगुप्तं | मात्मनिष्ठम् |
| २१ | ३ | ધર્મરક્ષક | ધર્મરક્ષક બ્રહ્મનિષ્ઠ |
| ३२ | ८ | કરિ | કરી |
| ३५ | ९ | जिव | जीव |
| ५३ | ११ | धामहि | धीमहि |
| ६९ | १९ | દ્રાપદી | દ્રૌપદી |
| ८१ | १४ | रद्राक्षस्य | रुद्राक्षस्य |
| ९८ | ३ | કરવાથી દ્ધ | કરવાથી શુદ્ધ |
| १०२ | १५ | गायन्त | गायन्तं |
| १०८ | ७ | गन्द | गन्ध |
| ११३ | ९ | અપણુ | અર્પણુ |
| १३८ | ७ | સિદ્ધને | સિદ્ધિને |
| १४९ | ३ | દીલમાં | દીલમાં, |
| १६१ | ९ | म्ये | रम्ये |
| १६९ | १४ | सर्वषां | सर्वेषां |
| १८५ | ६ | कवलं | केवलं |
| २०० | २ | लोकपु | लोकेपु |
| २०७ | १४ | કહેલું છે | કરેલું છે. |

| | | | |
|---|---|---|---|
| ૨૧૦ | ૯ | स्वेद् | स्वदे |
| ૨૧૧ | ૧૪ | ત પર | તત્પર |
| ૨૧૫ | ૧૩ | वेशां | वेशो |
| ૨૧૫ | ૧૩ | यथौवेश | यथैवेश |
| ૨૧૭ | ૫ | दंशा | देशा |
| ૨૧૯ | ૯ | प्रसन्नं | प्रसन्ने |
| ૨૨૧ | ૬ | સસાર | સંસાર |
| ૨૨૩ | ૧૬ | यक्षाश्चारणाः | यक्षाश्चचारणाः |
| ૨૨૮ | ૮ | અખડિત | અખંડિત |
| ૨૩૦ | ૧૭ | जगान्मथ्या | जगन्मिथ्या |
| ૨૩૨ | ૬ | પર્યંત | પર્યન્ત |
| ૨૩૪ | ૫ | देह | देहे |
| ૨૩૮–૨૩૯ | ૧૪–૪ | ૪૦–૪૧ | ૮૦–૮૧ |
| ૨૪૯ | ૧૦ | सुर्य | सूर्य |
| ૨૫૫ | ૧૩ | साहस्रा० | साहस्री० |
| ૨૬૨ | ૮ | समुद्रेऽस्त | समुद्रेऽस्तं |
| ૨૬૬ | ૫ | પાસથી | પાશથી |
| ૨૭૦ | ૧૦ | विशोषणा | विशेषेणा |
| ૨૭૬ | ૧૨ | સારૂ | સારૂં |
| ૨૭૭ | ૭ | પામ | પ્રામ |
| ૨૭૯ | ૫ | ઉભેલા | ઉભેલો |
| ૨૮૦ | ૧ | સમુદ્રમં | સમુદ્રમાં |
| ૨૮૦ | ૧૦ | ब्रह्मास्म | ब्रह्मास्मि |
| ૨૮૧ | ૪ | નિરતર | નિરંતર |
| ૨૮૩ | ૬ | ભાતિકોની | ભૌતિકોની |

| | | | |
|---|---|---|---|
| ૨૮૯ | ૧ | मदे नैव | मदेनैव |
| ૨૯૩ | ૧૫ | श्री | श्री |
| ૨૯૪ | ૮ | सरणक | तरणैक |
| ૨૯૪ | ૧૩ | ઇન્દ્રિય દિ | ઇન્દ્રિયાદિ |
| ૨૯૮ | ૧ | बाध | बाधनं |
| ૩૦૪ | ૭ | ऽजसं | ऽजस्रं |
| ૩૬૦ | ૬ | વ્યાહ્યતિ | વ્યાહૃતિ |
| ૩૬૧ | ૩ | भुर्वः | र्भुवः |
| ૩૬૨ | ૧ | भुर्वः | र्भुवः |
| ૩૭૧ | ૯ | गुरोरङ्घ्रि | गुरो[illegible] |
| ૩૭૭ | ૮ | सम्यक | सम्यक् |
| ૩૮૦ | ૧૭ | મ | मैं |
| ૩૮૭ | ૧૨ | देशिकाङ्घ्रि | देशिकाङ्घ्रि |
| ૩૮૮ | ૧૦ | ह्रिमुजं | ज्ञानदं |
| ૩૮૯ | ૬ | ત્હમે | ત્હમેજ્ઞાનપ્રદ |
| ૩૯૦ | ૯ | શાત્ર | શાત્રુ |
| ૪૦૮ | ૩ | भूर्त्तिम् | मूर्त्तिम् |
| ૪૧૫ | ૯ | લિગ | લિંગ |





हरिः ॐ तत्सत् ।

श्रीसच्चिदानन्द परमात्मने नमः ।

श्रीसद्गुरुभ्यो नमो नमः ॥

# श्रीसोपासननित्यकर्म-

अने

# श्रीगुरुगीता ॥

मङ्गलाचरणम् ।

श्रीशार्ङ्गोद्भवदहनात्मजो द्विपास्यो यः
कर्णारिजनकशत्रुजाङ्कसंस्थः ।
कार्य्यादौ दुरितनिवारणाय देवो
वन्द्यो वै सकलजनैर्नमाम्यहं तम् ॥१॥

રાગ આશાવરી.

નિરપેક્ષ સદ્‌ગુરૂ વિરલા કોઈ,
મૈં દેખ્યા સબ જગમાં જોઈ;—(ટેક)



સમદર્શી સમરસ ચિત્ત જાકે,
થાપ ઉથાપ ન હોઈ;
અવિનાશી કે ઘરકી બાતાં,
જાનેગે નર સોઈ; નિરપેક્ષ૦ ૧
રાવરંકમાં ભેદ ન જાણે,
કનક પત્થર સમ લેખે;
નારી નાગણીકો નહિં પરિચય,
વે સોહં મંદિર દેખે; નિર૦ ૨
નિન્દાસ્તુતિ શ્રવણ કરીને,
હર્ષ શોક નહિં આણે;
તે જગમાં યોગેશ્વર પૂરા,
નિત્ય ચડતે ગુણ ખાણે; નિર૦ ૩
ચંદ્ર સમાન સૌમ્યતા જાકી,
સાગર સમ ગંભીરા;
સર્વજ્ઞ બ્રહ્મરૂપ હિ પૂરા,
સુરગિરિ સમ શુચિ ધીરા; નિર૦ ૪
ઐસે ગુરૂકો નમન કરત હૂઁ,
વહ જળકમળવત્ ન્યારા;
ચિદાનંદ કહત સદ્‌ગુરૂ મેરા,
બ્રહ્મકે જાનનહારા; નિર૦ ૫

योऽनन्तोऽन्तशक्तिः सृजति जगदिदं
पालयत्य न्तरात्मा ।
यो विश्वान्ते निपीय स्वकमहिमगतः
सत्यचिन्मूर्त्तिरास्ते ।
योऽनुग्रः सज्जनानां परमहिततमः
पापिनामुग्रमूर्त्तिः
सोऽस्माकं वाञ्छितानि प्रदिशतु भगवान्
सच्चिदानन्द देवः ॥२॥

---

અવધિ રહિત–અવિનાશી, અનંત શક્તિવાળા, અને સમસ્ત પ્રાણીમાત્રના અંતર આત્મારૂપ જે દેવ આ જગત્‌ને ઉત્પન્ન કરે છે, અને પાલન કરે છે, તથા વિશ્વના અંતમાં–મહાપ્રલય સમયે સંપૂર્ણ જગત્‌નો પ્રલય કરી, જે પોતાના મહિમામાં સ્થિત રહેનાર, ત્રિકાળાબાધ્ય ચૈતન્યમૂર્ત્તિ સ્થિત રહે છે; તથા જે સત્પુરૂષોનું અત્યંત ઉત્કૃષ્ટ હિત કરનાર સૌમ્યમૂર્ત્તિરૂપ છે, અને પાપીજીવોને વાસ્તે અતિભયંકર મૂર્ત્તિરૂપ છે; તે ભગવાન્ સચ્ચિદાનંદ દેવ અમારી મનોવાંછિત કામનાઓને પૂર્ણ કરે. ૨.

प्रज्ञावैशाखवेधक्षुभितजलनिधे-
वेदनाम्नोऽन्तरस्थं ।
भूतान्यालोक्य मग्नान्यविरतजनन-
ग्राहघोरे समुद्रे ॥
कारुण्यादुद्धारामृतमिदममरै-
र्दुर्लभं भूतहेतो-
र्यस्तं पूज्याभिपूज्यं परमगुरुममुं
पादपातैर्नतोस्मि ॥३॥

---

નિરંતર જન્મમરણાદિ ગ્રાહ-મકરવાળા ભયંકર સમુદ્રમાં ડૂબેલા પ્રાણીઓને જોઇને, શુદ્ધ બુદ્ધિરૂપી મથની (વલોવવાના વાંસ) દ્વારા મથન કરવાથી ક્ષુભિત થયેલા વેદ નામા સમુદ્રની અંદર રહેલા, અને દેવતાઓને પણ દુર્લભ એવા, આ જ્ઞાનરૂપી અમૃતને, પ્રાણીમાત્રના સુખના હેતુથી કરૂણાવડે જે ઉત્પન્ન કરે છે; તે પરમપૂજ્ય આ પરમગુરૂદેવને તેઓશ્રીના ચરણ કમલોમાં સાષ્ટાંગવડે લાકડીની પેઠે લાંબા પડીને હું નમસ્કાર કરૂં છું. ૩.

यस्याक्षिपादपदवीं सकृदप्यवाप्य
भूयो न संसृतिकुमार्गमवाप्नुवन्ति ।
लोकास्तमात्मसुखमग्नमनः प्रचार-
मद्वैतमार्गगुरुमाभजतां मनो मे ॥४॥
यस्य कृपाप्रसादेन चिदानन्दो भवाम्यहम्
वन्दे श्रीमाधवानन्दं टीकाकृन्मुक्तिदं गुरुम्॥५॥

જેમની ચક્ષુના કૃપાકટાક્ષને એકવારપણ પ્રાપ્ત કરીને સાંસારિક જીવો વારંવાર સંસારના જન્મમરણાદિ કુમાર્ગને પામતા નથી, એવા તે આત્મવિષયક સુખમાં નિમગ્ન મનના વ્યાપારવાળા, અદ્વૈત માર્ગના પ્રવર્ત્તક શ્રીસદ્‌ગુરૂદેવને મારૂં મન નિરંતર ભજે—ભજન સ્મરણ કરે. ૪.

જેમના કૃપાપ્રસાદવડે આ ગ્રંથનો ટીકાકરનાર હું ચિદાનંદ સ્વરૂપ થયોછું; તે મુક્તિ આપનાર શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવને હું વારંવાર વંદન-નમસ્કાર કરૂં છું. ૫.

## પ્રભુસ્તુતિ.

### તોટક છંદ.

પરમેશ મહેશ કૃપાળુ પ્રભો,
જગરક્ષક નાયક નાથ વિભો;
બહુદીનપણે પ્રભુ હું નમિને,
કરજોડી પ્રણામ કરૂં તમને; ૧.
વિનતી કરી જાચું કૃપા તુજની,
સુમતિ કરજો ગુરૂ દાસ તણી;
ગુરૂગુણ રચવા આ પુસ્તકમાં,
થઈ છે મરજી તુજ બાળકમાં; ૨.
શુભ હેતુવિષે તુજ સ્હાય પ્રભો,
મળવા અરજી મુજનાથ વિભો;
કદિ સાધન લાખ કરોડ હશે,
તુજ સ્હાયવિના સહુ વ્યર્થ થશે; ૩.
પણ હોય કૃપા યદિ તારી હરિ,
વિણ વ્હાણ સમુદ્ર જવાય તરી;
તુજ મ્હેર થકી ગિરિરાજ પરે,
ચઢીને પગહીન છતાં ઉતરે; ૪.

[૧]કુસુમે કદિ વજ્રમણિ ઉપરે,
કરવા જેમ કાપ વિચાર કરે;
કદિ કોમળ તંતુ [૨]મૃણાલ થકી,
[૩]કરિ બંધન ઘાટ ઘડે મનથી; ૫.
તેમ અલ્પમતિ પ્રભુ મારી અતિ,
વળી આપ તણીજ અગમ્યકૃતિ;
મુજ અંતરે પ્રેરક થાવ હરિ,
મુજ મસ્તકે હસ્ત સુપ્રેમ ધરી; ૬

# उत्थानविधिः ।

બ્રાહ્મ મુહૂર્ત્તમાં નિદ્રા લેવાથી પુણ્યનો નાશ થાય છે, એમ સ્મૃતિરત્નાવલિમાં કહેલું છે; અને પ્રયોગ પારિજાતમાં રાત્રિના છેલ્લા મુહૂર્ત્તને બ્રાહ્મમુહૂર્ત્ત કહેલું છે. બ્રાહ્મમુહૂર્ત્ત કાલ સિદ્ધિયોગનો છે, તે વખતે ચિત્તવૃત્તિ શાંત એકાગ્ર હોવાથી ચિન્તવેલું સર્વ સિદ્ધિ દાતા થાય છે; માટે સ્વસ્થ મનુષ્યે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, તેમ આયુષ્યની વૃદ્ધિ તથા રક્ષણને અર્થે

---

૧ ફુલથી. ૨ કમલ. ૩ હાથી.

પાછલી છ ઘડી રાત્રી રહે ત્યારે નિદ્રાનો ત્યાગ કરી, પોતાના શયન બીછાનામાંથી જમણે પડખે ઉઠીને પરમેશ્વરનું ધ્યાન કરવું; તથા શાંત ચિત્તથી પરંબ્રહ્મ પરમાત્મા, ગુરૂ શિવાદિ ઈષ્ટ દેવનું સ્મરણ કરી, ઈષ્ટ દેવનો માનસ જપ કરી, શ્રીગુરૂપરમાત્મ દેવની મૂર્ત્તિ, રૂદ્રાક્ષ, યજ્ઞોપવીત આદિ માંગલિક* પદાર્થોનું અવલોકન કરવું; પછી " **समुद्रवसने देवि पर्वतस्तनमण्डिते । विष्णुपत्नि नमस्तुभ्यं पादस्पर्शं क्षमस्व मे ॥** " ( સમુદ્રરૂપ વસ્ત્રવાળી, પર્વતરૂપ સ્તનમંડલથી સુશોભિત, અને વિષ્ણુ પત્નિરૂપ એવી હે દેવિ ! તહમને મ્હારો નમસ્કાર છે; મ્હારા ચરણના સ્પર્શને ક્ષમા કરો ) આ મંત્રવડે પૃથ્વીમાતાની ક્ષમા માગી, શયનસ્થાનનો પરિત્યાગ કરી, મધુર શીતળ જળથી ત્રણ કોગળા કરી, મુખ તથા ચક્ષુ ધોઇ આચમન લઇ શ્રીગુરૂ પરમાત્માની સ્તુતિનાં સ્તોત્ર, પ્રભાતાદિનું ગાન કરવું.

---

* શ્રોતિય બ્રાહ્મણ, ગૌ, અગ્નિ, સુવર્ણ, ઘી, સૂર્ય જળ, ગુરૂ, ગુરૂમૂર્ત્તિ, સદ્ધર્મી રાજા યજ્ઞોપવીત, રૂદ્રાક્ષ, અગ્નિહોત્રી, દેવમૂર્ત્તિ આદી માંગલિક પદાર્થો પ્રાતઃકાલમાં દર્શનીય છે.

દરરોજ પ્રાતઃકાલમાં ઉઠી કોગળા કરી, મુખ અને ચક્ષુ ધોઈ પાશેર અથવા તેથી વધારે જળ પીવાથી મનુષ્ય વૃદ્ધાવસ્થા રહિત નિરોગી થાય છે, અને સો વર્ષથી અધિક જીવે છે; તથા મળ સાફ થાય છે.

પ્રાતઃકાલમાં નાસિકાદ્વારા જળપાન કરવાથી મનુષ્ય બુદ્ધિમાન, ગરૂડ સમાન દીર્ઘ દૃષ્ટિવાળો, વળી (શરીરે ચામડીમાં કરચલી) પલિત (પળીયાં) રહીત, તથા સર્વ રોગોથી વિહીન થાય છે.[1]

સ્રીઓએ નિરંતર પ્રાતઃકાલમાં પોતાના પતિથી

---

[1] " विगतघननिशीथे प्रातरुत्थाय नित्यं, पिबति खलु नरो यो नासिकारन्ध्रवारि । स भवति मतिपूर्ण-श्चक्षुषा ताक्ष्र्यतुल्यो, वलिपलितविहीनः सर्वरोगैर्विमुक्तः॥' જે દિવસે વાદળ ન હોય તે દીવસે રાત્રિ વ્યતીત થયા પછી પ્રાતઃકાલમાં ઉઠીને, જે મનુષ્ય નિત્ય નાસિકાના છિદ્રદ્વારા જળપાન કરે છે; તે પૂર્ણ બુદ્ધિવાળો, ગરૂડના સમાન દૂર દર્શી, તથા ચામડીની કરચલી અને પળીયાં રહીત, તેમજ સર્વરોગોથી રહીત થાય છે.

" सवितुरुद्यकाले प्रसृतीः सलिलस्य यः पिबेदष्टौ । रोगजरापरिमुक्तो जीवेद्वत्सरशतं साग्रम् ॥" સૂર્યના ઉદય સમયે જે મનુષ્ય જળના આઠ ખોબા જળપાન કરે છે; તે રોગ અને વૃદ્ધાવસ્થાથી રહિત થાય છે, તથા સો વર્ષથી અધિક જીવે છે.


પહેલાં ઉઠી, પાપ દુઃખની નિવૃત્તિને અર્થે પ્રેમપૂર્વક પોતાના જમણા હાથવડે પોતાના પતિના બન્ને પગને સ્પર્શ કરી, તે હાથ પોતાની આંખોએ તથા મસ્તકપર અડકાડવો, અર્થાત્ પતિની ચરણરજ પોતાની આંખોએ અને મસ્તકપર ધારણ કરવી; તથા પતિની પ્રકંમા કરી, તેઓને નમસ્કાર કરી, પતિના મુખનું દર્શન કરતાં કરતાં આનન્દ-હર્ષપૂર્વક બે હાથ જોડી પતિનું સ્તવન કરવું. તેમજ ગુરૂ પરમાત્માનું સ્તવનાદિક કરી શારીરિક ક્રિયામાં તથા વ્યવહારિક ક્રિયામાં યથા યોગ્ય પ્રવૃત્ત થવું, એમ બ્રહ્મવૈવર્ત, સૌભાગ્યકલ્પદ્રુમ આદિ ગ્રન્થોમાં કહેલું છે.

સૌભાગ્યવંતી સ્ત્રીઓએ દરરોજ પ્રાતઃકાલમાં જલદી ઉઠી પ્રથમ પોતાના પતિનું મુખ અવલોકન કરી, પશ્ચાત્ રૂદ્રાક્ષ, તુળસી, ઈષ્ટ ગુરૂદેવાદિકની મૂર્ત્તિ આદિ માંગલિક પદાર્થોનું અવલોકન કરવું, વિધવા સ્ત્રીઓએ શિવ-ગુરૂ આદિ ઈષ્ટદેવની મૂર્ત્તિનું તથા રૂદ્રાક્ષ, ગૌ. તુળસી આદિ માંગલિક પદાર્થોનું પ્રાતઃ કાલમાં અવશ્ય દર્શન કરવું.



# श्रीसद्गुरु प्रातःस्मरणस्तोत्रम् ॥

पञ्चचामरवृत्तम् ।

लसद्दयातरङ्गकं क्षमारविन्दशोभितम् ।
यतीन्द्रहंससेवितं भजामि माधवं नदम् ॥१॥

દયારૂપ તરંગવાળા જળથી શોભાયમાન્, ક્ષમારૂપી કમળોવડે સુશોભિત, તથા જિતેન્દ્રિય મહાન્ સંન્યાસી પરમહંસોદ્વારા સેવિત શ્રીસદ્ગુરૂ માધવાનન્દરૂપ નદ ( મહાન્ લાંબા પહોળા અતિગંભીર અથાહ જળના પ્રવાહવાળા નદ યા સમુદ્ર ) ને હું નિરંતર પ્રાતઃકાલમાં ભજું છું. ૧.

विवेकरत्नभारिणं भवार्त्तितापहारिणम्* ।
यतीन्द्रहंससेवितं भजामि माधवं नदम् ॥२॥

સત્ અસત્નો વિવેક, જડ ચૈતન્યનો વિવેક, નિત્ય અનિત્યનો વિવેક, સુખ દુઃખનો વિવેક, આત્મા અનાત્માનો વિવેક, કર્ત્તવ્ય અકર્ત્તવ્યનો વિવેક, ગ્રાહ્ય

* भवाब्धितापहारिणम् । ( સંસાર સમુદ્રના તાપને નાશ કરનાર ) इति पाठान्तरोऽस्ति ॥

અગ્રાહ્યનો વિવેક, તથા જીવ ઈશ્વરાદિકના વિવેકરૂપ રત્નોના ભારયુક્ત; સાંસારિક દુઃખોના તાપને હરવા-વાળા, અને જિતેન્દ્રિય મહાન્ સંન્યાસી પરમહંસો-દ્વારા સેવિત શ્રીમાધવાનન્દ સદ્‌ગુરૂરૂપી મહાનદને હું પ્રાતઃકાલમાં નિરંતર ભજું છું. ૨.

**यदर्थमेव भावितं तदर्थमेव दायिनम् ।**
***यदङ्घ्रिरक्तपङ्कजं भजामि माधवं नदम् ॥३॥**

ભક્તજનો જે જે અર્થની ભાવના (મનો વાંછિત કામના) કરે છે, તે તે અર્થને–મનોવાંછિત પદાર્થને અવશ્યમેવ આપવાવાળા, અને જેમનાં ચરણ લાલ કમળના સમાન સુશોભિત છે, તે શ્રીમાધવાનન્દ સદ્-ગુરૂરૂપ મહાનદને હું નિરંતર ભજું છું. ૩.

**श्लोकत्रयमिदं पुण्यं ब्रह्मानन्दप्रदायकम् ।**
**यःपठेत्प्रातरुत्थाय स गच्छेत्परमं पदम् ॥४॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य–**
**श्रीमत्स्वामिमाधवानन्दपूज्यपाद–**

* " यदङ्घ्रिपादपङ्कजं " આવો પાઠાન્તર છે. પરંતુ अङ्घ्रि અને पाद એ બન્ને પદ એકાર્થવાચક હોવાથી પુનરાવૃત્તિ દોષથી દૂષિત પાઠ અગ્રાહ્ય છે.



**प्रमुखशिष्यशास्त्रिस्वामिविनिर्मितं श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥**

પરંબ્રહ્મના આનન્દને આપવાવાળા પુણ્યમય આ ત્રણ શ્લોકને જે મનુષ્ય પ્રાતઃકાલમાં ઉઠીને નિરન્તર ભણે છે, તે પરમપદને—કૈવલ્ય મુક્તિને પામે છે. ૪.

પ્રાતઃકાલમાં ઉઠી મધુર શીતળ જળથી ત્રણ કોગળા કરી મુખ તથા ચક્ષુ ધોઇ શ્રીગુરૂ પરમાત્માની સ્તુતિ રૂપ પ્રાતઃસ્મરણ કરતી વખતે પ્રથમ "**नौमि श्रीमाधवानन्दं सच्चिदानन्द विग्रहम् । यस्येक्षणप्रसादेन तीर्णोऽहं भवसागरम्** "* આ શ્લોક બોલ્યા પછી ઉપરનું **શ્રી સદ્ગુરૂ પ્રાતઃસ્મરણ સ્તોત્ર** ઉચ્ચારણ કરતાં કરતાં શ્રીસદ્ગુરૂ પરમાત્મા શ્રીમાધવાનન્દ યોગીન્દ્રને એક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવો; અને સદ્ગુરૂ પરમાત્માના નામની ધૂન ( સચ્ચિદાનન્દ માધવાનન્દ ) કરી, નમસ્કાર કરવો; ત્યાર પછી શ્રી સદ્ગુરૂ પરમાત્માનાં પ્રાતઃસ્મરણાદિ અન્ય સ્તોત્રો તથા પ્રભાતીઆં વગેરેનો આરંભ કરવો.

---

* **नौमि०** આ શ્લોકનો અર્થ આગળ શ્રી ગુરૂગીતાના આરંભમાં મંગળાચરણના શ્લોકથી કરવામાં આવેલો છે, ત્યાંથી સમજી લેવો.

# श्रीप्रातःस्मरणस्तोत्रम् ।

वसन्ततिलकावृत्तम् ।

प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंसगतिं तुरीयम् ।
यत्स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद्ब्रह्म निष्कलमहं न च भूतसङ्घः ॥१॥

અન્તઃકરણ અને અન્તઃકરણની વૃત્તિઓના સાક્ષિરૂપ હોવાથી, જે અહંવૃત્તિવિષે સ્વયંપ્રકાશરૂપથી સ્ફુરાયમાન છે; તે સદ્રૂપ, ચિદ્રૂપ, આનન્દરૂપ, પરમહંસોની ગતિરૂપ, તથા તુરીય સ્વરૂપ આત્મતત્ત્વનું હું પ્રાતઃકાલમાં હૃદયકમલવિષે સ્મરણ કરૂં છું, જે જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ નામની ત્રણે અવસ્થાને નિરંતર જાણે છે, તે અવિકારી–અવિનાશી, નિરવયવ બ્રહ્મ હું છું; પૃથ્વી આદિ પંચભૂતોના સમુદાયરૂપ હું નથી; અર્થાત્ પંચભૂતાત્મક આ દેહરૂપ હું નથી. ૧.

प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण ।

यन्नेति नेति वचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम् ॥२॥

જે મનવાણીના અવિષયરૂપ છે, જેમના અનુગ્રહથી સમસ્ત વાણીઆદિ ઇન્દ્રિયો પ્રકાશિત થાય છે; વેદો જેને 'નેતિ નેતિ' (સ્થૂલ સૂક્ષ્માદિ શરીરરૂપ, જાગ્રતાદિ ત્રણે અવસ્થારૂપ, સમસ્ત જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિય રૂપ, સકલ પ્રાણોરૂપ, મન બુદ્ધિ આદિ અન્તઃકરણરૂપ તથા શબ્દાદિ સંપૂર્ણ વિષયોરૂપ અને નામરૂપાત્મક પરિદૃશ્યમાન નિખિલ જગત્રૂપ આત્મા નથી, એમ સર્વદૃશ્યપ્રપંચના નિષેધક) વચનોદ્વારા કથન કરે છે; તથા બ્રહ્મવિત્પુરૂષો જેને દેવાદિદેવ, અજન્મા, અચ્યુત, અને સર્વોત્તમ કહે છે; તે સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મ દેવને હું પ્રાતઃકાલમાં ભજું છું. ૨.

प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम् ।
यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजङ्गम इव प्रतिभासितं वै ॥३॥

જે અજ્ઞાનથી પર, સૂર્યસમાન વર્ણવાળા—સ્વયં-

પ્રકાશ, પરિપૂર્ણ, સનાતનપદરૂપ, અને પુરૂષોત્તમ નામક છે; જે અશેષમૂર્ત્તિરૂપ પરમાત્મા વિષે અર્થાત્ સર્વથી અભિન્ન અને સર્વના અધિષ્ઠાનરૂપ પરંતત્ત્વ વિષે આ નામરૂપ અને ક્રિયાવાળું સમસ્ત જગત્, રજ્જુ (દોરડી)માં જેમ સર્પ ભાસે છે તેમ ભાસી રહ્યું છે; તે સર્વવ્યાપક ચૈતન્યદેવને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું. ૩.

**श्लोकत्रयमिदं पुण्यं लोकत्रयविभूषणम् ।**
**प्रातःकाले पठेद्यस्तु स गच्छेत्परमं पदम्॥४॥**

**इति श्रीमद्भगवत्पादाचार्य्य विरचितं-**
**श्रीप्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥**

પુણ્યરૂપ, અને ત્રિલોકના ભૂષણરૂપ આ ત્રણ શ્લોકનો જે મનુષ્ય પ્રાતઃકાલમાં પાઠ કરે છે, તે પરમ પદ (મોક્ષ)ને પામે છે. ૪.

**इति श्रीशङ्कराचार्य विरचितं**
**श्रीप्रातःस्मरणस्तोत्रं समाप्तम् ॥**



# श्री ॐकारप्रातःस्मरणस्तोत्रम् ।

**वसन्ततिलकावृत्तम् ।**

प्रातःस्मरामि यतिदेवचयैः सुसेव्यं
मुक्तेः सुमङ्गलमयं प्रणवं निदानम् ।
विश्वात्मकं च शिवपञ्चमुखप्रजन्यं
जन्मादिरोगहरभेषजमद्वितीयम् ॥१॥

સંન્યાસી પરમહંસાદિ જિતેન્દ્રિય પુરૂષ, અને દેવતાઓના સમુદાયદ્વારા સેવનીય; મુક્તિના આદિ-કારણરૂપ, વિશ્વસ્વરૂપ–જગત્‌ના આત્મારૂપ, શ્રીશંકર ભગવાનના પાંચમુખો ( વામદેવ, તત્પુરૂષ, સદ્યોજાત, ઈશાન અને અઘોર ) થકી ઉત્પન્ન થએલા [શીવજીના ઉત્તર મુખથી અકાર, પશ્ચિમ મુખથી ઉકાર, દક્ષિણ મુખથી મકાર, પૂર્વ મુખથી બિન્દુ અને મધ્ય મુખથી નાદ, આ પ્રમાણે પંચમુખદ્વારા *ઉદ્‌ભવેલા ] અને જન્મ જરા મરણાદિ રોગને નાશ કરનાર અદ્વિતીય ઔષધરૂપ તથા પરમકલ્યાણસ્વરૂપ પ્રણવ (ૐકાર) નું પ્રાતઃકાલમાં હું સ્મરણ કરૂં છું. ૧

* વિશ્વેશ્વર સંહિતામાંથી ઉદ્ધૃત.

प्रातर्नमामि ककुभं विभुमीशमाद्यं
सच्चित्सुखं भवरुजाभिषजं च शर्वम् ।
ध्येयं सदा शिवतमं हृदि योगिवारै-
र्जन्मादिरोगहरभेषजमद्वितीयम् ॥२॥

[1]મહાન્, સર્વવ્યાપી, આદ્યઈશ્વર, સચ્ચિદાનંદ સ્વરૂપ, સંસાર રોગના નિવર્ત્તક વૈદ્યરૂપ, [2]પાપનાશક, અત્યન્ત કલ્યાણસ્વરૂપ, યોગીપુરૂષોના સમૂહદ્વારા હૃદયમાં સદા ધ્યાન કરવાને યોગ્ય, તથા જન્મ જરા મરણાદિરોગના નાશકરનાર અદ્વિતીયઔષધરૂપ એવા, ૐકારને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું. ૨.

प्रातर्भजामि नरकार्णवनौ [illegible]तुष्पात्
यस्तं प्रभुं प्रयतमर्त्यहृदिस्थलेखम् ।
सद्भिःसुसेवितमतीन्द्रियमाशुतोषं
जन्मादिरोगहरभेषजमद्वितीयम् ॥३॥

જે નરકના સમુદ્ર તરવાને વાસ્તે નૌકારૂપ છે; જે અકાર, ઉકાર, મકાર, અને અર્ધમાત્રારૂપ ચારપાદવાળા

[1] ककुभ इति महन्नामसु ( निघ० ३-३ ) ।
[2] शृणाति हिनस्ति पापमिति शर्वः ।

છે; તે પવિત્ર મનુષ્યોના હૃદયમાં સ્થિત રહેલા દેવતા-રૂપ, સત્પુરૂષોદ્વારા સેવિત ઇન્દ્રિયોને અગોચર, શીઘ્ર પ્રસન્ન થવાવાળા શ્રીશંકર સ્વરૂપ, તથા જન્મ જરા મરણાદિ રોગોના વિનાશક અદ્વિતીય ઔષધરૂપ એવા ૐકાર નામા સ્વામિને હું પ્રાતઃકાલમાં ભજું છું. ૩.

ब्रह्मस्वरूपमोङ्कारं पूतमुनिमयस्करम् ।
प्राञ्जलिर्नान्यचेता यःश्रद्धाभक्तिसमन्वितः॥४॥
प्रातरुत्थाय नितान्तमुच्चैर्घोषैः पठेद्यतिः ।
आत्मज्ञानं लभेन्मुक्तिमृद्धिं सिद्धिमवाप्नुयात् ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य-
श्रीमत्स्वामिमाधवानन्दपूज्यपादशिष्य-
चिदानन्दभिक्षुविरचितमोङ्कारप्रातः-
स्मरणस्तोत्रंसम्पूर्णम् ॥

પ્રાતઃકાલમાં ઉઠીને શ્રદ્ધાભક્તિયુક્ત અનન્યચિત્ત વાળો જે જિતેન્દ્રિય પુરૂષ બંન્ને હાથ જોડીને, પવિત્ર અને મન વાણી આદિ ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર મનનશીલપુરૂષને મોક્ષસુખઆપનાર બ્રહ્મસ્વરૂપૐકારનો વારંવાર ઉચ્ચ ધ્વનિથી ઉચ્ચારણ કરે છે; તે પુરૂષ

આત્માનું અપરોક્ષ જ્ઞાન, અને પુનરાવૃત્તિ રહિત કૈવલ્ય મુક્તિને પ્રાપ્ત થાયછે; તથા અચલ સમ્પત્તિ-વિભૂતિ અને વાક્સિદ્ધિ આદિ અનેક સિદ્ધિઓને પામે છે. ૪-૫.

**इति श्रीॐकारप्रातःस्मरणस्तोत्रं समाप्तम् ॥**

---

# श्रीशङ्कराचार्य्यप्रातःस्मरण-स्तोत्रम् ।

---

**वसन्ततिलकावृत्तम् ।**

प्रातः स्मरामि जगतीगुरुधर्मगुप्तं
सच्चित्सुखं व्यसनिनं भवभीतिभङ्गे ।
कैवल्यसत्पथसुबोधमहन्निदानं
पाखण्डनास्तिकदमं च शिवावतारम् ॥१॥

સચ્ચિદાનંદસ્વરૂપ, જગત્‌ના જન્મમરણાદિ ભયને મૂલસહિત કાપવાના વ્યસનવાળા, મોક્ષરૂપ ઉત્તમ અચલ માર્ગના સુબોધનું-જ્ઞાનનું ઉત્કૃષ્ટ આદિકારણરૂપ, બૌદ્ધ ક્ષપણક આદિ દુષ્ટ શાસ્ત્ર વર્ત્તિઓને તથા ઈશ્વર

પરલોક આદિ છેજ નહિ એવું માનવાવાળા નાસ્તિક મતવાદિઓને દંડ આપનારા, અને શિવના અવતારરૂપ, ધર્મરક્ષક શ્રીજગત્‌ગુરૂ શંકરાચાર્ય ભગવાનનું પ્રાતઃ કાલમાં હું સ્મરણ કરૂં છું. ૧.

**प्रातर्भजामि कृतदर्शनभाष्यपोतं**
**आचार्य्यनागमपचायितमुत्कलोकैः ।**
**वेदान्ततामरसभास्करमर्त्यमूर्त्तिम्**
**अज्ञानसान्द्रवनदाहकचित्रभानुम् ॥२॥**

પૂજ્ય ઉપનિષદો, શ્રીભગવદ્‌ગીતા, અને બ્રહ્મ સૂત્રાદિ દર્શન શાસ્ત્રો ઉપર ભાષ્યરૂપ [ સંસાર સાગર તરવાને વાસ્તે ] નૌકા બનાવનાર, સર્વ આચાર્યોમાં શ્રેષ્ઠતમ, ઉત્કંઠાવાળા સર્વ જગત્‌ના લોકોદ્વારા પૂજિત, વેદાન્તરૂપ કમળને પ્રફુલ્લ કરનાર સૂર્યની માનુષ મૂર્ત્તિ-રૂપ, અને અજ્ઞાનરૂપ સઘનવનને બાળનાર ચિત્રભાનુ-નામા અગ્નિરૂપ શ્રીશંકરાચાર્યસદ્‌ગુરૂને હું પ્રાતઃ કાલમાં ભજું છું. ૨.

**प्रातर्नमामि सुकृतेऽधिकृते प्रभूते**
**ते पाददर्शनमहत्तरलालसाऽस्ति ।**

मां दीनमद्य प[illegible]लय हे गुरो त्वां
कीर्त्तिविषाम्पतिविकाशितकृत्स्नकाष्ठम्॥३॥

બહુ ધર્મ પુણ્ય કર્મ અધિક સંપાદન કરવાથીજ આપના પરમ પૂજ્ય ચરણ કમલોના દર્શનની મહત્તર લાલસા ઉત્પન્ન થાય છે, પરંતુ એ તો મ્હારામાં છે જ નહિ; અતઃ હે ગુરો ! અતિ દરિદ્ર–દુર્ગતરૂપ મ્હારૂં આજે જ કૃપાદૃષ્ટિદ્વારા પાલન કરો. હે નાથ ! પોતાની કીર્ત્તિરૂપ સૂર્યદ્વારા સમસ્ત દિશાઓને પ્રકાશિત કરવાવાળા આપને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું; હે દીનદયાળ ! મુજ દીન ઉપર દયા કરવાથી આપની કીર્ત્તિ અતિશય વૃદ્ધિને પામશે. ૩.

प्रातःश्रये तरुणशङ्करदेशिकं वै
प्रद्युम्नमन्युमद[illegible]सिंहम् ।
योगीश्वरं निजपदे परिनिष्ठितं त्वां
भक्ताऽऽर्त्तिश[illegible]ने शिवविष्णुरूपम्॥४॥

કામ, ક્રોધ શોક, મદ મોહ, પાપ દીનતારૂપ હાથીઓને મારનાર સિંહરૂપ; યોગીશ્વર, સ્વાત્મપદમાં પૂર્ણનિષ્ઠાવાન, અને ભક્તોનાં દુઃખ શોકને નાશ કરવામાં

નિઃસંદેહ સાક્ષાત્ શિવવિષ્ણુરૂપ, એવા યુવાવસ્થાવાળા આપ શ્રીશંકરાચાર્ય સદ્ગુરૂનો હું પ્રાતઃકાલમાં આશ્રય કરૂં છું; અર્થાત્ હું આપને શરણે આવ્યો છું, આપ દીન પર દયા કરો. ૪.

प्रातर्भजे स्म नमतां भजदाऽऽश्रितानां
मायामपास्य भवतामनघं निरीशम् ।
विस्तारयन्तमविलम्बितमात्मबोधं
सिद्धाऽऽसनेऽचलकलेवरसंस्थितं त्वाम् ॥५॥

હે સ્વામિન્ ! આપને નમસ્કાર કરનાર અને ભજવાવાળા આપના આશ્રિતજનોની માયાને નાશ કરી, શીઘ્ર જ આત્મ જ્ઞાનનો ઉપદેશ કરનાર, નિષ્પાપ, અને સ્વતંત્ર, તથા સિદ્ધાસન ઉપર અચળ શરીરથી બેઠેલા આપશ્રીને હું પ્રાતઃકાલમાં ભજુ છું. ૫.

प्रातःसमुत्थितनराः सुगुरुं विचिन्त्य
आचार्यवर्य्यनुतिमेव विमुक्तिहेतुम् ।
भक्त्याप्रणम्य च पठन्ति सदाऽनवद्यं
ज्ञानामृतेऽद्वयगुरोः कृपया प्रयान्ति ॥६॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य-
श्रीमत्स्वामिमाधवानन्दपूज्यपादशिष्य-
चिदानन्दभिक्षुविरचितं श्रीशङ्कराचार्य्य-
प्रातःस्मरणस्तोत्रं सम्पूर्णम् ॥

પ્રાતઃકાલમાં ઉઠેલા જે મનુષ્યો સદ્‌ગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાન્‌નું હૃદયમાં ચિન્તન કરી, તથા ભક્તિપૂર્વક નમસ્કાર કરી, મોક્ષના કારણરૂપ નિર્દોષ આચાર્યવર્ય શ્રીશંકરાચાર્યના પ્રાતઃસ્મરણ સ્તોત્રનો નિરન્તર ભક્તિ પૂર્વક પાઠ કરે છે; તેઓ અદ્વૈતાચાર્ય સદ્‌ગુરૂની કૃપાથી અવશ્યમેવ આત્મજ્ઞાન અને મુક્તિને પ્રાપ્ત થાય છે. ૬.

**इति श्रीशङ्कराचार्य प्रातः स्मरणस्तोत्रं समाप्तम् ॥**

---

## श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रम् ॥

---

**वसन्ततिलकावृत्तम् ।**

प्रातःस्मरामि हृदि सद्गुरुशुभ्रमूर्त्तिं
संसारसागरसमुद्धरणैकपातम् ।

**विज्ञानदग्धमदनादिसपत्नवर्गम्**
**जन्मादि दुःखहरमौषधमद्धितीयम् ॥१॥**

અતિ ગંભીર પ્રચંડ સંસાર સમુદ્રમાં ડૂબેલા ભક્તજનોનો સમ્યક્ ઉદ્ધાર થવા વાસ્તે એક અભંગ નૌકારૂપ, આત્મવિજ્ઞાનદ્વારા કામ ક્રોધાદિ ભયંકર શત્રુ સમૂહને બાળી ભસ્મ કરવાવાળી, અને સંસારનાં જન્મ જરા મરણાદિ દારૂણ દુઃખોને હરનાર, અદ્વિતીય ઔષધરૂપ શ્રીસદ્ગુરૂદેવની શ્વેતમૂર્ત્તિનું હું પ્રાતઃકાલમાં હૃદયકમલ વિષે સ્મરણ કરૂં છું. ૧.

**प्रातर्वदामि मनसा वचसाऽनिशं तं**
**शोभाकरं स्वयशसा तु हरिद्गणानाम् ।**
**वेदान्तसारनिगमागमपारगं शं**
**ब्रह्मादिविश्वमुनिसेवितसिद्ध शान्तम् ॥२॥**

પોતાની શુભકીર્ત્તિદ્વારા સમસ્ત દિશાઓને સુ-શોભિત કરનાર, વેદાન્તના તત્ત્વરૂપ, વેદશાસ્ત્રની પાર ગતિવાળા અર્થાત્ વેદશાસ્ત્ર જેનું પરિપૂર્ણતાથી વર્ણન કરી સકતા નથી તેનું યથાર્થ જ્ઞાન કરાવનારા, સુખ સ્વરૂપ; બ્રહ્માદિ દેવતાઓ ગણદેવતાઓ તથા સમસ્ત



મુનિઓદ્વારા સેવિત, સિદ્ધસ્વરૂપ, તથા શાન્ત ચિત્તવાળા એવા તે શ્રીસદ્‌ગુરૂ દેવનું હું મનવાણીવડે નિરન્તર પ્રાતઃકાલમાં ઉચ્ચારણ–કીર્ત્તન કરૂં છું. ૨.

**प्रातर्भजामि हृदि मे मृड संस्थितं त्वां**
**विज्ञानदं त्रिविधितापहरं महान्तम् ।**
**सच्चित्सुखं परमहंसमजं त्वनन्तं**
**श्लाघ्यं गुरो खलु मुमुक्षुभिरर्कवर्णम् ॥३॥**

હે સુખરૂપ ગુરૂજી ! શરણાગત ભક્તજનોને આત્મ વિજ્ઞાનના દાતા, આધ્યાત્મિકાદિ ત્રિવિધતાપના નાશક, મહાન્ આત્મસ્વરૂપના નિર્ણયવાળા, સદ્રૂપ (ત્રિકાળા-બાધ્ય–ભૂત ભવિષ્ય વર્ત્તમાનકાલમાં નાશ ન પામે એવા) ચિદ્રૂપ (જ્ઞાન–ચૈતન્યસ્વરૂપ) આનન્દસ્વરૂપ, આત્મા અનાત્માનું સંશોધન કરવાવાળા પરમહંસ સ્વરૂપ, અજન્મા, અન્તરહિત, સૂર્યસમાન પ્રકાશ સ્વરૂપ, અને મુમુક્ષુજનોદ્વારા સ્તુતિ–પ્રશંસા–પૂજા કરવાયોગ્ય, તથા મ્હારા હૃદયમાં અવસ્થિત એવા આપને હું પ્રાતઃકાલમાં શ્રદ્ધાભક્તિ પુરઃસર ભજું છું. ૩.

**प्रातर्नमामि गुरुसद्गुरुसिद्धिदं तं**

विश्वेश्वरं च करुणाब्धितरङ्गतारम्
रुद्राक्षभस्मधरमक्षरशुद्धदेवं
पूर्वं शिवेन तु माहात्म्यमपारमुक्तम् ॥४॥

પોતાની કરૂણારૂપ સમુદ્રના યત્કિંચિત્ તરંગદ્વારા સ્વાશ્રિત ભક્તજનોના તારક, વિશ્વેશ્વર, ભસ્મ રૂદ્રાક્ષ-ધારી, અવિનાશી, શુદ્ધ, દીપ્તિમાન્ દેવસ્વરૂપ, અને જેમનું અપાર માહાત્મ્ય પૂર્વકાલમાં શ્રીમહાદેવજીએ પાર્વતી દેવીપ્રતિ શ્રીગુરૂગીતામાં કથન કરેલું છે; એવા સર્વસિદ્ધિપ્રદ જે અન્ધારી રાત્રિના ચાર પહોર સમાન ચાર *ગુરૂઓને પણ પ્રકાશકરનાર, અર્થાત્ તેઓનું અજ્ઞાનરૂપ અંધારૂં નાશ કરનાર, જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવેત્તા સદ્‌ગુરૂ છે, તેમને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું. ૪.

* અજ્ઞાનવર્ધક ચાર, અને અજ્ઞાન નાશક એક, એવા શરીરની પાંચ અવસ્થાના પાંચ ગુરૂ છે. પ્રથમ બાલ્યાવસ્થામાં માતાપિતાએ દેહ આપી લાલન પાલન કરી સર્વસાધન સમ્પન્ન બનાવી સંસારચક્રમાં નાખ્યો, પરંતુ વ્યવહારિક સામગ્રી આપી ઉપકાર કર્યો છે, જેથી તે અંધારી રાત્રિના પ્રથમ પહોર સદૃશ ગુરૂ છે. બીજી પૌંગડ અવસ્થામાં કુલગુરૂએ યજ્ઞોપવીત સંસ્કારદ્વારા કર્મના અધિકારી બનાવી વર્ણાશ્રમની ધર્મકર્મની જાલમાં

प्रातःश्रयेऽन्यशरणं नहि पूज्यदेव
त्वां सन्ततं निजगुरोश्चरणानुरक्तः ।
प्रातः पठन्ति सुजनाः सततं शुभं ये
ज्ञानामृतं त्वजपदं स्तवनं च यान्ति ॥५॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमत्-
स्वामिमाधवानन्दपूज्यपादशिष्यचिदानन्द-
स्वामिना विरचितं श्रीसद्गुरुप्रातःस्मरण-
स्तोत्रं समाप्तम् ॥ॐ॥

---

ફસાવ્યો, જેથી તે અંધારી રાત્રિના બીજા પહોર સમાન ગુરૂ છે. ત્રીજી કિશોર અવસ્થામાં વિદ્યાગુરૂએ વિદ્યા ભણાવી, પંડિતપણાના અભિમાનરૂપ ઘોર બંધનમાં ફેંકયો, જેથી તે અંધારી રાત્રિના ત્રીજા પહોર સમાન ગુરૂ છે. ચોથો યુવાવસ્થામાં મતવાદી ગુરૂએ કપોલકલ્પિત મંત્ર સૂણાવી કાન ફુંકી પોતાના પંજામાં ફસાવ્યો; અને ધર્મોનું ખંડન મંડન, દેવોમાં રાગદ્વેષ, નિન્દા સ્તુતિ ઇત્યાદિ મતમતાંતરના ઝઘડા કરવાની બુદ્ધિ આપી કંટકવાળા કુમાર્ગમાં ભમાવ્યો, અને શિષ્યોનાં ધન સ્ત્રી પુત્રાદિક હરણ કર્યાં, જેથી તે અંધારી રાત્રિના ચોથા પહોર સમાન ગુરૂ છે. ઉપરના ચાર ગુરૂઓ

હે પૂજ્યદેવ ! આ જગતમાં વિશ્રાન્તિને વાસ્તે-રક્ષાને માટે અન્ય શરણ (સ્થાન-રક્ષણ કરવાવાળા) છે નહિ તેથી, કેવળ પોતાના શ્રીગુરૂના ચરણકમલોમાં અનુરક્ત (પ્રીતિવાળો) હું નિરંતર આપનોજ પ્રાતઃ-કાલમાં આશ્રય કરૂં છું. જે સજ્જન પુરૂષો આ શુભસ્તવનનો નિરંતર પ્રાતઃકાલમાં પાઠ કરે છે, તેઓ આત્મજ્ઞાનરૂપ અમૃતને તથા દેહાંતે પુનરાવૃત્તિ રહિત મોક્ષપદને નિશ્ચય પામે છે. ૫.

**इति श्रीसद्गुरुप्रातःस्मरणस्तोत्रं समाप्तम् ॥**

---

અવિદ્યા અંધકારવર્ધક હોવાથી આત્મશ્રેયના પ્રતિબંધક છે. હવે પાંચમો વૃદ્ધાવસ્થાના યથાર્થ જ્ઞાનપ્રદ બ્રહ્મવેત્તા ગુરૂ છે. તે બ્રહ્મવિદ ગુરૂ આત્મજ્ઞાનના ઉપદેશદ્વારા સંસારબંધન કાપી, નિજસ્વરૂપનો યથાર્થ અનુભવ કરાવી અવિદ્યા અંધકારથી મુક્ત કરે છે; જેથી તે પાંચમા જ્ઞાનવૃદ્ધ બ્રહ્મવેત્તા સદ્ગુરૂ સૂર્યોદયના સમાન અંધારી રાત્રિના ચાર પહોરના નાશક છે. અતઃ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂ સર્વગુરૂઓના પણ ગુરૂ છે.

## श्रीसद्गुरुप्रातर्वन्दनम् ॥

वसन्ततिलकावृत्तम् ।

प्रातर्नमामि यतिवर्य्यसुयोगनिष्ठं
श्रीमाधवं निखिलवेदसुदर्शनज्ञम् ।
हृत्स्फेष्ठसन्तमसनष्टविकर्त्तनं वि-
ज्ञानप्रदं प्रचुरसंसृतिसिन्धुपोतम् ॥१॥

જીતેન્દ્રિયયતિ-સંન્યાસિ મહાત્માઓમાં સર્વોત્તમ, પૂજ્યયોગમાં નિષ્ઠાવાન્, **मा**=માયાના વા બ્રહ્મવિદ્યાના **धव**=સ્વામી સચ્ચિદાનન્દ પરમાત્મસ્વરૂપ, અથવા **मा**=લક્ષ્મીના **धव**=પતિ શ્રી ભગવાન્ વિષ્ણુ સ્વરૂપ, વા **मा**=ઉમાના **धव**=પતિ શ્રીભગવાન્ શંકર સ્વરૂપ, અર્થાત્ સગુણ નિર્ગુણ પરમાત્મસ્વરૂપ, સમસ્ત વેદ શાસ્ત્રના જ્ઞાતા, ભક્તોના હૃદયમાં અતિશય પ્રચુર ચારે તરફ ફેલાયેલા અંધકારના નાશક સૂર્યસ્વરૂપ, આત્મ-વિજ્ઞાનના પ્રદાતા; અને પ્રચુર (બહુત) ભયંકર સંસાર સમુદ્ર તરવાની નૌકારૂપ, શ્રીમાધવાનન્દ સદ્‌ગુરૂ પર-માત્માને હું પ્રાતઃકાલમાં શ્રદ્ધાભક્તિપૂર્વક નમસ્કાર કરૂં છું. ૧.

प्रातःस्मरामि तमहं विहितो नमस्यः
सन्सवद् भयवधाय निजात्मनिष्ठम् ।
यत्पादभक्तिनिजतत्त्वनिशान्तसोपा-
नं शुष्ममन्मथमतङ्गजसिंहमेकम् ॥२॥

જેમના ચરણકમલોની ભક્તિ બ્રહ્મતત્ત્વરૂપ મન્દિરમાં પ્રવેશ કરવાને વાસ્તે સીઢી (નિસરણી) રૂપ છે; તે સદા સ્વાત્મસ્વરૂપમાં નિષ્ઠાવાળા, અને પરાક્રમી કામદેવરૂપ હાથીનો નાશ કરનાર અદ્વિતીય સિંહ સ્વરૂપ શ્રી સદ્ગુરૂદેવનું, નિરંતર સંસારના જન્મ જરા મરણાદિ ભયનો નાશ કરવાને અર્થે, કોઈપણ ઉપચાર કરવામાં અસમર્થ થઇ કેવળ વિહિત—વાક્ મન કાયાના અતિશય વ્યાપારદ્વારા નમસ્કાર કરતો હું પ્રાતઃકાલમાં સ્મરણ કરૂં છું. ૨.

प्रातःस्तवामि विधुशीर्षनृमूर्त्तिमीश !
किं तेऽपि सा स्तुतियुता स्मृतिरेव पूता ।
वक्तुं, क्व तिष्ठसि ननु क्व दृशं दधामि
रक्षायि देशिक विपत्तियुतः शरण्य ॥३॥

હે ઇશ ! પરમ કલ્યાણકારી આપની પવિત્ર

સ્મૃતિ—અર્થાત્ આપનું સ્મરણજ અમોને પવિત્ર કરવાવાળું છે; તથાપિ તે સ્મરણ શ્રદ્ધા ભક્તિ અને પ્રેમ પૂર્વક સ્તુતિયુક્ત હોય તો કહેવાનું જ શું ? અર્થાત્ જેમ દૂધ સ્વભાવથી જ મધુર છે, તથાપિ તેમાં સાકર મેળવાય તો પછી કહેવાનું જ શું ? જરૂર તે દૂધની મધુરતા પ્રશંસા કરવાને યોગ્ય થાય છે; તેવીજ રીતે સ્તુતિયુક્ત આપનું સ્મરણ અનિર્વચનીયસ્વરૂપ (વાણીથી કહેવાય નહિ એવું સ્વરૂપ) ધારણ કરિ, ભક્તના શ્રેયને વાસ્તે આપને તત્કાલજ પ્રસન્ન કરે છે. [એટલાજ વાસ્તે પૂર્વ શ્લોકમાં કરેલા સ્મરણની જલદી સફલતા થવા માટે આ શ્લોકમાં સ્તુતિ કરવામાં આવી છે. ] **નનુ** શબ્દ પ્રશ્નાર્થમાં છે. હે પ્રભો ! આપ ક્યાં સ્થિત છો ? હાય ! હવે મહા વિપત્તિઓમાં ફસાયેલો હું મ્હારી દૃષ્ટિને કહાં ધારણ કરૂં ? અર્થાત્ હું કોની સન્મુખ જાઉં ? શરણાગતની રક્ષા કરવાવાળા અયિ દેશિક ! (શરણાગત રક્ષક હે ગુરો ! ) મ્હારી રક્ષા કરો. જન્મ મરણ ભય શોકાદિ અનેકવિધ આપદાઓથી દુઃખી થયેલો હું, ચન્દ્રમા મસ્તકમાં ધારણ કરનાર શ્રી મહાદેવની મનુષ્ય મૂર્ત્તિ ધારણ કરનાર આપ શ્રીસદ્‌ગુરૂ દેવની પ્રાતઃકાલમાં સ્તુતિ કરૂં છું. ૩.

प्रातर्गृणामि सुचरित्रगुणप्रबोधं
त्वद्दत्तमंत्रसुविवेकसदात्मशिक्षाम् ।
उद्रेकभक्तिविनयो भवतः सुहृत्तां
नत्वा विचिन्त्य कृपयाऽर्पितगुह्यवस्तु ॥४॥

હે નાથ ! આપે કૃપા કરી આપેલી '**हंसः**' મંત્ર રૂપ ગુપ્ત વસ્તુનું, અર્થાત્ આત્મતત્ત્વના અપરોક્ષ અનુભવવાસ્તે સ્વસ્વરૂપાનુસંધાનપૂર્વક '**हंसः**' મંત્રની જપવિધિ, તેનું સ્વરૂપ, તેમાં આવતાં વિઘ્નો, વિઘ્નનાશક ઉપાય, અને જપનું ફળ વગેરે અનેક ગોપ્ય વાતો કૃપા કરીને બતાવી કરેલા ઉપકારનું, તથા અર્પણ કરેલી ગુપ્ત વસ્તુનું વિધિપૂર્વક ચિન્તન કરી, ભક્તિ અને વિનયના ઉત્કર્ષવાળો હું આપને નમસ્કાર કરીને, આપની સુહૃત્તાનું (પ્રત્યુપકાર ન ઈચ્છતાં ઉપકાર કરવાના સ્વભાવનું ) આપના આપેલા મંત્રનું, આપના શીખવેલા આત્મા અનાત્માના વિવેકનું, અને ત્રણે કાલમાં નાશ ન પામે એવા આત્માના ઉપદેશનું, તથા આપના પૂજ્ય ગુણ ચરિત્રોનું તેમજ આપે આપેલા જ્ઞાનનું વારંવાર હું પ્રાતઃકાલમાં કથન–ચિંતન–કીર્ત્તન કરૂં છું. ૪.

प्रातःपुनामि भवतामगणेयशस्त-
स्तुत्या गुणास्तदपि भक्तिवशो गृणन्वै ।
ते पुण्यरूपसुचरित्रगुणादिसर्वान्
बुद्धिं यथामति गिरं विमलाऽऽत्मलब्ध्यै ॥५॥

હે સ્વામિન્ ! આપના ગુણો સ્તુતિ કરવાને યોગ્ય કલ્યાણમય અને અગણનીય (નહિ ગણાય એવા) છે; કેમકે શુદ્ધ પરમાત્માના ગુણોની અવધિ નથી, તેમ ગુણ ગાનારી વાણીનો તે વિષય પણ નથી; તથાપિ ભક્તિ વશ થયેલો હું શુદ્ધઆત્માની પ્રાપ્તિને વાસ્તે, તેમ વાક્ સૃષ્ટિની સાફલ્યતાને વાસ્તે, આપના પુણ્યમય પવિત્ર ચરિત્રોનું અને પૂર્વશ્લોકોમાં કથન કરેલા ગુણાદિ સર્વનું યથામતિ કથન કરતો, મ્હારી બુદ્ધિ અને વાણીને પ્રાતઃ કાલમાં પવિત્ર કરૂં છું. હે નાથ ! આપના ગુણોનું કીર્ત્તન કરવામાં મ્હાવો અભિપ્રાય નથી કે હું સ્તુતિ કૌશલથી આપના મનને રંજન કરીશ; કેમકે હું પ્રથમથીજ જાણું છું કે, આપ રાગદ્વેષ હર્ષશોક અને સુખદુઃખાદિ સર્વ દ્વન્દ્વોથી રહિત પૂર્ણ તીવ્રતર વૈરાગ્યવાન્ અસંગ નિર્લેપ છો,જેથી મ્હારી અલ્પવાણી આપનામનને રંજન કરવામાં અસમર્થ છે; પરંતુ વાણીની નિર્મલતાથી મનની નિર્મલતા

અવશ્યમેવ થશે, એજ સ્તુતિ વંદનની સાર્થક્યતા છે. ૫.

**सद्गुरुवन्दनं स्तोत्रं पुण्यं भिक्षुप्रभाषितम् ।**
**अमोघं मुक्तिदातारं ब्रह्मविद्गुरुवर्णनम् ॥६॥**

આ પુણ્યમય **શ્રીસદ્ગુરૂ પ્રાતર્વન્દનં** નામા સ્તોત્ર કશ્ચિત્ ભિક્ષુદ્વારા કથન કરાયેલું છે, તે અવશ્ય ફળ આપનારૂં, મોક્ષદાતા, અને બ્રહ્મવેત્તા સદ્ગુરૂના વર્ણન (સ્તુતિ) રૂપ છે. ૬.

**प्रातरुत्थाय ये नित्यं पठन्ति भक्तिसंयुताः ।**
**जिवन्मुक्ता भविष्यन्ति देहान्ते श्रेयसस्तु ते ॥७॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमत्**
**स्वामिमाधवानन्दपूज्यपादशिष्यचिदानन्द-**
**भिक्षुविरचितंश्रीसद्गुरुप्रातर्वन्दनंस्तोत्रं**
**सम्पूर्णम् ॥**

જે ભક્તિ શ્રદ્ધાવાળા પુરૂષો પ્રાતઃકાલમાં ઉઠીને ઉપરના સ્તોત્રનો નિત્ય પાઠ કરે છે; તેઓ જીવન્મુક્ત થાય છે, અને દેહાન્તે પુનરાવૃત્તિ રહિત એવી કૈવલ્ય-મુક્તિને પામે છે. ૭.

**इति श्रीसद्गुरुप्रातर्वन्दनंस्तोत्रं समाप्तम् ॥**



## રાગ પ્રભાત દેશી. (૧)

પ્રાતઃસમે ઉઠીને પ્રાણી, ગુરૂજીનું સ્મરણ કરનેરે;
હરતાં ફરતાં પરિબ્રહ્મ કેરૂં, નામ હ્રદેમાં ધરનેરે;—પ્રાતઃ૧
વિષય વાણી તજ વિષ જાણી, દુર્જનીયાંથી ડરનેરે;
બ્રહ્મજનકેરી હંસ મંડળી, તે ઠેકાણે ઠરનેરે;—પ્રાતઃ૨
શબ્દરૂપી માન સરોવર, તે પિવા તું પગલાં ભરનેરે;
મહાવાયકરૂપી મણિમુક્તાફળ,ચતુર થઇને ચરનેરે; પ્રા.૩
નિર્મળ યશ પરિબ્રહ્મજ કેરા, આનંદથી ઉચરનેરે;
પ્રિતમ પ્રભુનું ભજન કરીને, પ્રપંચ તે પરહરનેરે; પ્રા.૪

---

## રાગ પ્રભાત (૨)

અખિલ બ્રહ્માંડમાં એક તું આતમા,
જૂજવે રૂપે અનંત ભાસે;
દેહમાં દેવતું તેજમાં તત્ત્વ તું,
શૂન્યમાં શબ્દ થઇ વેદ વાસે; અખિલ. ૧
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફુલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી ભોગ તું ભોગવે,
શિવનો જીવ થયો એજ આશે; અખિલ. ૨

આદ્ય તું અંત તું મધ્ય વ્યાપી રહ્યો,
કાર્યને કારણ તુંજ કહાવે;
એક અદ્વૈત તું વિશ્વવ્યાપી રહ્યો,
હરિ હર બ્રહ્મા એમ ગાવે; અખિલ. ૩
વેદ તો એમ કહે શ્રુતિ સ્મૃતિ સાખ્ય દે,
કનક ને કુંડળનો ભેદ ન્હોએ;
ઘાટ ઘડિયા પછી નામ રૂપ જૂજવાં,
અંતે તો હેમનું હેમ હોએ; અખિલ. ૪
વટમાં બીજ છે બીજમાં વટ છે,
એજ પટંતરો જોઉં પાસે;
ભણે **નરસિંહો** એ મનતણી શોધના,
પ્રીત કરૂં પ્રભુ પ્રેમે પ્રગટ થાસે; અખિલ. ૫

---

## રાગ પ્રભાત. (૩)

સદા સદ્‌ગુરૂ ચરણમાં મન જેનું રમે,
તેહના ભાગ્યનો પાર નાવે;
સંત માહંતની વાણી નિર્મળ સદા,
શ્રવણ કરવા બ્રહ્મા વિષ્ણુ ધાવે; સદા. ૧
સંત પરિબ્રહ્મમાં ભેદ નવ આણવો,
વેદ વેદાંતમાં સાખ્ય દે છે;



દ્વિ અક્ષર ગુરૂ મહામંત્ર તે જાણવો,
એવું ઉમાપતિ ગીતા કે' છે; સદા. ૨
સંત મહારાજ મહાનિધ માણે ઘણું,
સેહેજના સુખમાં સદાય મ્હાલે;
બ્રહ્મના રૂપમાં નિત્ય ભેળા રહે,
જગત્ જંજાલ નજરે ન ભાળે; સદા. ૨
સંત સેવનથકી બ્રહ્મપદ પામીયે,
માનજો વાત એ સઘ સાચી;
**નારાયણ** પ્રભુ ભજી પાર પહોંચી ગયા,
જગત્‌ની બાજી છે સર્વ કાચી; સદા. ૪

---

**રાગ પ્રભાત.** (૪)

વૈરાગ્યના પદને વિઘન આડાં ઘણાં,
કઠણ બંધ કામના કોઈક છૂટે;
કનકને કામની ચોકી આડી ચામની,
બ્રહ્મની ભક્તિને એજ લૂંટે; વૈરાગ્ય૦૧.
પ્રકૃત્તિને વશ થયો ભક્તિ ભૂલી ગયો,
નારીએ નેણને બાંણે માર્યો;
જોગ લીધા પછી ભોગની ઇચ્છા કરે,
હાથથી બાજી તું શીદ હાર્યો; વૈરાગ્ય૦૨.



કામનું મૂલ તે કલપના જાણવી,
કર્મ ધર્મની ગાંઠ વાધે;
શીલ સંતોષના ચોબા લીધા વિના,
જન્મમરણનો રોગ વાધે; વૈરાગ્ય૦૩.
મૂલ વૈરાગ્યમાં જેહનું મન ગળે,
તેહનું ચિત્ત તે નવ્ય ડોલે;
કહે **મૂલદાસ** તે સંત સમજ્યા ખરા,
વેદ વાયક તે એમ બોલે; વૈરાગ્ય૦૪.

---

## રાગ પ્રભાતિ. (૫)

અંત સમે શ્રીગુરૂ નાથજી મ્હારી,
હૃદયે આવીને રહેજોરે;
શ્રીમાધવાનંદજીનું નામ નિર્મળ,
મ્હારી વાણીએ નિત્ય ઉચરજોરે; અંત૦૧.
કફ વાયુ વ્યાપે નહિ કંઠે,
દુઃખ ન આવે દેહેરે;
ચરણ કમલમાં રહે આતમા,
શ્રીમાધવાનન્દજીને નેહેરે; અંત૦૨.
માયા મોહ દમે નહીં મુજને,
અવિદ્યા ન આવે પાસેરે;

કોટિ ક્લેશ તે નિકટ ન આવે,
જો કૃપા તમારી થાસેરે; અં૦૩
અન્ય દેવના આરાધન ઉપર,
મુજને નહીં વિશ્વાસરે;
મ્હારે તો એક સ્વામી તહમો છો,
રાખો ચરણ કમલની પાસરે, અં૦૪
કર જોડીને કરૂં છું વિનતી,
માની લેજો શ્રીગુરૂદેવરે;
**નારાયણ** નમી એટલું માગે,
આપો ચરણ કમલની સેવરે; અં૦૫.

સૌભાગ્યવંતી સ્ત્રીઓને માટે ઉત્થાનવિધિમાં પ્રાતઃ કાલમાં જલદી ઉઠી, પતિના ચરણની રજ લઇ પ્રકંમા નમસ્કાર કરી સ્તવન કરવાનું સૂચવેલું છે; તે પતિનું સ્તવન–સ્તુતિ નીચેના સ્તોત્રથી કરવી.

## पूज्यपतिप्रातःस्तवनम् ॥

### वसन्ततिलकावृत्तम् ।

प्रातर्नमः [illegible]ये सुमनःसमाय
संसारवै[illegible]ऽऽगताय ।



रक्षाय नाथ शिवदाय सतीसुधर्म्मान्
स्वर्गाय देव ननु तेऽमितमङ्गलाय ॥१॥

હે નાથ ! હે દેવ ! સંસારના વૈભવ, પુત્ર, પૌત્ર અને ધનાદિ સુખની પ્રાપ્તિને વાસ્તે, સતી સ્ત્રીના પૂજ્ય ધર્મોની રક્ષાને અર્થે, તથા ઉત્તમ સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિને માટે, કલ્યાણપ્રદ નિશ્ચય દેવસમાન અને અમાપ મંગળમય પતિને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું. ૧.

प्रातर्नमो निखिललोकसहायकारिन् !
सौभाग्यशर्मशुभपुण्यसमुच्चयाय ।
प्राणेश्वराय खलु मे हृदयाऽऽश्रयाय
शान्ताय ते भरमपारगुणाय पूज्य ॥२॥

હે આલોક પરલોકાદિ સમસ્ત લોકમાં સહાય કરનાર ! હે પૂજન કરવાને યોગ્ય ! હે સ્વામિન્ ! સૌભાગ્ય, સુખ, અને કલ્યાણમય પુણ્યાદિકનો સંગ્રહ કરવાવાળા, મ્હારા પ્રાણેશ્વર, મ્હારા હૃદયના આધારભૂત અપાર ગુણયુક્ત, તથા શાન્તસ્વરૂપ આપને વાસ્તે મ્હારો પ્રાતઃકાલમાં વારંવાર પ્રણામ છે. ૨.

नौमि प्रगे स्मरमदादि[illegible]दनाय
प्रेमास्पदं नयनतारकमेकपत्नीम् ।
श्रीरामरूपमतिदान्तपरं स्वतंत्रं
राकेन्दुदीप्तिविशदं भवसिन्धुतारम् ॥३॥

હે સ્વામિન્ ! કામ મદ ક્રોધ મોહ અભિમાનાદિ શત્રુઓને મારવાને વાસ્તે, પરમ પ્રેમના સ્થાનરૂપ, મ્હારા નેત્રોના તારક (આંખના તારારૂપ) એક પત્નીવ્રતવાળા, શ્રી રામ સ્વરૂપ, મન ઇન્દ્રિયોને દમન કરવામાં અતિ તત્પર–જિતેન્દ્રિય, સ્વતંત્ર, અને પૂર્ણ ચંદ્રમાવાળી પૂર્ણિમાના ચન્દ્રની પ્રભાસમાન શ્વેત–ઉજ્જવળ શરીરની કાન્તિવાળા, તથા સંસારસમુદ્રના તારનાર એવા આપને હું પ્રાતઃકાલમાં નમસ્કાર કરૂં છું. ૩.

स्तौमि प्रगे प्रभुधियं पुरुतीर्थपादं
मे हृत्तमिस्रविशरद्द्युमणिप्रकाशम् ।
लोकेशविष्णुहररूपपतिं नितान्तं
श्लाघ्यं सदा सुपुरुषं परमात्मरूपम् ॥४॥

પરમેશ્વરમાં બુદ્ધિવાળા અર્થાત્ પ્રભુના પૂર્ણભક્ત, બહુતીર્થો રૂપ ચરણવાળા, મ્હારા અન્તઃકરણના

અંધકારને નાશ કરવામાં સૂર્યના પ્રકાશરૂપ, સદા પ્રશંસા કરવાને યોગ્ય, પૂજનીય પુરૂષ, અને પરમાત્મા-રૂપ, એવા બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરરૂપ પતિની હું પ્રાતઃકાલમાં વારંવાર સ્તુતિ કરૂં છું. ૪.

**प्रातःश्रयेऽयि भगवन्भवदङ्घ्रिमूलं**
**विश्वार्णवे प्रतिदिनं परिदुःखिताऽहम् ।**
**शश्वच्छरीरिबहुरक्षणबद्धगात्रम् ।**
**मां तारयोद्भमवतीं कृपया गुरुं त्वाम् ।।५।।**

(શાંત કરવામાં અયિ સંબોધન વાપર્યું છે. ) હે ભગવાન ! સંસાર સમુદ્રમાં નિરંતર મહાકષ્ટપામતી હું, હરદમ જંતુ માત્રની બહુત રક્ષા કરવા વાસ્તે બદ્ધ શરીરવાળા અર્થાત્ કટિબદ્ધ થયેલા ગુરૂરૂપ આપના ચરણોનો પ્રાતઃકાલમાં આશ્રય કરૂં છું; આપ સંસાર સાગરથી કૃપા કરીને ઉદ્વેગવતી—સંસારનાં દુઃખોથી ગભરાયેલી મુજને તારો. ૫.

**क्षमस्व क्षमस्वापराधं मनोजं**
**वचःकायजं वाऽसकृत्कर्मजं मे ।**
**दयालो हितायानिशं किङ्करी ते**
**नमामि स्तवामि प्रणौमि प्रिय त्वाम् ।।६।।**

હે દયાળો ! મ્હારા મન આદિ અન્તઃકરણથી ઉત્પન્ન થયેલા, વચન—વાણી આદિ કર્મેન્દ્રિયોથી તેમ શરીર અને જ્ઞાનેન્દ્રિયોથી ઉદય થયેલા, તથા અનેક કર્મ કરવાથી ઉત્પન્ન થયેલા અપરાધોને આપ કૃપાકરીને ક્ષમા કરો, ક્ષમા કરો, ( બે વાર ઉચ્ચારણ આદર પૂર્વક પ્રાર્થના જણાવવા સારૂં છે. ); હે પ્રાણપ્રિય સ્વામિન્ ! આપની કિંકરી (દાસી) મ્હારા—પોતાના હિતને વાસ્તે વારંવાર આપની સ્તુતિ કરે છે, વારંવાર નમસ્કાર કરે છે, પ્રણામ કરે છે, (અતિશય આદરવાળી પ્રેમભક્તિ સૂચવવાને અર્થે પુનઃ પુનઃ નમસ્કાર કર્યા છે.). ૬.

शरणपतिनुतिं वा नाकमुक्त्येकहेतुं
भणति तु सुचरित्रा प्राञ्जलिः सुप्रभाते ।
व्रजति विबुधलोके स्तूयमानाऽमरीभिः
स्वपति सहचरी रैपुत्रकीर्त्यादिलब्ध्वा ॥७॥

इति श्रीगुर्जरदेश निवासिनी साध्वी श्रीमती-
जमनांबाई (यमुनाबाई) विरचितं पूज्यपति-
प्रातःस्तवनं स्तोत्रं सम्पूर्णम् ॥

સ્વર્ગ અને મોક્ષના નિશ્ચય કારણરૂપ, રક્ષા કરવાવાળા પતિના સ્તોત્રને ઉત્તમ પૂજ્ય પ્રાતઃકાલમાં જે પતિવ્રતા સ્ત્રી બન્ને હાથ જોડીને ભક્તિપૂર્વક ભણે છે, તે આલોક પરલોકમાં પોતાના પતિની સાથે વિચરવા વાળી સ્ત્રી, આલોકમાં ધન પુત્ર અને કીર્ત્તિ આદિકને પ્રાપ્ત થઈ અર્થાત્ તે સર્વનું સુખ ભોગવી, દેહ પડી ગયા પછી દેવાંગનાઓ દ્વારા સ્તુતિ કરાવતી કરાવતી દેવલોકમાં જાય છે. ૭.

**इति श्रीपूज्यपतिप्रातःस्तवनं समाप्तम् ॥**

સર્વભક્તજનોએ પ્રાતઃકાલમાં શ્રીગુરૂ પરમાત્મા આદિ ઇષ્ટ દેવોનું પ્રાતઃસ્મરણ પ્રભાત આદિનું ગાન કીર્ત્તન કર્યા પછી શીતળ જળના ત્રણ કોગળા કરી, મુખ ચક્ષુ ધોઇ, આચમન લેઈ માતા પિતા આદિ વૃદ્ધોને પ્રણામ કરવો. સ્ત્રીઓએ સાસુ સસરાને પણ નિરંતર નમસ્કાર કરવા; પછી ભગવન્નામોની ધૂનોનો નીચે પ્રમાણે આરંભ કરી ધૂનોનું ઉચ્ચારણ કરતા કરતા પૃથ્વી ઉપર જીવ જંતુ ન મરે તેમ જોઈ જોઈ પગ મૂકતા ગૃહદ્વારનો ત્યાગ કરી મલમૂત્રનો ત્યાગ કરવા જવું.

# ધૂનો.

૧. ૐ ૐ ૐ ૐ હરિઃ ૐ ૐ ૐ

૨. હરિઃ ૐ હરિઃ ૐ ૐ ૐ હરિઃ ૐ

૩. સચ્ચિદાનંદ માધવાનંદ

૪. જય શ્રીપ્રભુસચ્ચિદાનંદ જયશ્રીસદ્‌ગુરૂ માધવાનંદ

૫. જય હરિહર સચ્ચિદાનંદ જયશ્રી સદ્‌ગુરૂ પરમાનંદ

૬. જય શિવ સદ્‌ગુરૂ સ્વામિન્ જય શિવ પ્રભુઅંતર્યામિન્

૭. વિશ્વનાથ વિશ્વેશ્વર સ્વામિન્ વિશ્વંભર ગુરૂઅંતર્યામિન્

૮. ૐ નમઃ શિવાય નમઃ શિવાય નમઃ શિવાય ૐ ૐ

૯. હે સચ્ચિદાનંદ હે સચ્ચિદાનંદ સચ્ચિદાનંદ પાહિમામ્

૧૦. ગુરૂદેવ ગુરૂદેવ દેવ દેવ રક્ષ મામ્.

૧૧. માત તાત હરિ સંત ગુરૂ દેવા, મન કર્મ વચને કરીએ સેવા.

૧૨. માત તાત ગુરૂ વંદન કરીએ, તાહિ કૃપાથી ભવજળ તરીએ.

૧૩. માત તાત ગુરૂ બ્રહ્મ સમાના, તાહિ કૃપાથી ભવદુઃખ હાના.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાતિઃ

# શૌચવિધિઃ ॥

ગામથી દૂર જઈ ઘાસ પાદડાંવાળી જમીન પર માથા ઉપર વસ્ત્ર વીંટી, કંઠ લંબીત યજ્ઞોપવીતને જમણા કાન ઉપર રાખી નાક અને મુખ વસ્ત્રથી ઢાંકી, રાત્રે દક્ષિણ દિશા તરફ અને દિવસે તથા સવાર મધ્યાન્હ અને સાંજે ઉત્તર દિશા તરફ મુખ રાખી, બેસી મૌન પણે મળમૂત્રનો ત્યાગ કરવો. કંઠ લંબીત કર્યા વિના યજ્ઞોપવીતને કાન ઉપર રાખવું એ અનાચાર છે.

માર્ગમાં, જળમાં, શેરીમાં, ગલીમાં, કીડીઓના દર ઉપર, દેવ મંદિર પાસે, અગ્નિ ઉપર, જળાશયની સમીપમાં, ગૌશાળામાં, સ્મશાનમાં તીર્થસ્થાનમાં, અશ્વત્થ (પીંપળો)આદિ પૂજ્ય વૃક્ષો પાસે, ધર્મશાળામાં, તેની પાસે, તુળસી વનમાં, તેની પાસે, પડી જવાનો ભય હોય એવા સ્થળમાં, પ્રવાસિજનોના વિશ્રામ સ્થળમાં, વૃક્ષના મૂલમાં, ઉભાં ઉભાં, ચાલતાં ચાલતાં ધાન્યના ખેતરમાં, મૃતિકાની ખાણમાં, તળાવમાં, કૂવાની સમીપમાં, હોલણમાં, ભયંકર સ્થાનમાં, તથા

અગ્નિ, સૂર્ય, ગુરૂ, અને બ્રાહ્મણ આદિ પૂજ્યવર્ગની સન્મુખ બેસી મલમૂત્રનો ત્યાગ કરવો નહિ.

મલમૂત્રનો ત્યાગ કરવા બેસતી વખતે "**उत्तिष्ठन्तु सुराः सर्वे यक्षगन्धर्वकिन्नराः । पिशाचा गुह्यकाश्चैव मलमूत्रं करोम्यहम् ॥**" (સર્વે દેવતાઓ, યક્ષો, ગંધર્વો, કિન્નરો, પિશાચો તથા ગુહ્યકો, તમો સર્વે ઉઠી જાઓ; હું મલમૂત્રનો ત્યાગ કરૂં છું. ) આ મંત્ર બોલી ત્રણ તાળી વગાડી બેસવું.

મલમૂત્રનો ત્યાગ કરવા જતી વખતે સાથમાં કાંકરા વિનાની મૃતિકા તથા જળ લેતા જવું; અને તે જળ મૃતિકાવડે શૌચવિધિ (શુદ્ધિ) કરવી.

મળ ત્યાગ કર્યા પછી લિંગ ઉપર એકવાર અને ગુદાદ્વાર ઉપર પાંચ વાર મૃતિકા તથા જળ લગાડી શુદ્ધિ કરવી; પછી જળથી તે બન્ને અવયવો તથા ડાબો હાથ શુદ્ધ કરવો. ત્યારપછી નદી, તળાવ અથવા ઘર આદિ ઉચિત સ્થાનમાં આવી ડાબો હાથ દશ વાર અને બન્ને હાથ ભેગા કરી સાત વાર, અને દરેક પગ ત્રણ ત્રણ વાર જળ મૃતિકાથી સારી પેઠે શુદ્ધ કરવા. કદાચ એટલું બધું ન બને તો ડાબો હાથ ચાર પાંચ વાર અને બન્ને હાથ ભેગા કરી ચાર પાંચ વાર અને

દરેક પગ બે બે વાર જરૂર જળ મૃતિકા લગાડી સારી પેઠે શુદ્ધ કરવા; અર્થાત્ દુર્ગન્ધિ અને મળમૂત્રનાં સૂક્ષ્મ પરમાણુંઓ રહી ન જાય ત્યાંસુધી જળ મૃતિકાથી શુદ્ધિ કરવી. શુદ્ધિ કરવામાં દરેક વખતે લીલા આમળા જેટલી મૃતિકા લેવી, અને જળથી તે તે અંગો ખૂબ પ્રક્ષાલન કરવાં. દુર્ગન્ધ અને મળમૂત્રનાં સૂક્ષ્મ પરમાણુંઓ રહી જવાથી શરીર ઉપર ગડગુંમડ, મસા, હરશ, દાદર, ખરજવાદિ રોગો ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. ગુદાદ્વાર ઉપર શુદ્ધ મૃતિકા લગાડવાથી હરશનો ઉપદ્રવ થયેલો હોયતો તેપણ શાંત થઈ જાય છે. પીતળ આદિ ધાતુનું પાત્ર—લોટો દિશાએ જતી વખતે લઈ જવામાં આવ્યો હોય તો તેને હાથ પગ શુદ્ધ કર્યા પછી ત્રણ ચાર વાર શુદ્ધ જળ મૃતિકાથી બાહ્ય ભીંતર સારી પેઠે માંજી—અજવાળી—શુદ્ધ કરવો; ત્યાર પછી શુદ્ધ લોટામાં ગાળેલું જળ લેઇ આઠ અથવા બાર કોગળા કરવા. દિશાએ લેઇ જવાનું પિતળ આદિ ધાતુનું પાત્ર પહોળા મુખવાળું રાખવું, જેથી અંદર હાથ ઘાલી અજવાળી—માંજી શુદ્ધ કરવામાં અડચણ પડે નહીં. મળમૂત્ર ત્યાગ કરવા જતી વખતે ત્રાંબાનું પાત્ર—લોટો—કદીપણ લેઇ જવું નહીં. પેશાબ કરવા

જતી વખતે પવાલામાં પાણી લેઇને જવું, અને મૂ
ત્યાગ કર્યાપછી તે પાણી વડે લિંગ ધોઈ શુદ્ધિ કરવી
પછી બીજા શુદ્ધ પાત્રના જળથી ડાબો હાથ ત્રણવા
અને બન્ને હાથ ભેગા કરી બેવાર ધોઈ શુદ્ધ કરવા
અને પવાલાને મૃતિકા જળથી માંજી શુદ્ધ કરી બી
કાર્યના ઉપયોગમાં લેવું. શુદ્ધ કર્યા વિના તે પવાલુ
કોઇ કાર્યમાં લેવું નહીં. શુદ્ધ જળથી હાથ ધોયાપછી
ચાર કોગળા કરી મુખ તથા ચક્ષુ ધોઇ પોતાના પગપણ
ધોઇ નાંખવા; તથા શુદ્ધ જળથી ત્રણ આચમન કરવ
આ શૌચવિધિ ગૃહસ્થાશ્રમિઓને માટે છે; અને તે
બમણું બ્રહ્મચારિઓને માટે, ત્રણગણું વાનપ્રસ્થ
માટે, અને ચારગણું સંન્યાસિઓને માટે સમજવુ
દિવસ કરતાં રાત્રિએ અર્ધું શૌચ કરવું. રોગીએ રાત્રિ
અર્ધું યથાસાધ્ય શૌચ પાળવું. વીર્યપાત થયો હોય તે
મૂત્રની શૌચવિધિથી બમણી જળ મૃતિકાથી શુ
કરવી; અને મૈથુન (સ્ત્રીસંગ) ના અંતમાં ત્રણ ગણ
જળમૃતિકાથી શુદ્ધિ કરવી. જળ નહીં મળવાથ
શૌચવિધિ કરવામાં વિલંબ થાય તો જળ મળે ત્યાં
શૌચવિધિ કરી વસ્ત્ર સહિત સ્નાન કરવું.

રાફડાની, ઉંદરના દરની, જળની અંદરની, શૌ

કરતાં શેષ વધેલી, ઘરની ભીંતની, માર્ગની, ઝાડના મૂળની, અને જ્યાં સ્ત્રી બાળકો પુરૂષો થૂંકતાં હોય તથા મૂત્ર–પેશાબ કરતાં હોય એવા અપવિત્ર સ્થાનની મૃત્તિકાનો શૌચ શુદ્ધિમાં ઉપયોગ કરવો નહીં. જ્યાં માટીની ખાંણમાં ભેખડ હોય તેમાં પેશીને કદીપણ મૃતિકા ખોદવી નહીં. ત્રાંબા પીતળનાં પાત્ર–વાસણો માંજવામાં પણ અપવિત્ર સ્થાનની મૃતિકા લેવી નહીં.

સ્ત્રીઓએ પ્રાતઃકાલમાં પ્રાતઃસ્મરણ પતિસ્તુતિ પ્રાર્થના આદિ કરી શયનગૃહથી તથા ઘરના અન્ય ભાગોમાંથી તેમ આંગણામાંથી સાવરણી આદિથી પૂંજો વાળ્યા પછી મળાદિકના વિસર્જનવાસ્તે જવું; કારણકે સાવરણીથી પૂંજો વાળતાં રજ-ધુળ શરીર પર પડવાથી પુણ્ય અને લક્ષ્મીનો નાશ થાય છે, તેમજ ધર્મશાસ્ત્રમાં પણ નિષેધ લખેલો છે. માટે સ્નાનાદિક કરતા પહેલાં સાવરણીનું કામ કરી લેવું. પ્રાતઃકાલમાં ઘરમાંથી અને આંગણામાંથી પૂંજો કાઢી સાફ ન કરે તો લક્ષ્મીનો નાશ થાય છે, અને દરિદ્રપણું આવે છે; તથા ઘરની સ્ત્રી ફુવેડ કહેવાય છે. દિવસમાં કદાચ સાવરણીનો સ્પર્શ કરવો પડે તો તે હાથ જળથી ધોઇ નાંખવો, અને શુદ્ધ જળથી આચમન કરી શરીરે માર્જન કરવું. દિશા

જંગલ જઈ આવ્યા પછી સ્નાન કર્યા વિના પાણિયારાને તથા મૃતિકાનાં વાસણોને અને ધોયેલાં શુદ્ધ વસ્ત્રોને અડકવું નહીં. મલત્યાગ કરવા જતી વખતે કપાસનાં જેટલાં વસ્ત્રો સાથે લેઈ જવામાં આવેલાં હોય તે સર્વ ધોઇ પવિત્ર કરવાં, અને વસ્ત્ર સહિત સ્નાન કરવું.

# दंतधावनविधिः ॥

કાંટાવાળાં વૃક્ષોનાં કે જેમાંથી દૂધ જેવો ચીકણો પદાર્થ નીકળતો હોય, એવાં વૃક્ષોનાં દાતણ કરવાં. દાતણ સૂકું સડેલું અને જીવડાવાળું ન હોવું જોઇએ. ટચલી આંગળીના અગ્ર ભાગ જેવું જાડું છાલવાળું અને છિદ્રવિનાનું સરલ બાર આંગળ લાંબું લેઈ–"

**ॐ आयुर्बलं यशोवर्चः प्रजाः पशून्वसूनि च ।
ब्रह्मप्रज्ञां च मेधां च त्वं नो देहि वनस्पते ॥"***

*( આયુષ્ય, બળ, કીર્તિ, કાન્તિ, પ્રજા, પશુઓ, ધન, વેદવિદ્યા, જ્ઞાન, તથા બુદ્ધિ, હે વનસ્પતે ! તું અમને આપ. આ મંત્રવડે પ્રાર્થના કરી જે દાતણ કરે છે, તેને વનસ્પતિમાં રહેલા ચંદ્રમા નિત્ય પ્રસન્ન થાય છે. એમ કાશીખંડમાં અને ધર્મશાસ્ત્રમાં કહેલું છે. )

એ મંત્ર ભણી ઉત્તર અથવા પૂર્વદિશા ભણી મુખરાખી દાતણ ચાવવું, પણ સૂર્યના સામું થૂંકવું નહીં, બીજી બાજુએ થુંકવું. દાતણના થયેલા મૃદુ–કોમળ–કુંચાથી ધીરે ધીરે અર્થાત્ દાંતના માંસમાંથી રૂધિર ન નીકળે તેમ સંભાળીને તમામ દાંત શુદ્ધ કરવા; પછી દાતણની ચીરથી કે ઉલ્લેખિનીથી (સોના, રૂપા, કે તાંબાની ઓલ ઊતારવાની પટ્ટીથી) ઉલ ઉતારી મુખશુદ્ધિને માટે શુદ્ધ શીતળ જળથી બાર કોગળા કરી, મુખ ઉપરનો ભાગ તથા ચક્ષુ આદિ જળથી ધોઇ સ્વચ્છ કરવાં; ત્યાર પછી " **ॐ भास्कराय विद्महे दिवाकराय धीमहि तन्नःसूर्यःप्रचोदयात् ॥**" એ મંત્રથી સૂર્યને, તથા **गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः । गुरुःसाक्षात्परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥** " આ મંત્ર બોલી શ્રીગુરૂ આદિક ઈષ્ટ દેવને નમસ્કાર કરવો.

પર્વણી, શ્રાદ્ધ અને વ્રત ઉપવાસના દિવસોમાં દાતણ નહીં કરતાં, ફક્ત આંબા આદિ વૃક્ષનાં પાંદડાં કે રાખ થકી દાંત ઘસી બાર કોગળા કરી શુદ્ધિ કરવી.

રજસ્વલા સ્ત્રીએ ચોથે દિવસે અને સુવાવડી સ્ત્રીએ દશમે દિવસે દાતણ કરવું; એમ સ્મૃતિમંજરી અને ગોભિલ આદિ મુનિઓનો મત છે.

છાંદોગ્યાહ્નિકપદ્ધતિમાં સ્નાન કરતાં પહેલાં સૌભાગ્યવંતી સ્ત્રીઓને કેશ પ્રસાધન કરવા કહેલું છે; માટે સ્ત્રીઓએ દાતણ કર્યા પછી માથામાં પાકું તેલ નાંખી વાળને કાંશકીવડે ઓળી–ગુંથી વેણી બંધન રચી–અંબોડા બાંધી પછી સ્નાન કરવું.

સ્ત્રીઓએ દેવપૂજનાદિ દૈવીકર્મ કરતાં, તથા જળ ગાળતાં ભરતાં, રસોઈ કરતાં, માથાના વાળ છૂટા રાખવા નહીં; કારણ કે તે સમયે વાળ ખરે તો પુણ્ય નાશ કરે છે, અને ખાવા પીવામાં આવવાથી જળંધર આદિ રોગનો ઉપદ્રવ પણ થવાનો સંભવ છે. વિધવા સ્ત્રીઓએ વાળ રાખવાજ નહિ, કારણ કેઃ–કેશ રાખવાથી મૃતક પતિની અને પોતાની ( વિધવા સ્ત્રીની ) અધોગતિ થાય છે. એમ ધર્મશાસ્ત્ર કહે છે.

આકડો, બોરડી, ખેર, બીલી, વડ, આંબો, કરંજ, પિંપેર, ઉમરડો ( ગુલર ), કદંબ, ચંપક, સિરસ, લિંબડો, મહુડો, આંબલી, સડસડીઓ, અંઘેડો, દાડિમ, પીલુડી, આસુંદ્રો, તગર, ઇન્દ્રજવ, જામસાઇ, નારંગી, રાયણ, બપોરીઓ, આમલી વગેરે વૃક્ષોનાં દાતણ શાસ્ત્ર વિહિત ગણાય છે.

તાડ, ચણોઠી, પિંપળો, ખાખરો, વાંસ, કેતકી, કુશ, કાશ, ગુંદી, બેહેડો, સરગવો, અરીઠો, સીસમ, ખજૂરી, નાળિએરી વગેરેનાં દાતણ નિષિદ્ધ ગણાય છે.

બાવળ, ઝીલ, આવળ, ઢેકી, વજ્રદંતી; સરેરો વગેરેનાં દાતણ મધ્યમ ગણાય છે.

આકડાનું દાતણ નિરંતર કરવાથી વીર્યવૃદ્ધિ થાય છે. વડનું નિરંતર દાતણ કરવાથી દીપ્તિ વધે છે. કરંજનું દાતણ નિરંતર કરવાથી જય આપે છે. પિંપેરનું દાતણ અર્થ અને સમ્પત્તિ આપનાર છે. બોરડીનું મધુર ધ્વનિ કરનાર છે. ખેરનું મુખસુગંધી કરનાર છે. બીલીનું વિપુલ ધન દાતા છે. ઉમરડાનું વાક્સિદ્ધિ આપનારૂં છે. આંબાનું નિરોગ બનાવે છે. કદંબનું ધૈર્ય અને બુદ્ધિપ્રદ છે. ચંપાનું દૃઢમતિ કરે છે. સિરસનું દાતણ નિત્ય કરવાથી કીર્ત્તિ, સૌભાગ્ય, દીર્ઘાયુષ્ય, અને આરોગ્યતાને આપે છે; એમ બૃહન્નિઘંટરત્નાકરમાં કહેલું છે. એટલા માટે વૃક્ષાદિના ગુણ દોષનો વિચાર કરી પોતાની પ્રકૃતિને અનુકૂળ આવે તેવા યોગ્ય શક્તિ રસવાળા વૃક્ષનું દાતણ કરવું.

# સ્નાન વિધિઃ ॥

પ્રાતઃકાલમાં સ્નાન કરવાથી રૂપ, તેજ, બળ, શૌચ આયુષ્ય, આરોગ્યતા, યશ, બુદ્ધિ, અને અલોલુપતાની વૃદ્ધિ થાય છે, તથા દુષ્ટ સ્વપ્નોનો નાશ થાય છે; એમ યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છે.

પ્રાતઃકાલના સ્નાનથી રાત્રિનાં કાયિકઆદિ પાપ નાશ થાય છે, એમ શાંતાતપ, સત્યવ્રત આદિ મહર્ષિઓ તથા કૂર્મ પુરાણ કહે છે.

સ્નાનનું ફળ બૃહન્નિઘંટુરત્નાકરમાં કહ્યું છે કે:–
**"दीपनं वृष्यमायुष्यं स्नानमोजो बलप्रदम् । कण्डूमलश्रमस्वेदतन्द्रातृट्दाहपापनुत्॥"** સ્નાન કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, ધર્મપુણ્યની વૃદ્ધિ થાય છે, આયુષ્યનું પ્રતિપાલન થાય છે, તેજની વૃદ્ધિ થાય છે, અને બલોત્પત્તિ થાય છે; તથા ખૂજલી ખરજવું, મેલ, પરસેવો, પરિશ્રમ, તંદ્રા, તૃષા, દાહ અને પાપકર્મની દુષ્ટતાદિ દુર થાય છે. એટલા માટે સ્વસ્થ બળવાન્ પુરૂષે પ્રતિદિન પ્રાતઃસ્નાન કરવું ઉચિત છે.

નદિ આદિ તીર્થમાં કુંડ-તળાવ આદિ જળાશયમાં સ્નાન કરવું હોય તો તે જળકિનારે જઈ જળને નમસ્કાર કરી હાથ પગ ધોઈ, શિખાબાંધી કટી સમાન ઊંડા જળમાં ઉભા રહી, આચમન કરી જમણા હાથમાં જળ લેઇ નીચે પ્રમાણે સંકલ્પ કરવો.

**ॐ अत्राद्यमहामांगल्यप्रदे[1] अमुकमासे[2] अमुकपक्षे[3] अमुकतिथौ[4] अमुकवासरे शुभपुण्यतिथौ श्रीपरमेश्वरप्रीत्यर्थं सर्वकर्मसु देहशुद्ध्यादिसिद्ध्यर्थं च श्रीप्रातःस्नानमहं करिष्ये ॥**

સંકલ્પ કરી જમણા હાથનું જળ નદી આદિના જળમાં મૂકી દઇ, પછી જળને નમસ્કાર કરી, નદીમાં પ્રવાહભણી મુખ રાખી, અને અન્ય જળાશયમાં પૂર્વ દિશાભણી મુખ રાખી ત્રણવાર ડૂબકી મારી સારી રીતે સ્નાન કરવું, અને પછી આચમન લેવું.

ગૃહસ્થોએ ઘેર ઉષ્ણ જળથી સ્નાન કરવું હોય તો ઉપર પ્રમાણે સંકલ્પ કર્યા પછી તાંબા આદિના

---

૧ અહીં **कार्तिकमासे, मार्गशीर्षमासे** એમ જે માસ હોય તે બોલવો. ૨ **शुक्लपक्षे कृष्णपक्षे** એમ જે પક્ષ હોય તે બોલવો. ૩ **प्रतिपत्तिथौ** એમ જે તિથિ હોય તે બોલવી. ૪ **रविवासरे** એમ જે વાર હોય તે બોલવો.



વાસણમાં પ્રથમ થોડું ઠંડુ જળ લઇ તેમાં બે હાથ જોડી નીચેના મંત્રોથી તીર્થોનું આવાહન કરવું.

**पुष्कराद्यानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा**
**आगच्छन्तु पवित्राणि स्नानकाले सदा मम ॥**
**गङ्गे च यमुने चैव गोदावरि सरस्वति ।**
**नर्मदे सिन्धो कावेरि जलेऽस्मिन्सन्निधिं कुरु ॥**

(પવિત્ર પુષ્કરરાજ કાશી પ્રયાગ અયોધ્યા આદિ તીર્થો, અને ગંગા યમુના નર્મદા સરસ્વતી ગોદાવરી આદિ નદીઓ મ્હારા સ્નાન સમયે સદા આવો. હે ગંગા, હે યમુના, હે ગોદાવરી, હે સરસ્વતી, હે નર્મદા, હે સિન્ધુ, હે કાવેરી ત્હમો સર્વે આ જળમાં પ્રવેશ કરો.)

આ પ્રમાણે મંત્રોથી તીર્થોનું આવાહન કરી જળમાં સર્વ તીર્થો આવેલાં છે એવી ભાવનાએ પ્રણામ કરી તેમાં પોતાની રૂચિ પ્રમાણે ઊનું જળ લેઈ ગુરૂ પરમાત્માનું નામ સ્મરણ કરતાં કરતાં શરીરનાં સર્વ અંગો સારીરીતે શુધ્ધ થાય, કોઈ અંગ શુધ્ધ કર્યા વિના રહી ન જાય, તથા પહેરેલું વસ્ત્ર કોરૂં-ભીંજા વિનાનું રહી ન જાય તેમ સ્નાનકરી શુદ્ધ જળથી આચમન કરવું.

રવિવારે, સાતમે, બારમાંની ગમે તે સંક્રાન્તિ બેસતી હોય ત્યારે, ગ્રહણને દિવસે, સંબંધિના મરણ નિમિત્તે, સૂતક શુદ્ધિના પ્રસંગે, પુત્રાદિકના જન્મકાળે, વૃદ્ધિ સૂતકની શુદ્ધિના નિમિત્તે, મકરસંક્રાન્તિ (ઉત્તરાયણ)ને દિવસે, શ્રાદ્ધના દિવસે, જન્મગાંઠના દિવસે, સ્પર્શ કરવાયોગ્ય ન હોય એવી વસ્તુનો સ્પર્શ થયો હોય ત્યારે, તથા રજસ્વલા સ્ત્રીએ ચોથા દિવસે શુદ્ધિને અર્થે ન્હાવું હોય ત્યારે, એટલા દિવસોમાં સ્ત્રી પુરૂષોએ ઉષ્ણ જળથી સ્નાન કરવું નહિં; કેવળ શીતળ જળથીજ સ્નાન કરવું એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે.

સ્ત્રીઓએ એકાંત સ્થાનમાં વસ્ત્રસહિત સ્નાન કરવું; કેમકે મનુસ્મૃતિ તથા વિષ્ણુસ્મૃતિ આદિ ધર્મ શાસ્ત્રોમાં '**न नग्नः स्नानमाचरेत्**' (નગ્ન–વસ્ત્રવિના સ્નાન ન કરવું) ઈત્યાદિ વાકયોથી નગ્ન સ્નાનનો નિષેધ કરેલો છે.

સ્નાન કર્યા પછી શુદ્ધ પવિત્ર વસ્ત્ર ઉપવસ્ત્ર ધારણકરી શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રૌત સ્માર્ત કર્મ કરવા તત્પર થવું. સ્ત્રીઓએ શુદ્ધ પવિત્ર વસ્ત્રની સાથે કંચુકી (કાંચળી–કાપડું) પણ શુદ્ધ પવિત્ર પહેરી લેવું. વિધવા સ્ત્રીઓએ ચોળી–કાપડું શુદ્ધ ધોયેલું પહેરવું.

ચંડાલ, સૂતકી, સૂવાવડી, રજસ્વલા, ચિતાનાં કાષ્ટ, શબ, ચાંડાલની છાયા, વેદ શાસ્ત્ર વિરૂદ્ધ ધર્મ કર્મ પ્રવર્ત્તક, મહાપાતકી, તથા અસ્પર્શ્ય પદાર્થોનો સ્પર્શ થાય તો વસ્ત્ર સહિત સ્નાન કરવું, એમ ધર્માબ્ધિ આદિ ધર્મશાસ્ત્રોનાં તથા ચ્યવનાદિ મહર્ષિઓનાં વચન છે.

આરોગ્યતાના અભાવે કદાચ જરૂર હોય તો સ્નાન કરતા પહેલાં ભક્ષણ કરવા યોગ્ય પદાર્થો:—

**इक्षुरापः फलं मूलं पयस्ताम्बूलमौषधम् ।**
**भक्षयित्वापि कर्त्तव्याःस्नानदानादिकाः क्रियाः॥**

શેરડી, જળ, ફલ, મૂલ, દૂધ, તાંબુલ અને ઔષધ, આ વસ્તુઓ આરોગ્યતાનો અભાવ હોય તો સ્નાન કરતા પહેલાં ભક્ષણ કરીને પણ સ્નાન દાન પૂજનાદિ ક્રિયા અવશ્યમેવ કરવી.

ઉત્થાનવિધિ શૌચવિધિ, દંતધાવનવિધિ તથા સ્નાનાદિકની વિધિ ધર્મશાસ્ત્રોનાં અને મનુ, વ્યાસ, યાજ્ઞવલ્કય, ગોભિલ, ચ્યવનાદિ મહર્ષિઓનાં તથા બૃહન્નિઘંટુરત્નાકરાદિ આયુર્વેદના ગ્રન્થોનાં વચનોને આધારે લખવામાં આવી છે.

# भस्मत्रिपुण्ड्रविधिः ।

યજ્ઞની, અગ્નિહોત્રની, વિરજાહોમ (સંન્યાસ લેતી વખતે કરવામાં આવતા હોમ વિશેષ)ની, નિત્ય હોમની, તથા સૂકાઈ ગયેલું ગાયનું શુદ્ધ છાણ અને સમડાદિ વૃક્ષોની સમિધથી સારીરીતે અગ્નિ પ્રજવલિત કરી તેમાં નિત્ય હોમની પેઠે હોમ કરી બનાવેલી ભસ્મને ત્રિપુંડ્ર કરવાના ઉપયોગમાં લેવી.

**श्राद्धे यज्ञे जपे होमे वैश्वदेवे सुरार्चने ।**
**धृतस्त्रिपुण्ड्रः पूतात्मा मृत्युं जयति मानवः ॥**

(कात्यायनः)

શ્રાદ્ધ, યક્ષ, જપ, હોમ, વૈશ્વદેવ અને દેવપૂજનાદિ કરવામાં ભસ્મનાં ત્રિપુંડ્ર ધારણકરનારો પવિત્રાત્મા મૃત્યુંને જીતે છે.

**सत्यं शौचं जपो होमस्तीर्थदेवादिपूजनम् ।**
**तस्य व्यर्थमिदं सर्वं यस्त्रिपुण्ड्रं न धारयेत् ॥**

(भविष्यपुराणे)

જે મનુષ્ય ભસ્મત્રિપુંડ્ર ધારણ કરતો નથી, તેનું સત્ય, શૌચ, જપ, હોમ અને તીર્થમાં કરેલું સ્નાન,

દેવપૂજનાદિ સર્વ મિથ્યા છે.

**विभूतिधारणं त्यक्त्वा कुर्वन्हेमतुला[illegible]पे ।**
**न तत्फलमवाप्नोति पतितस्तु भवेद्धि सः ॥**
(देवी भागवते)

જો વિભૂતિ ધારણનો ત્યાગ કરી સુવર્ણનું તુલા દાન કરે, તો તેપણ તેનું ફળ પામતો નથી; અને ઉલટો પતિત થાય છે.

**जनको ह वैदेहः सहोवाच याज्ञवल्क्यं । भस्म धारणात्किं फलमश्नुत इति । स होवाच तद्भस्मधारणादेव मुक्तिर्भवति । तद्भस्मधारणादेव शिवसायुज्यमवाप्नोति । न स पुनरावर्त्तते । न स पुनरावर्त्तते । स एष भस्म ज्योतिरिति वै याज्ञवल्क्यः ॥ ( बृहज्जाबालोपनिषत् )**

જનક વિદેહી યાજ્ઞવલ્ક્ય ઋષિ પ્રત્યે બોલ્યાઃ— ભસ્મ ધારણ કરવાથી શું ફળ થાય છે ? યાજ્ઞવલ્ક્ય બોલ્યાઃ—તે ભસ્મ ધારણ કરવાથીજ મુક્તિ થાય છે.

તે ભસ્મ ધારણ કરવાથી શિવસાયુજ્યમુક્તિને પામે છે. તે ફરીથી જન્મમરણના ફેરામાં આવતો નથી; તે પુનઃ જન્મમરણને પામતો નથી. તે આ ભસ્મ જ્યોતિઃ સ્વરૂપ છે; એમ યાજ્ઞવલ્ક્ય મુનિ કહે છે.

**जनको ह वैदेहः स होवाच याज्ञवल्क्यं। भस्म धारणात्किं फलमश्नुते न वेति। तत्र परमहंसा नाम संवर्तकारुणिश्वेतकेतुदुर्वास-ऋभुनिदाघजडभरत दत्तात्रेय रैवतकभुसुण्डप्र-भृतयो विभूति धारणादेव मुक्ताः स्युः। स एष भस्म ज्योतिरिति वै याज्ञवल्क्यः ॥ (बृ०जाबा०उप०)**

જનક વિદેહી પુનઃ યાજ્ઞવલ્ક્ય મુનિના પ્રત્યે બોલ્યાઃ–ભસ્મ ધારણ કરવાથી ફળ થાય છે કે નહિ ? ત્યારે યાજ્ઞવલ્ક્ય બોલ્યાઃ–સંવર્તક, આરૂણિ, શ્વેતકેતુ, દુર્વાસા, ઋભુ, નિદાઘ, જડભરત, દત્તાત્રેય, રૈવતક, અને ભુસુંડ ઈત્યાદિ પરમહંસો વિભૂતિ ધારણ કરવાથીજ મુક્ત થયા છે; તે આ ભસ્મ જ્યોતિરૂપ છે, એમ યાજ્ઞવલ્ક્ય કહે છે.

વળી એજ બૃહજ્જાબાલોપનિષત્‌ના સપ્તમ બ્રાહ્મણમાં કહ્યું છે કે;—જનક વિદેહીએ પૈપ્પલાદ ઋષિની સાથે પ્રજાપતિલોકમાં જઇ બ્રહ્માજી પ્રત્યે પૂછયું કે:—ભસ્મત્રિપુંડ્રનું માહાત્મ્ય કહો? ત્યારે બ્રહ્માજીએ કહ્યું કે:—જેટલું ઈશ્વરનું માહાત્મ્ય છે; તેટલું ત્રિપુંડ્રનું માહાત્મ્ય છે; તેમજ પિપ્પલાદ મુનિએ વૈકુંઠમાં જઇ વિષ્ણુને એજ પ્રશ્ન પૂછયો, ત્યારે વિષ્ણુએ પણ એજ ઉત્તર આપ્યો કે:—જે ઇશ્વરનું માહાત્મ્ય છે તેજ ત્રિપુંડ્રનું માહાત્મ્ય છે.

વળી એજ બૃહજ્જાબાલોપનિષત્‌માં ' **अस्य भस्मनः शक्तिमन्यां शृणु** '। (આ ભસ્મની અન્ય શક્તિ—સામર્થ્ય શ્રવણ કરો.) એમ કહી આગળ કહ્યું છે કે:—એ ભસ્મજ હરિ અને શંકરના જ્ઞાનને આપનાર છે, તથા બ્રહ્મહત્યાદિ પાપનાશક છે, મહાવિભૂતિપ્રદ છે. શ્રીવિષ્ણુએ સ્વયં પોતે શિવજીના વૃક્ષ:સ્થળ ઉપરનું ભસ્મ નખવડે ગ્રહણ કરી પ્રણવ, ગાયત્રી અને પંચાક્ષર મંત્રથી અભિમંત્રી પોતાના મસ્તક પર તથા સર્વ અંગો વિષે ધારણ કર્યું; ત્યારે શિવજીએ વિષ્ણુને કહ્યું:—' હૃદય વિષે ધ્યાન કર,' ત્યારે વિષ્ણુએ હૃદયમાં ધ્યાન કરીને **दृष्टोदृष्टः** (જોયા જોયા) એવું શિવજી પ્રત્યે

બોલ્યા. ફરીથી શિવજીએ વિષ્ણુને કહ્યું:–ભસ્મ ભક્ષણ કરો; ત્યારે વિષ્ણુ બોલ્યા:–' હું પ્રથમ ભસ્મથી સ્નાન કરી ભસ્મ ભક્ષણ કરીશ ' એમ ભક્તિગમ્ય શિવજીને કહી ભગવાન્ વિષ્ણુએ તે ભસ્મનું ભક્ષણ કર્યું; ત્યારે એક મ્હોટું આશ્ચર્ય જણાયું. વાસુદેવ પોતે ભસ્મ સ્નાન અને ભસ્મભક્ષણ કરતાની સાથેજ મહાશીતળ કાંતિવાળા, મુક્તાફળના જેવા વર્ણવાળા તત્ક્ષણમાં થયા. વિષ્ણુજી બોલ્યા:–હે શંકર! હે વિભો! ત્હમારા ભસ્મનો પ્રભાવ જાણવાને હું સમર્થ નથી, તો સાક્ષાત્ આપનો પ્રભાવ ક્યાંથી જાણું!!! આપને હું વારંવાર નમસ્કાર કરૂં છું, હું આપને શરણે આવ્યો છું; હે શંભો! આપના બન્ને ચરણકમલોમાં સદા મ્હારી ભક્તિ રહો; ભસ્મ ધારણ કરવાવાળોજ મ્હારો ભક્ત કહેવાશે–થશે–ઇતિ.

**विभूतिर्यस्यनो भाले नाङ्गे रुद्राक्षधारणम् ।**
**नहि शिवमयी वाणी तं त्यजेदन्त्यजं यथा ॥**

(स्मृति०)

જેના કપાલને વિષે વિભૂતિ ધારણ કરેલી નથી, અને શરીરને વિષે કંઠમાં રૂદ્રાક્ષ ધારણ કરેલી નથી, તથા જેની કલ્યાણમયી હે શિવ હે શિવ! હે સચ્ચિદાનંદ

હે સચ્ચિદાનંદ ! એવી વાણી નથી, તે મનુષ્યનો અંત્યજનો જેમ ત્યાગ કરીએ છીએ તેમ પરિત્યાગ કરવો.

**येषां कोपो भवेद्ब्रह्मँल्ललाटे भस्म दर्शनात् ।**
**तेषामुत्पत्तिसांकर्यमनुमेयं विपश्चिता ॥**
**येषां नास्ति मुने श्रद्धा श्रौते भस्मनि सर्वदा ।**
**गर्भाधानादि संस्कारस्तेषां नास्तीति निश्चयः ॥**
**ये भस्मधारिणं दृष्ट्वा नराः कुर्वन्ति ताडनम् ।**
**तेषां [illegible]ण्डालता जन्म [illegible] विपश्चिता ॥**
**येषां क्रोधो भवेद्भस्मधारणे तत्प्रमाणके ।**
**ते महापातकैर्युक्ता इति शास्त्रस्य निश्चयः ॥**

**(बृहज्जाबालोपनिषत्०)**

હે બ્રહ્મન્ ! મુમુક્ષુજનોના લલાટમાં ભસ્મ દેખવાથી જે પુરૂષોને ક્રોધ ઉત્પન્ન થાય છે, તે પુરૂષોની સાંકર્ય ઉત્પત્તિ છે, અર્થાત્ તે વર્ણસંકર છે; એમ વિદ્વાન્ પુરૂષે અનુમાન કરવું, એવું કાલાગ્નિરૂદ્રે ભુસુંડ મુનિને કહ્યું છે.

હે મુને ! જેઓની નિરંતર શ્રૌત ભસ્મમાં શ્રદ્ધા નથી, તેઓના ગર્ભાધાનાદિ ષોડશ સંસ્કાર થયેલા નથી એમ નિશ્ચય જાણવું.

હે બ્રહ્મન્ ! ભસ્મધારી મનુષ્યને દેખીને જેઓ
ાડના કરે છે, તે પુરૂષોનો ચાંડાલથી જન્મ થયેલો છે,
ેમ વિદ્વાન્ પુરૂષે કથન કરેલું છે.

ભસ્મધારી મનુષ્યને વિષે, તથા ભસ્મધારણવિધિ
-થન કરનાર અને મહાત્મ્યને પ્રતિપાદન કરનાર વેદશા-
ત્રોનાં પ્રમાણભૂત વાક્યોને વિષે જે મનુષ્યોનો ક્રોધ છે,
ઓ મહાપાતકોવડે યુક્ત છે, એમ શાસ્ત્રનો નિશ્ચય છે.

**ये भस्मधारिणं दृष्ट्वा वाचा निन्दन्ति मानवाः ।**
**तेषां शूद्रेण संभूतिर्ह्यनुमेया विपश्चिता ॥**

(स्मृति संग्रहे०)

જે મનુષ્યો ભસ્મધારી મનુષ્યોને જોઇને વાણીથી
િન્દા કરે છે, તેઓની શૂદ્રદ્વારા ઉત્પત્તિ થયેલી છે,
ેમ વિદ્વાન્ પુરૂષે અનુમાન કરવું.

**धार्यं भस्मात्रिपुण्ड्रं तु गृहिणा जलसंयुतम् ।**
**सर्वकालं भवेत्स्त्रीणां यतीनां जलवर्जितम् ॥**
**मध्यांगुलेत्रयेणैव स्वदक्षिणकरस्य तु ।**
**त्रिपुण्ड्रं धारयेद्[illegible] नाशनम् ॥**

(प्रयोगपरिजाते०)

ગૃહસ્થાશ્રમિએ સર્વકાલમાં જળ મિશ્રિત કરી ભસ્મત્રિપુંડ્ર ધારણ કરવાં; સ્ત્રીઓ અને સંન્યાસિઓએ જળ રહિત ભસ્મ કરવી.

વિદ્વાન્ પુરૂષ પોતાના જમણા હાથની વચલી ત્રણ આંગળીઓ વડે સર્વ પાપનાશક ભસ્મત્રિપુંડ્ર કરે.

**ललाटे हृदये नाभौ गले च मणिबन्धयोः ।**
**बाहुमध्ये बाहुमूले पृष्ठे कुक्षौ च शीर्षके ॥**
**नेत्रयोः [illegible]देशे च त्रिपुण्ड्रादीनि कारयेत् ।**

(श्रुति०)

લલાટ, હૃદય, નાભિદેશ, કંઠ, બન્ને હાથના અગ્રભાગ (કાંડાં), બન્ને હાથનો મધ્યભાગ, અને મૂલ ભાગ, પૃષ્ઠભાગ, બન્ને કુક્ષિઓ, મસ્તકપર, અને બન્ને ખભાપર, આટલી જગ્યાએ ભસ્મનાં ત્રિપુંડ્ર કરવાં.

---

## ભસ્મ ધારણ કરવાની મંત્ર વિધિઃ-

જમણા હાથની કનીષ્ઠિકા સિવાયની એટલે વચલી ત્રણ આંગળીઓ અને અંગુઠાવડે ભસ્મ લેઇને ડાબા હાથમાં મૂકી, તેના ઉપર જમણો હાથ ઉંધો રાખી-સંપૂટ કરી; " **ॐ अग्निरिति भस्म, वायु**

**रिति भस्म, जलमिति भस्म, स्थलमिति भस्म, व्योमेति भस्म, सर्वं ह वा इदं भस्म, मन एतानि चक्षूंषि भस्मानि ।** " એ મંત્રવડે તે ભસ્મને મંત્રી, તેમાં " **ॐ आपो ज्योती रसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरोम् ।** " એ મંત્રવડે જળ મિશ્રિત કરી પછી બન્ને હાથની વચલી ત્રણ આંગળીઓ વડે તે ભસ્મને " **ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनम् । उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥** " એ મંત્ર બોલી મસળવી; પછી સૂર્ય ભગવાન્‌ને પ્રદર્શિત કરી તે ભસ્મવડે લલાટ, કંઠ, હૃદય, ચક્ષુ, ખભા, બન્ને હાથના મૂલ મધ્ય અને અગ્ર ભાગ, નાભિ, કુક્ષિઓ, શિરઃ અને પૃષ્ઠ, એ સ્થાનો વિષે ' **ॐ नमः शिवाय** ' । એ મંત્ર વડે ત્રિપુંડ્ર કરવાં. ભસ્મનાં ત્રિપુંડ્ર સર્વ સ્ત્રી પુરૂષોને કરવાનો અધિકાર છે.

સૌભાગ્યવંતી સ્ત્રીઓએ નીચેના મંત્રથી લલાટમાં કુંકુમનો ચાંલ્લો પણ કરવો.

**रमामपर्णां सावित्रीं वैदेहीं द्रौपदीं च मे ।**
**सोभाग्याय नमस्कृत्य कुंकुमं धारयाम्यहम् ॥**

લક્ષ્મી, પાર્વતી, સાવિત્રી, વૈદેહી—સીતા, દ્રૌપદી

એ પાંચ પતિવ્રતા સ્ત્રીઓને પ્રણામ કરીને મ્હારા અખંડ સૌભાગ્યને વાસ્તે હું લલાટમાં કુંકુમનો ચાંલ્લો ધારણ કરૂં છું.

---

**ચંદનાદિકના ત્રિપુંડ્રનું મંત્ર સહિત માહાત્મ્યઃ-**

**मध्यमानामिकाभ्यां तु क्रियमाणे त्रिपुण्ड्रके ।**
**महाघोर कृतः पापः पूज्यो भवति तत्क्षणात् ॥**

મધ્યમા એટલે વચલી, અને અનામિકા એટલે છેલ્લી ટચલી આંગળીના પહેલી–મધ્યમાની સાથની, એ બન્ને જમણા હાથની આંગળીઓ વડે ચંદનનું ત્રિપુંડ્ર ( ત્રણ રેખાવાળું આડું તિલક ) કરે, તો મહાઘોર પાપકર્મ કરેલું હોય તોપણ તે મનુષ્ય તત્કાલ પૂજા કરવા યોગ્ય થાય છે. ૧

**ॐ ब्रह्मा विष्णुश्च रुद्रश्च इति रेखा त्रयात्मकः ।**
**कैवल्यानन्द सिद्ध्यर्थं त्रिपुण्ड्रं धारयाम्यहम् ॥**

બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર, એ ત્રણ દેવતારૂપ ત્રણ રેખાઓવાળું ત્રિપુંડ્ર (ત્રણ રેખાવાળું આડું તિલક) કૈવલ્યમુક્તિના આનંદની સિદ્ધિને વાસ્તે અર્થાત્ બ્રહ્માનંદની પ્રાપ્તિને અર્થે હું ધારણ કરૂં છું. ૨

सर्वेषामपि धर्म्माणामुत्तमं श्रुतिनोदितम् ।
रहस्यं सर्वभूतानां यस्त्रिपुण्ड्रस्य धारणम् ॥३॥

જે લલાટને વિષે ત્રિપુંડ્રનું ધારણ કરવાપણું તે સર્વ પ્રાણિમાત્રની એકાન્તની ગુપ્ત વાત છે, કારણ કે તેને સર્વે ધર્મોના મધ્યમાં ઉત્તમ ધર્મરૂપ શ્રુતિએ કથન કરેલું છે. ૩.

अमंत्रेणापि यः कुर्याज्ज्ञात्वा देवताविधीन् ।
त्रिपुण्ड्रं सर्वगात्रेषु मुच्यते सर्वपातकैः ॥४॥

ત્રિપુંડ્ર ધારણ કરી શરીરમાં રહેલા દેવતાઓનું પૂજન કરવાની વિધિને નહીં જાણીને, તેમજ અમંત્ર વડે પણ જો મનુષ્ય સર્વ અંગો વિષે ત્રિપુંડ્ર ધારણ કરે તોપણ તે સર્વ પાપો થકી મુક્ત થાય છે. ૪

यानि तीर्थानि लोकेऽस्मिन् गङ्गाद्याः सरितस्तथा ।
स्नातो भवति सर्वत्र ललाटे यस्त्रिपुण्ड्रधृक् ॥५॥

જે મનુષ્ય લલાટમાં ત્રણ રેખાવાળું આડું તિલક ધારણ કરે છે તે મનુષ્ય, આ લોકમાં જેટલાં તીર્થો છે, તથા ગંગા યમુના નર્મદાદિ જેટલી નદીઓ છે, તે સર્વમાં સ્નાન કરવાવાળો થાય છે; અર્થાત્ ત્રિપુંડ્ર ધારી

મનુષ્યને તે સર્વ તીર્થોમાં ન્હાયાનું ફળ મળે છે. ૫

**ललाटे तिलकं कृत्वा सर्वकर्म समाचरेत् ।**
**अकृत्वा भालतिलकं तस्य कर्म निरर्थकम् ॥६॥**

ललाटमां तिलक करीने सन्ध्या पूजनादि सर्व कर्मनो आरंभ करवो. कपालमां तिलक कर्या विना जे कर्म करे छे, तेनुं करेलुं सर्व कर्म निष्फल थाय छे. ६

---

## શરીરપર દ્વાદશ ત્રિપુંડ્ર કરવાના મંત્રો.

**स्वयंज्योतिःस्वरूपाय ब्रह्मरंध्रनिवासिने ।**
**अस्तु कैवल्यरूपाय चेदं चन्दनमर्पणम् ॥**

બ્રહ્મરંધ્રમાં (દશમાદ્વારે—મસ્તકના મધ્યભાગમાં) નિવાસ કરવાવાળા, કૈવલ્યમુક્તિરૂપ, અને સ્વયંપ્રકાશ સ્વરૂપ એવા સચ્ચિદાનંદ પરમાત્માને અર્થે હું મસ્તક પર આ ચંદન અર્પણ કરૂં છું. (આ મંત્ર બોલી મસ્તકપર ચંદન કરવું) ૧.

**ललाटे सर्वभूतानां योनिरूपाय ब्रह्मणे ।**
**अस्तु चैतन्यरूपाय चेदं चन्दनमर्पणम् ॥२॥**

સર્વ પ્રાણિમાત્રના કારણરૂપ, અને ચૈતન્યસ્વરૂપ

પરંબ્રહ્મને વાસ્તે લલાટમાં કરેલું આ ચંદન અર્પણ હો. (આ મંત્ર બોલી લલાટમાં ત્રિપુંડ્ર કરવું) ૨.

**कर्णयोः श्रोत्ररूपाय दिग्भावेनस्थिताऽऽत्मने।**
**अस्तु चैतन्यरूपाय चेदं चन्दनमर्पणम्॥३॥**

કર્ણ ઇન્દ્રિયમાં કર્ણેન્દ્રિયના દિશા નામક દેવતા રૂપે અવસ્થિત એવા ચૈતન્ય આત્માને લિયે, બન્ને કાનોને વિષે કરેલું આ ચંદન અર્પણ હજો. (એ મંત્ર બોલી બન્ને કાનોને વિષે ચંદન કરવું) ૩.

**कण्ठे चिदात्मरूपाय स्वप्नावस्थाभिमानिने।**
**अस्तु चैतन्यरूपाय चेदं चन्द[illegible]र्पणम्॥४॥**

સ્વપ્નાવસ્થાના અભિમાની તૈજસ સ્વરૂપ, જ્ઞાનાત્મ સ્વરૂપ અને ચૈતન્યરૂપ એવા દેવને વાસ્તે કંઠને વિષે કરેલું આ ચંદન અર્પણ હજો. (એ મંત્ર બોલી કંઠને વિષે ચંદન કરવું) ૪.

**हृदये प्राज्ञरूपाय [illegible]रणात्मस्वरूपिणे।**
**अस्तु चितिस्वरूपाय चेदं चन्दनमर्पणम्॥५॥**

સુષુપ્તિ અવસ્થાના અભિમાની પ્રાજ્ઞસ્વરૂપ, કારણ દેહના આત્મારૂપ, તેમ જગતના અભિન્નનિમિત્તો-

પાદાન કારણરૂપ એવા ચૈતન્યસ્વરૂપ આત્મદેવને અર્થે હૃદયને વિષે કરેલું આ ચંદન અર્પણ હો. (એ મંત્ર બોલી હૃદયપર ચંદન કરવું) ५.

दक्षिणबाहुमूले तु रुद्रभूताय सर्वदा ।
अस्तु बलस्वरूपाय चेदं चन्दनमर्पणम् ॥६॥

બળસ્વરૂપ અને સર્વદા રૂદ્રરૂપે રહેલા એવા ચૈતન્યદેવને અર્થે, જમણા હાથના મૂલ ભાગમાં કરેલું આ ચંદન અર્પણ હજો. (આ મંત્ર બોલી જમણા હાથના મૂલ પ્રદેશમાં ચંદન કરવું) ६.

दक्षिणबाहुमध्ये तु रविभूताय तेजसे ।
अस्तु चेन्द्रस्वरूपाय चेदं चन्दनमर्पणम् ॥७॥

પ્રકાશમય સૂર્યરૂપે રહેલા, અને પૂર્વ દિશાના સ્વામી ઈન્દ્રસ્વરૂપ એવા જ્યોતિઃસ્વરૂપ દેવને વાસ્તે, જમણા હાથના મધ્યમાં કરેલું આ ચંદન અર્પણ હજો. ( આ મંત્ર બોલી જમણા હાથના મધ્યભાગમાં તિલક કરવું ) ७.

दक्षिणपञ्चशाखाग्रे वासवाऽऽख्याय सर्वदा ।
अस्तु क्रियास्वरूपाय चेदं चन्दनमर्पणम् ॥८॥

સદા દક્ષિણ—જમણા હાથના અગ્રભાગને વિ ઈન્દ્ર નામથી રહેલા, અને ક્રિયાસ્વરૂપ અર્થાત્ હાથની સર્વ ક્રિયાના પ્રવર્ત્તકરૂપ દેવને લિયે, જમણા હાથના અગ્રભાગમાં—કાંડામાં—કરેલું આ ચંદન અર્પણ હો (આ મંત્ર બોલી જમણા હાથના કાંડામાં ચંદન કરવું) ૮.

**वामाऽऽख्यबाहुमूले तु वामदेवाय सर्वदा।**
**अस्तु भैरवरूपाय चेदं चन्दनमर्पणम् ॥९॥**

વામદેવરૂપ અને સર્વદા ભૈરવરૂપે રહેલા એવા દેવને વાસ્તે ડાબા હાથના મૂલ ભાગમાં કરેલું ચંદન અર્પણ હો. (આ મંત્ર બોલી વામ—ડાબાહાથના મૂલ ભાગમાં ચંદન કરવું) ૯.

**वामाऽऽख्यबाहु मध्ये च शशि भूताय सर्वदा।**
**अस्तु देवेशरूपाय चेदं चन्दनमर्पणम् ॥१०॥**

સદા ચંદ્રમારૂપ, અને દેવોના ઈશ્વરરૂપ રહેલા પ્રભુને અર્થે, ડાબા હાથના મધ્યદેશમાં કરેલું આ ચંદન અર્પણ હજો. (આ મંત્ર બોલી વામહાથના મધ્યભાગમાં તિલક કરવું) ૧૦.

**वामहस्ताग्रभागे तु प्रभञ्जनाय सर्वदा।**



**अस्तु शक्तिस्वरूपाय चेदं चन्दनमर्पणम्॥११॥**

સદા વાયુરૂપથી રહેલા તથા શક્તિસ્વરૂપ એવા દેવને અર્થે, ડાબા હાથના અગ્રભાગમાં–કાંડામાં કરેલું આ ચંદન અર્પણ હો. (આ મંત્ર બોલી ડાબા હાથના કાંડામાં ચંદન કરવું) ૧૧.

**गले तु नीलकण्ठाय मूर्ध्नि च परमात्मने ।**
**सदा शिवाय सर्वाङ्गे नमः शान्ताय तेजसे ॥**

ગળાને વિષે 'ૐ નીલકંઠાય નમઃ', મસ્તકને વિષે "ૐ પરમાત્મને નમઃ", એ મંત્ર બોલી ચંદન કરવાં; અને નાભિ, કુક્ષિઓ, પૃષ્ઠભાગ, અને ચક્ષુઓ વગેરે સર્વ અંગોમાં "ૐ નમઃ શિવાય", "ૐ નમઃ શાન્તાય તેજસે", એ મંત્રો બોલી ચંદન કરી પ્રણામ કરવો ૧૨.



# श्रीरुद्राक्ष धारण विधिः ॥



સૃષ્ટિમાત્રનો કોળીયો કરનાર કાલ ભગવાન્‌ને પણ બાળી ભસ્મ કરનાર અગ્નિરૂપ એવા મહેશ્વર શ્રી

કાલાગ્નિરૂદ્રને પૂર્વકાલમાં ભુસુંડ નામા ઋષિએ રૂદ્રાક્ષની ઉત્પત્તિ અને ધારણ કરવાથી થતું ફલ પૂછ્યું, ત્યારે ભગવાન્ શ્રીકાલાગ્નિરૂદ્ર બોલ્યાઃ-

"त्रिपुरवधार्थमहं निमीलिताक्षोऽभवम् ।
तेभ्योजलबिन्दवोभूमौपातेत स्तेरुद्राक्षाजाताः

(रुद्राक्ष जाबालोपनिषद्०)

જગત્માં અત્યંત ઉપાધિ કરનાર, અને ભૂલોકવાસી મનુષ્યોને તેમ સ્વર્ગવાસી દેવાતાઓને અત્યંત કષ્ટ આપનાર, તથા કોઈથી જીતાય નહીં એવા ત્રિપુરાસુરનો નાશ કરવાને માટે મ્હારે સમાધિનો પરિત્યાગ કરી બહુકાલથી બંધ રહેલાં નેત્રો ઉઘાડવાં પડયાં; જેથી તે નેત્રોમાંથી જળનાં બિન્દુઓ પૃથ્વી ઉપર પડયાં, તે નેત્રજળવાળી પૃથ્વી ઉપર રૂદ્રાક્ષનાં વૃક્ષો થયાં; જેથી તે રૂદ્રાક્ષ કહેવાય છે.

સનત્કુમારઋષિ ભગવાન્ કાલાગ્નિરૂદ્રને રૂદ્રાક્ષ ધારણ કરવાની વિધિ પૂછતા હતા; તે સમયે નિદાઘ, જડભરત, દત્તાત્રેય, કાત્યાયન, ભરદ્વાજ, કપિલ, વસિષ્ઠ, પિપ્પલાદ વગેરે મુનિઓ શ્રીકાલાગ્નિરૂદ્ર પાસે આવી બોલ્યા કેઃ-હે ભગવન્ ! રૂદ્રાક્ષ ધારણ કરવાની

વિધિ શ્રવણ કરવાની અહુમારી ઈચ્છા છે; ત્યારે ભગવાન્ શ્રીકાલાગ્નિરૂદ્ર બોલ્યાઃ—" **रुद्रस्य नयनादुत्पन्ना रुद्राक्षा इति लोके ख्यायन्ते ।**" (**रुद्राक्ष जाबालोपनिषत्**) રૂદ્રના નેત્રોથી ઉત્પન્ન થયેલાં હોવાથી રૂદ્રાક્ષ એવું નામ જગત્માં પ્રસિદ્ધ છે.

**कण्ठेरुद्राक्षमादाय म्रियते यदि वा खरः ।**
**सोऽपि रुद्रत्वमाप्नोति किं पुनर्भुवि मानवाः ॥**

કંઠને વિષે રૂદ્રાક્ષ ધારણ કરીને જો ખર (ગધાડો) મૃત્યુ પામે, તો તે પણ રૂદ્રપણાને પામે છે; તો પછી ભુમિને વિષે મનુષ્યો રૂદ્રાક્ષ ધારણ કરી રૂદ્રપણાને પામે એમાં તો કહેવાનુંજ શું ? (એમ શ્રીમહાદેવજીએ ષણ્મુખને કહ્યું છે.)

**भक्तानां धारणात्पापं दिवारात्रिकृतं हरेत् ।**
**लक्षं तु दर्शनात्पुण्यं कोटिस्तद्धारणाद्भवेत् ॥**

**(रुद्राक्षजाबालोउप०)**

રૂદ્રાક્ષ ધારણ કરવાથી રાત્રિદિવસમાં કરેલાં ભક્તોનાં પાપો રૂદ્રાક્ષ હરી લે છે; તે રૂદ્રાક્ષના દર્શન માત્રથી લક્ષગણું પુણ્ય થાય છે, અને રૂદ્રાક્ષ ધારણ કરવાથી તો કોટિગણું પુણ્ય ઉદય થાય છે.

अगम्यागमनं चैव तथा चाभक्ष्यभक्षणात्।
[illegible]च्यते नात्र सन्देहो पञ्चवक्त्रस्य धारणात्॥
(शिववचनम्)

નહિં ગમન કરવા યોગ્ય તરફ ગમન કરવાથી, તથા અભક્ષ્ય (લશૂંન, ડુંગળી, ગાજર, અને મદ્ય-માંસાદિ) વસ્તુનું ભક્ષણ કરવાથી જે પાપ ઉત્પન્ન થાય છે, તે પાપ પંચમુખવાળી રૂદ્રાક્ષ ધારણ કરવાથી નિવૃત્ત થાય છે, એમાં સંદેહ નથી.

पञ्चवक्त्रं स्वयं ब्रह्म पुंहत्यां च व्यपोहति।
(रु०जा०उपनिषत्०)

પંચમુખી રૂદ્રાક્ષ સ્વયં બ્રહ્મ સ્વરૂપ છે, તે પુરૂષ હત્યાને નાશ કરનારી છે.

म्लेच्छो वाप्यथ चाण्डालो युतो वा सर्वपातकैः।
रुद्राक्षधारणादेव स रुद्रो नात्र संशयः॥
(देवी भागवते०)

મ્લેચ્છ, ચાંડાલ, અથવા સર્વપાતકોવડે યુક્ત એવો મનુષ્ય પણ શ્રદ્ધાભક્તિપૂર્વક રૂદ્રાક્ષ ધારણ કરવાથી તે રૂદ્રલોકને પામે છે, એમાં સંદેહ નથી.

**रुद्राक्षधारिणं दृष्ट्वा परिवादं करोति यः ।**
**उत्पत्तौ तस्य सांकर्यः स्त्येवाते विनिश्चयः ॥**
(देवी भागवते०)

રૂદ્રાક્ષધારી મનુષ્યને દેખીને, તેની જે નિંદા કરે છે; તે મનુષ્યની ઉત્પત્તિને વિષે સાંકર્ય પણું જ છે એમ નિશ્ચય છે; અર્થાત્ તે નિન્દક પુરૂષ વર્ણસંકર છે એમ જાણવું.

**स्नाने दाने जपे होमे वैश्वदेवे सुरार्चने ।**
**प्रायश्चित्ते तथा श्राद्धे दीक्षाकाले विशेषतः ॥**
**अरुद्राक्षधरो भूत्वा यत्किञ्चित्कर्म वैदिकं ।**
**कुर्वन्विप्रस्तु मोहेन नरके पतति ध्रुवम् ॥**
(श्रीदेवी भागवते स्कं० ११)

જે વિપ્ર મોહ થકી રૂદ્રાક્ષ ધારણ કર્યાવિના સ્નાન, દાન, જપ, હોમ, વૈશ્વદેવ, દેવાર્ચન, પ્રાયશ્ચિત્ત, શ્રાદ્ધ તથા વિશેષ કરીને દીક્ષાદિ કાર્યને વિષે યત્કિંચિત્ પણ વૈદિક કર્મ કરે છે; તે વિપ્ર નિશ્ચય નરકમાં પડે છે.

**विना भस्मत्रिपुण्ड्रेण विना रुद्राक्षमालया ।**
**पूजितोऽपि महादेवो न तस्य फलदो भवेत् ॥**
(लिङ्गपुराणे०)

ભસ્મ ત્રિપુંડ્ર કર્યા વિના, અને રૂદ્રાક્ષમાલા ધારણ કર્યા વિના જે શ્રીમહાદેવજીની પૂજા કરે છે, તો તે પૂજક પુરૂષને શ્રીમહાદેવ પણ ફળદાતા થતા નથી.

**विना भस्मत्रिपुण्ड्रेण विना रुद्राक्षमालया ।**
**विना बिल्वदलेन नार्चयेद्गिरिजापतिम् ॥**
**पूजितोऽपि महादेवो न स्यात्तस्य फलप्रदः ॥**

(पद्मपुराणे०)

ભસ્મ ત્રિપુંડ્ર ધારણ કર્યા વિના, અને રૂદ્રાક્ષમાલા ધારણ કર્યા વિના, તેમ બીલીપત્ર વિના શ્રીગિરિજાપતિ શંકરનું અર્ચન-પૂજન કરવું નહિં; કારણ કે તે સર્વ ધારણ કર્યા વિના પૂજેલા શ્રીમહાદેવ તે પૂજન કરનારને ફળદાતા થતા નથી. અર્થાત્ ફળ આપતા નથી.

**सर्वयज्ञतपोदानवेदाभ्यासैश्च यत्फलम् ।**
**तत्फलं लभते सद्यो रुद्राक्षस्य तु धारणात् ॥**

(देवी भागवते०)

ચાતુર્માસ્યાદિ સમસ્ત યજ્ઞ, તપ, દાન અને વેદાધ્યયનાદિ કરવાથી જે ફળ થાય છે, તે ફળ રૂદ્રાક્ષ ધારણ કરવાથી તત્કાલ થાય છે; માટે મુમુક્ષુ પુરૂષોએ જરૂર રૂદ્રાક્ષની માલા ધારણ કરવી.

यस्याङ्गे नैव रुद्राक्षा जाप्यं वा कुरुते न च ।
तदङ्गं न स्पृशेत्प्राज्ञा दृष्ट्वा दूरतरो व्रजेत् ॥
(शिव पुराणे ज्ञानसंहिता० अ० ३७)

જેના શરીર વિષે રૂદ્રાક્ષ ધારણ કરેલી નથી, અને જે રૂદ્રાક્ષની માલાવડે જપ પણ કરતો નથી; તેના દેહને બુદ્ધિમાન કદીપણ સ્પર્શ ન કરે; અને તેને દેખીને અતિદૂર ચાલ્યો જાય.

रुद्राक्षमालिनं दृष्ट्वा भूतप्रेतपिशाचकाः ।
डाकिनीशाकिनी चैव येचान्ये द्रोहकारकाः॥
कृत्रिमं चैव यत्किञ्चिदभिचारादिकं च यत् ।
तत्सर्वं दूरतो याति दृष्ट्वाऽक्षाभिधारकम् ॥
( शिव०पु०ज्ञान०)

રૂદ્રાક્ષની માલાને દેખીને, તથા શાસ્ત્રોક્ત વિધિપૂર્વક મંત્રદ્વારા રૂદ્રાક્ષ ધારણ કરેલા શરીરને જોઇને ભૂત, પ્રેત, પિશાચ, ડાકીની, શાકિની, તથા બીજા જે કોઈ દ્રોહ કરનારા છે તે સર્વે, તેમજ જે કંઇ અભિચારાદિ ( મારણ મોહન સ્તંભન ઉચ્ચાટનાદિ ) કૃત્રિમ કર્મ કરેલું હોય તે સર્વ અત્યન્ત દૂર ભાગી જાય છે.

रुद्राक्षा यस्य गात्रेषु ललाटे च त्रिपुण्ड्रकम् ।
स चाण्डालोऽपि सम्पूज्यः सर्ववर्णोत्तमो भवेत् ।
अभक्तो वा विभक्तो वा नीचो नी- तरोऽपि वा
रुद्राक्षान्धारयेद्यस्तु ुच्यते सर्वपात ः ॥
(वाचस्पतौ ईश्वर०)

જેના શરીર વિષે રૂદ્રાક્ષ છે, અને લલાટમાં ભસ્મ ત્રિપુંડ્ર ધારણ કરેલું છે; તે ચાંડાલ જેવો હોય તોપણ પૂજ્ય છે, અને સર્વ વર્ણમાં ઉત્તમ ગણાય છે. અભક્ત હોય, અથવા ભક્તિમાન્ હોય, નીચ હોય, અથવા અતિનીચ હોય તોપણ જે રૂદ્રાક્ષોને ધારણ કરે છે, તે સર્વ પાતકોથી મુક્ત થાય છે.

कण्ठे रुद्राक्षकां धृत्वा श्वानोऽपि म्रियते यदि ।
तेऽपि यान्ति हि रुद्रत्व किं पुनर्मानुषादयः ॥

કંઠમાં રૂદ્રાક્ષને ધારણ કરીને શ્વાન પણ જો મૃત્યુ પામે તો તેપણ રૂદ્રભાવને પામે છે, તો પછી રૂદ્રાક્ષ ધારી મનુષ્યાદિ રૂદ્રપણાને પામે એમાં તો કહેવાનુંજ શું?

मूर्खो वाऽप्यन्त्यजा वाऽपि युक्तो वा सर्वपात ः ।
रुद्राक्षंधारयेद्यस्तु स रुद्रो नात्र संशयः ॥

મૂર્ખ હોય, વા અંત્યજ હોય, અથવા સર્વ પાતકોથી યુક્ત પાપી હોય, તથાપિ જે રૂદ્રાક્ષ ધારણ કરે છે, તે રૂદ્રસ્વરૂપ છે. એમાં સંદેહ નથી.

पुण्यानां परमं पुण्यं पवित्रं पापनाशनम् ।
रुद्राक्षधारणं श्रेष्ठमिह लोके परत्र च ॥

(स्कन्द वचनं)

રૂદ્રાક્ષ ધારણ કરવું એ આલોક અને પરલોકમાં શ્રેષ્ઠ છે, અને તે પુણ્યવાન્ પુરૂષોને મહત્પુણ્ય આપવાવાળું, અને પવિત્ર કરનાર, તેમ પાપને નાશ કરનાર છે.

रुद्राक्ष[illegible]ण्ठदेशे दशनपरिमिता-
न्मस्तके विंशती द्वे ।
षट्षट् कर्णप्रदेशे करयुगलकृते-
द्वादशद्वादशैव ॥
बा[illegible]ोरिन्दोः कलाभिर्नयनयुगकृते-
त्वे[illegible]मेकं शिखायां ।
वक्षस्यष्टाधिकं यः कल[illegible]ते शतकं-
स स्वयं न[illegible]ण्ठः ॥

(देवी भागवते०स्क०११ अ०३)

જે મનુષ્ય કંઠ પ્રદેશમાં ૩૨ (બત્રીશ મ્હોટાદાણા નો કંઠો) મસ્તકમાં ૪૦, બન્ને કાનમાં ૭ ૭, હાથના બન્ને કાંડાંમાં બાર બાર, પ્રત્યેક બાહુમાં સોળ સોળ, પ્રત્યેક નેત્રસ્થાનમાં એક એક, તેમ શિખામાં પણ એક, અને વૃક્ષઃસ્થળમાં ૧૦૮ રૂદ્રાક્ષોને ધારણ કરે છે; તે સાક્ષાત્ નીલકંઠ—સદાશિવજ છે એમ સમજવું.

વિધિ પૂર્વક ૧૧૦૦ રૂદ્રાક્ષો અંગ ઉપર ધારણ કરી 'ષડક્ષર' મંત્રનું વિધિપુરઃસર અનુષ્ઠાન કરવાથી મનુષ્ય અવશ્યમેવ રૂદ્રરૂપ થઈ રૂદ્રલોકને પામે છે. અગીયારસો રૂદ્રાક્ષ ધારણ કરવાની વિધિ રૂદ્રાક્ષ જાબાલોપનિષદ્ તથા શ્રીશિવપુરાણાદિ ગ્રંથોમાં વિસ્તાર પૂર્વક નિરૂપણ કરેલી છે.

ભસ્મ રૂદ્રાક્ષનું માહાત્મ્ય સર્વોત્કૃષ્ટ હોવાથી તે મોક્ષાભિલાષી સ્વધર્મનિષ્ઠ સ્ત્રી પુરૂષોએ સદા સર્વદા અવશ્યમેવ ધારણ કરવાં.

---

### રૂદ્રાક્ષ ધારણ કરવાના મંત્રોઃ-

ॐ नमः शिवाय ।

ॐ त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्द्धनमु-
र्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय माऽमृतात् ॥

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

ॐ ह्रां आँ क्ष्म्यौं स्वाहा ॥

ॐ अघोर ॐ ह्रीं उग्रतर ॐ ह्रौं ह्रां नमस्ते रुद्ररूपाय हैं स्वाहा ॥

ॐ तत्पुरुषाय विद्महे महादेवाय धीमहि तन्नो रुद्रः प्रचोदयात् ॥

ઉપરના મંત્રોમાંથી કોઇપણ એક મંત્રથી દ્વિજોએ રૂદ્રાક્ષ ધારણ કરવી. અથવા " **सर्वफलप्रदं देवि शिवादिभिश्च स्वीकृतम् । सच्चिदानन्दसिद्धयर्थं रुद्राक्षं धारयाम्यहम् ॥** ( હે દેવિ ! સર્વફલને આપનારી અને શિવાદિ દેવતાઓએ સ્વીકારેલી રૂદ્રાક્ષને સચ્ચિદાનંદ પરમાત્માની પ્રાપ્તિને અર્થે હું ધારણ કરૂં છું. )" આ શ્રીમહાદેવજીએ કથન કરેલો મંત્ર બોલી સર્વ વર્ણાશ્રમિસ્ત્રીપુરૂષોએ રૂદ્રાક્ષ ધારણ કરવી.



# श्रीगुरुपूजनादिविधिः ॥

गुणातिपरं तत्त्वं ब्रह्मात्मैक्यमुपदिशतीति-गुरुः" આત્મા પરમાત્માની ઐક્યતાનો જે ઉપદેશ કરે તે ગુરૂ કહેવાય છે.

**निमज्जोन्मज्जतां घोरे भवाब्धौ हि परायणम्।**
**सन्तो ब्रह्मविदः शान्ता नौर्दृढेवाप्सुमज्जताम्॥**
(श्रीभागवते०)

જેમ જળમાં બૂડતા પ્રાણીઓને તરવાને વાસ્તે સાધનભૂત દૃઢનૌકા છે, તેમ ભયંકર સંસાર સમુદ્રમાં ડૂબકીઓ ખાતાં નીચે જતા અને ઉપર આવતા એવા બૂડતા જીવોને તરવાનું સાધન દૃઢનૌકા માત્ર શાંત, બ્રહ્મવેત્તા સંત મહાત્મા પુરૂષો જ છે.

**शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे शिवो न हि।**
**शिवादप्यधिकं यस्माद्गुरुं यत्नेन पूजयेत्॥**

શ્રીશિવજી કોપ કરે તો શ્રીસદ્‌ગુરૂદેવ રક્ષા કરે છે, પરંતુ શ્રીગુરૂદેવ કોપ કરે તો શ્રીશિવાદિદેવ રક્ષા કરતા નથી; જેથી શિવથકી પણ શ્રીસદ્‌ગુરૂ અધિક છે, માટે શ્રીસદ્‌ગુરૂદેવનું પ્રયત્નપૂર્વક પૂજન કરવું.

गुरौ प्रीते शिवः साक्षात्प्रसन्नः प्रतिभासते।
गुरोर्देहे महादेवः साम्बः सन्निहितः सदा ॥
(सूतसंहिता०)

શ્રીસદ્ગુરૂદેવ પ્રસન્ન થયે, શ્રીસદાશિવ સાક્ષાત્ પ્રસન્ન ભાસે છે; કેમકે શ્રીગુરૂના દેહમાં શ્રીસાંબસદાશિવ સદા સ્થિતિ કરીને રહેલા છે.

यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥
(श्वेताश्वतरोपनिषत्०)

જેની પરમેશ્વરને વિષે ઉત્કૃષ્ટ ભક્તિ છે; અને જેવી પરમાત્મદેવમાં ભક્તિ છે તેવીજ શ્રીગુરૂમાં છે; તે મહાત્મા પુરૂષના અન્તઃકરણમાં શ્રુતિમાં કહેલા સર્વે અર્થો પ્રકાશિત થાય છે. અર્થાત્ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાય છે.

यः पृष्ट्वा कुरुते कार्यं प्रष्टव्यान्स्वहितान्गुरून् ।
न तस्य जायते विघ्नः कस्मिंश्चिदपि कर्मणि ॥

પૂછવાને યોગ્ય અને હિત કરનાર ગુરૂઓને પૂછીને જે કોઇ મનુષ્ય કાર્ય કરે છે; તેના કોઇપણ કર્મને વિષે વિઘ્ન આવતું નથી.

अत्र सर्वासु विद्यासु कारणं गुरुरीरितः ।
यथा शिवस्तथैवायं पूजनीयः प्रयत्नतः ॥

આ લોકમાં સમસ્ત વિદ્યાની પ્રાપ્તિમાં કારણભૂત શ્રીગુરૂપરમાત્માજ કથન કરેલા છે; માટે શ્રીસદાશિવ પૂજનીય છે, તેમ આ શ્રીસદ્‌ગુરૂ પણ પ્રયત્નથી પૂજા કરવાને યોગ્ય છે.

एते वेदोदिताः सर्वे पुरुषार्थाश्चतुर्विधाः ।
गुरुभक्तस्य हस्तस्था भवन्त्य[illegible] न संशयः ॥

વેદોએ કથન કરેલા ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થો શ્રીગુરૂભક્તના હાથમાં સ્થિત છે એમાં સંદેહ નથી; અર્થાત્ શ્રીગુરૂભક્તોને એ ચારે પુરૂષાર્થ શ્રીગુરૂની કૃપાથી પ્રાપ્ત થાય છે.

यावदायुस्त्रयो वन्द्या वेदान्तो गुरुरीश्वरः ।
आदौ ज्ञानाप्तये पश्चात् कृतघ्नत्वापनुत्तये ॥

જ્યાંસુધી આયુષ્ય રહે ત્યાં પર્યન્ત વેદાન્તશાસ્ત્ર, શ્રીગુરૂ અને ઈશ્વર વન્દના કરવા યોગ્ય છે; કેમકે પ્રથમ સાધનાવસ્થામાં તો આત્મજ્ઞાનની પ્રાપ્તિને વાસ્તે વન્દનીય છે, અને પછી કૃતઘ્નપણાની (કરેલો ઉપકાર ભૂલી જઇ

અર્થાત્ જેની કૃપાથી જ્ઞાનની સિદ્ધિ થઇ છે તે ઉપકાર વિસરી જઇ સ્વેચ્છાચારથી વર્ત્તવારૂપ કુબુદ્ધિરૂપ પાપની) નિવૃત્તિને વાસ્તે એ ત્રણ વન્દના કરવા યોગ્ય છે.

**विद्याऽभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणाञ्च संयमः ।**
**अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥**

વિદ્યાભ્યાસ, તપ, જ્ઞાન, અને મનસહિત સંપૂર્ણ ઇન્દ્રિયોનો નિગ્રહ (જ્ઞાનેન્દ્રિય કર્મેન્દ્રિયોને વશ કરવી), કોઈ જીવને મન વાણી અને કાયાથી દુઃખ ન આપવું–હિંસા ન કરવી, તથા શ્રીગુરૂની તન મન અને ધનથી સેવા કરવી એ સર્વ પરમ કલ્યાણકારી છે.

"**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्** ॥" તે આત્મવસ્તુના સાક્ષાત્ જ્ઞાનની પ્રાપ્તિને માટે, વૈરાગ્યવાન્ અધિકારી પુરૂષ, હાથમાં ફળ ફુલાદિ ઉપહાર સામગ્રી સમિધાદિક લેઇ, અર્થસહિત વેદશાસ્ત્રના જ્ઞાનવાળા અને અદ્વિતીય બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનવાળા શ્રીગુરૂનીજ સમીપ જાય. શિષ્ય શાસ્ત્રનો જ્ઞાતા હોય તોપણ શ્રીગુરૂદેવના આશ્રય વિના સ્વયં સ્વતંત્રપણાથી આત્મજ્ઞાનની શોધ ન કરે; એમ જણાવવાને અર્થે મૂલશ્રુતિમાં '**गुरुं**' પદની

સાથે નિશ્ચયાર્થ વાચક '**एव**' શબ્દ મૂકેલો છે. "**तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम्**" ॥ તે વિદ્વાન્ ગુરૂ પોતાની સમીપ આવેલા તે સંપૂર્ણ શાંતચિત્તવાળા અને જિતેન્દ્રિય શિષ્યને, તે બ્રહ્મવિદ્યાનો યથાર્થ ઉપદેશ કરે; જેથી સત્ય અને અવિનાશી આત્મપુરૂષનું જ્ઞાન થાય. (**मुण्डकोपनिषत्**).

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥**

શ્રીગુરૂદેવજ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વર રૂપ છે તથા દેવસ્વરૂપ અને પરબ્રહ્મ પરમાત્મસ્વરૂપ શ્રીગુરૂદેવજ છે; માટે તે શ્રીગુરૂદેવને અર્થે મારો નમસ્કાર છે

**वेदान्तानामनेकत्वात्संशयानां बहुत्वतः ।**
**वेद्यस्याप्यति सूक्ष्मत्वान्न जानाति गुरुं विना ।**

વેદાન્તના ગ્રન્થો અનેક હોવાથી અને સંશયોનું બાહુલ્યપણું હોવાથી, તથા જાણવાની આત્મવસ્તુનું અતિસૂક્ષ્મપણું હોવાથી, અધિકારી પુરૂષ ગુરૂવિના

આત્માને જાણી શકતો નથી; એટલાજ માટે "**आचार्यवान् पुरुषो वेद** ।" (બ્રહ્મવેત્તા સદ્ગુરૂની ભક્તિવાળો પુરૂષ આત્માને જાણે છે) એમ છાંદોગ્યઉપનિષત્‌માં કહેલું છે

**सकाशात्सद्गुरोर्मंत्रं लब्ध्वा च भक्तिसंयुतः ।**
**तेन संदर्शितविधिर्मामेवाऽऽराधयेत्सुधीः ॥**

**(अध्यात्मरामायणे श्रीराम०)**

ભક્તિવાળો વિદ્વાન્, શ્રીસદ્ગુરૂ પાસેથી મંત્ર ગ્રહણ કરીને તેમણે બતાવેલી વિધિ પ્રમાણે મ્હારૂં આરાધન કરે. (એમ શ્રીરામચન્દ્ર ભગવાન્ કહે છે.)

"**आत्मज्ञं ह्यर्चयेद्भूतिकामः** ।" (ઐશ્વર્યની ઈચ્છા કરનાર પુરૂષ આત્મજ્ઞાનીની પૂજા કરે.) આ મુંડક શ્રુતિના ભાષ્યમાં ભગવાન્ શંકરાચાર્ય કહે છે કેઃ—

"**आत्मज्ञमात्मज्ञानेन विशुद्धान्तः करणं ह्यर्चयेत्पूजयेत्पादप्रक्षालनशुश्रुषानमस्कारादिभिर्भूतिकामो विभूतिमिच्छुः** ।" વિદ્વાન્ સત્ય સંકલ્પવાળા હોવાથી, આત્મજ્ઞં એટલે આત્મજ્ઞાનદ્વારા વિશેષ કરીને શુદ્ધઅન્તઃકરણવાળા આત્મજ્ઞાનીનું પાદપ્રક્ષાલન (ચરણ ધોવારૂપ) સેવા અને નમસ્કારાદિ


દ્વારા, ભૂતિકામઃ એટલે વિભૂતિની (ઐશ્વર્યની) ઈચ્છા વાળો પુરૂષ અર્ચન-પૂજન કરે. વળી એજ હેતુથી શ્રીભગવદ્‌ગીતામાં "**ज्ञानी त्वात्मैव मे मतम् ॥**" જ્ઞાની તો સાક્ષાત્ મ્હારૂં સ્વરૂપજ છે એવો મ્હારો સિદ્ધાંત છે. તથા શ્રીભાગવતમાં "**आचार्य्यं मां विजानीयात् ।**" આચાર્યને (સદ્‌ગુરૂને) મ્હારૂં સ્વરૂપ જાણો. "**न मर्त्य बुद्ध्या सूयेत सर्व देवमयो गुरुः ॥**" શ્રીગુરૂ મનુષ્યરૂપ છે એવી બુદ્ધિથી દોષ આરોપણ કરી નિંદા ન કરો; કેમકે શ્રીગુરૂ સર્વ દેવસ્વરૂપ છે. એમ શ્રીભગવાન્ કૃષ્ણ પરમાત્માએ કહેલું છે. તેમજ શ્રીમહાદેવજીએ પણ "**मोक्षमूलं गुरोः कृपा ।**" મોક્ષનું મુખ્ય સાધન શ્રીગુરૂનીજ કૃપા છે; એમ શ્રીગુરૂગીતામાં સ્પષ્ટરીતે વર્ણવેલું છે.

વળી શ્રીઆચાર્ય ભગવાન્ પણ શ્રીકંઠરવથી શ્રીસદ્‌ગુરૂનોજ આશ્રય કરવાનું સ્પષ્ટ જણાવે છેઃ-

**उत्पन्नेऽपि विरागे विना प्रबोधं सुखं न स्यात् ।**
**स भवेद्गुरूपदेशात्तस्माद्गुरूमाश्रयेत्प्रथमम् ॥**

વૈરાગ્ય ઉત્પન્ન થયા છતાં પણ આત્મજ્ઞાન વિના આનંદ નહિં થાય; અને તે આત્મજ્ઞાન કેવળ શ્રીગુરૂના



ઉપદેશથીજ થાય છે, તેથી પ્રથમ શ્રીગુરૂપરમાત્માનોજ આશ્રય કરવો.

ઉપરોક્ત સર્વ શ્રુતિસ્મૃતિ વગેરેનાં વચનો સંસાર દુઃખની આત્યંતિક નિવૃત્તિપૂર્વક અખંડ અવિનાશી સચ્ચિદાનંદસ્વરૂપના સાક્ષાત્કારદ્વારા નિરતિશયસુખની–મોક્ષસુખની પ્રાપ્તિને અર્થે નિત્ય નિરંતર શ્રીસદ્‌ગુરૂ દેવનો આશ્રય કરવાની આવશ્યકતા જણાવી, તેઓ-શ્રીનું શ્રદ્ધાભક્તિ પૂર્વક અનન્યભાવે પૂજન–અર્ચન કરવાનું કહે છે.



## શ્રી ગુરૂપૂજાનો આરંભઃ–

પૂર્વોક્ત પ્રકારે સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર ઉપવસ્ત્ર ધારણ કરી, દર્ભાસનાદિક શુદ્ધ આસનપર પૂર્વ અથવા ઉત્તરાભિમુખે બેસી, ભસ્મત્રિપુંડ્ર રૂદ્રાક્ષ ધારણ કરી, શિખા બાંધી શ્રીગુરૂ પૂજનનો આરંભ કરવો.

**'नाशिखी नोपवीती स्यान्नोचरेत्संस्कृतां गिरम्।'**

મનુષ્ય કદીપણ શિખા અને યજ્ઞોપવીતનો ત્યાગ ન કરે; તથા તેના વિના સંસ્કૃત વાણીનું ઉચ્ચારણ પણ ન કરે.

सदोपवीतिना भाव्यं सदा बद्धशिखेन च।
विशिखो व्युपवीतश्च यत्करोति न तत्कृतम्॥
(कात्यायन०)

સદા યજ્ઞોપવીત ધારણ કરે, અને સદા શિખા (ચોટલી)ની ગાંઠ વાળે; કેમકે શિખા અને યજ્ઞોપવીત વિના જે જે કર્મ કરે છે, તે તે કર્મ નિષ્ફલ છે.

स्नाने दाने जपे होमे सन्ध्यायां देवतार्चने।
शिखाग्रन्थिं विना कर्म न कुर्याद्वै कदाचन॥

સ્નાન, દાન, જપ, હોમ, સંધ્યા, અને દેવાદિકના પૂજનમાં શિખાની ગાંઠ લગાવ્યા વિના કદીપણ કર્મ ન કરે. એમ શાસ્ત્રનું વિધાન છે માટે "**स्मृत्वोङ्कारं च गायत्रीं निबध्नीयाच्छिखां ततः।**" ॐકાર અને ગાયત્રી મંત્ર બોલીને પછી શિખા બાંધવી. એમ શ્રીનાગદેવનું વચન છે.

खल्वाटत्वादिदोषेण विशिखश्चेन्नरो भवेत्।
कौशीं तदा धारयं त ब्रह्मग्रन्थियुतां शिखाम्॥
(संस्कार भास्करे०)

તાલ પડી જવાથી કે બીજા કારણથી કદાચ

પુરૂષને શિખા ન હોય, તો તેણે બ્રહ્મગ્રંથિયુક્ત દર્ભની શિખા ધારણ કરવી.

**रक्षो वा एषो न पिहिनो यन्मुण्डस्तस्य तदपिधानं यच्छिखा इति श्रुतिः ॥** આ મુંડ (શિર) ઉઘાડું છે, તેનું ઢાંકણ કોઇ નથી; તેનું ઢાંકણ માત્ર જે શિખા છે. આ શ્રુતિમાં શિખા ધારણ કરવાની સ્પષ્ટરીતે આજ્ઞા કરેલી છે; માટે મુમુક્ષુ પુરૂષોએ પૂજનાદિક સર્વ કર્મમાં અવશ્યમેવ ચોટલીની ગાંઠ વાળવી.

**मातुर्यदग्रे जायन्ते द्वितीयं मौञ्जिबन्धनात् ।**
**ब्राह्मणक्षत्रियविशस्तस्मादेते द्विजाः स्मृताः ॥**

(याज्ञवल्क्यस्मृति० अ० १)

બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ દ્વિજ કહેવાય છે, કારણ કે તેમનો પ્રથમ જન્મ માતાથી અને બીજોજન્મ જનોઇ દેવાથી થાય છે. આ પ્રમાણે યાજ્ઞવલ્ક્ય, મનુ, વ્યાસ, વસિષ્ઠ અને શંખ આદિ અનેક સ્મૃતિઓમાં કહેલું છે.

**अष्टवर्षं ब्राह्मणमुपनयेद्गर्भाष्टमे-**
**वैकादशवर्षꣳ राजन्यम् ।**
**द्वादशवर्षं वैश्यम् ॥**(पारस्करगृह्यसूत्र०का०२कं०)२

આઠમા વર્ષમાં અથવા ગર્ભથી આઠમા વર્ષમાં બ્રાહ્મણને ઉપનયન સંસ્કાર કરે, એવીજ રીતે ક્ષત્રિયને અગિઆરમા વર્ષમાં, અને વૈશ્યને બારમા વર્ષમાં ઉપવીત સંસ્કાર કરે. આમ પારસ્કર ગૃહ્યસૂત્રમાં તથા આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે, અને તેજ પ્રમાણે મનુ, યાજ્ઞવલ્ક્ય, વ્યાસ, શંખ, વસિષ્ઠ આદિ સ્મૃતિઓમાં પણ નિરૂપણ કરેલું છે.

યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી વેદ ભણવાનો અધિકાર થાય છે; ઉપવીત સંસ્કાર વિના પુસ્તકોમાંથી વાંચી લેવાથી કે કોઇ લોભીયા બ્રાહ્મણ પાસેથી જાણી લેવાથી વેદવિદ્યા સફળ થતી નથી.

**विना यज्ञोपवीतेन तोयं यः पिबते द्विजः ।**
**उपवासेन चैकेन पञ्चगव्येन शुद्ध्यति ॥**

જનોઈ વિના જે દ્વિજ (બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય) પાણી પીએ છે; તેને વાસ્તે દોષ નિવૃત્તિનું પ્રાયશ્ચિત્ત એ છે કેઃ—એક દિવસના ઉપવાસવડે અને પંચગવ્ય (ગાયનું ઘી, દુધ, દહીં, છાણ અને મૂત્ર)વડે શુદ્ધ થાય છે.

**विना यज्ञोपवीतेन विण्मूत्रोत्सर्गकृद्यदि ।**
**उपवासद्वयं कृत्वा दानैर्होमैस्तु शुद्ध्यति ॥**

જો યજ્ઞોપવીત વિના મલમૂત્રનો ત્યાગ કરે, તો તેનું પ્રાયશ્ચિત્ત એ છે કેઃ—તે બે દિવસ ઉપવાસ કરી દાન અને હોમ કરવાથી શુદ્ધ થાય છે; માટે યજ્ઞોપવીત અવશ્યમેવ ધારણ કરવું.

ॐ यज्ञोपवीतं परमं पवित्रं
प्रजापतेर्यत्सहजं पुरस्तात् ।
आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं
यज्ञोपवीतं बलमस्तु तेजः ॥

જે આયુષ્યને વધારનારૂં, સર્વોત્તમ, શ્વેત–નિર્મલ અતિશય પવિત્ર, અને જે પ્રથમ બ્રહ્માજીની સાથે ઉત્પન્ન થયેલું છે, તે યજ્ઞોપવીતને હે બાળક! તું ધારણ કર. યજ્ઞોપવીત બલ અને તેજને આપનારૂં હો. ( આ મંત્રદ્વારા યજ્ઞોપવીત ધારણ કરવું ).

યજ્ઞોપવીતધારી દ્વિજોએ શ્રીગુરૂપૂજાના આરંભમાં પૂર્વે કહેલી વિધિ પ્રમાણે પૂર્વ અથવા ઉત્તરાભિમુખે બેસી, શિખા બાંધી સંધ્યા ગાયત્રી જપાદિ નિત્યકર્મ કરી, ત્રણ આચમન કરી મસ્તક પર માર્જન કરી, આસન શુદ્ધિ, આચમન, પ્રાણાયામ કરી શ્રીગુરૂપૂજનનો આરંભ કરવો.

## * શ્રીગુરૂપૂજનનો સંકલ્પઃ-

પ્રથમ ૐ श्रीमन्महागणाधिपतये नमः । श्री इष्टदेवताभ्यो नमः । सर्वेभ्यो देवेभ्यो नमो

---

* शिष्यग्रामेऽऽगतं गेहे यो गुरुं न प्रपूजयेत् ।
स याति नरकं शिष्यो यावच्चन्द्रदिवाकरौ ॥

શિષ્યના ગામમાં અથવા શિષ્યના ઘરમાં શ્રીગુરૂ મહારાજ પધાર્યા હોય, અને તે શિષ્ય શ્રીગુરૂદેવનું પૂજનાદિ ન કરે; તો તે શિષ્ય જયાંસુધી ચન્દ્ર સૂર્ય તપે છે ત્યાંસુધી નરકને પામે છે.

यो मोहादथवाऽऽलस्याद्भुंक्ते दर्शनमर्चनम् ।
अकृत्वा वन्दनं गुरोः स याति नरकं नरः ॥
चक्षुहीनो भवेज्जीवो निशाचरः स जायते ।
श्रद्धया सद्गुरुं तस्मात्प्राप्तं नित्यं प्रपूजयेत् ॥

જે મનુષ્ય મોહથી અથવા આલસ્યથી શ્રીસદ્ગુરૂ દેવનું દર્શન, પૂજન કર્યાવિના, તથા તેમને નમસ્કાર કર્યાવિના ભોજન કરે છે, તે મનુષ્ય નરકને પામે છે; ત્યાં નરકના દુઃખો ભોગવ્યા પછી ચક્ષુહીન સ્વલ્પ જીવ યોનિમાં જન્મે છે; ત્યારપછી ઘૂવડ, વાગોલ, ચામાચોડીઆં, સર્પ અને વ્યાઘ્રાદિ નિશાચર જીવ યોનિના દેહને પામે છે; માટે સ્વધર્મનિષ્ઠ મુમુક્ષુ શિષ્યોએ પોતાના ગામમાં અથવા ગૃહમાં આવેલા શ્રીગુરૂપરમાત્માનું શ્રદ્ધાભક્તિ અને પ્રેમપૂર્વક, સુંદર આસન આપી પાદ્ય, અર્ઘ્ય, ચંદન, પુષ્પાદિવડે નિરંતર પૂજનઅર્ચન-નમસ્કારાદિ સેવનકરવું.

**नमः । सर्वेभ्यो ब्राह्मणेभ्यो महर्षिभ्यो तपस्विभ्यो योगेश्वरेभ्यो ब्रह्मविद्भ्यो गुरुभ्यो नमो नमः । सर्वेभ्यो ब्रह्मविद्यासंप्रदायप्रवर्त्तकाऽऽचार्येभ्यो सद्गुरुभ्यो नमोनमः** એ પ્રમાણે શ્રીગુરૂ ઈષ્ટ દેવતાદિકોને નમસ્કાર કરી નીચે પ્રમાણે સંક્ષેપથી સંકલ્પ કરવો.

**ॐ तत्सदद्य ब्रह्मणो द्वितीयपरार्धे श्रीश्वेतवाराहकल्पे वैवस्वतमन्वन्तरे अष्टाविंशतितमे कलियुगे प्रथमचरणे भारतखण्डे महामाङ्गलप्रदे अमुकमासे[1] अमुकपक्षे[2] अमुकतिथौ[3] अमुकवासरे[4] शुभपुण्यतिथौ अमुक*नामाहं मे त्रिवि-**

---

૧. અહીંઆં **कार्त्तिकमासे, मार्गशीर्षमासे** એમ જે માસ ચાલતો હોય તે કહેવો.

૨. અહીંઆં **शुक्लपक्षे, कृष्णपक्षे** એમ જે પક્ષ હોય તે બોલવો.

૩. અહીંઆં **प्रतिपत्तिथौ, द्वितीयायां तिथौ, तृतियायां तिथौ** એમ જે તિથિ હોય તે તિથિ બોલવી.

૪. અહીંઆં **रविवासरे, सोमवासरे** ઇત્યાદિ જે વાર હોય તે બોલવો.

* અહીંઆં પૂજન કરનારે **विश्वनाथ, शिवशङ्कर, रामप्रसाद, भारतसिंह, पर्वतसिंह, केशवदास, वल्लभदास,** [illegible], **शिवगौरी** ઈત્યાદિ પોતાનું નામ બોલવું.

**धतापानामात्यन्तिकनिवृत्तिपूर्वकश्रीसच्चिदानन्द साक्षात्कारद्वाराऽखण्डमोक्षसुखसम्पादनार्थं यथामिलितोपचारैः शिवस्वरुपश्रीसद्गुरुपूजन मह्ंकरिष्ये** ॥ જમણા હાથમાં કે આચમનીમાં જળ લઈ ઉપરનો સંકલ્પ બોલી જળ મૂકી દેવું. સંકલ્પ કર્યા પછી પવિત્ર જળથી ભરેલા તાંબાના લોટામાં વરૂણ દેવનું આવાહન કરી પૂજા કરવી.

**गङ्गे च यमुने चैव गोदावरि सरस्वति ।**
**नर्मदे सिन्धो कावेरि जलेऽस्मिन्सन्निधिं कुरु ॥**

(હે ગંગા, હે યમુના, હે ગોદાવરી, હે સરસ્વતી, હે નર્મદા, હે સિન્ધુ, હે કાવેરી, તમો સર્વે આ કળશના જળમાં આવીને નિવાસ કરો.)

એ મંત્ર બોલી કલશમાં વરૂણદેવની ભાવના વડે '**ॐवरूणाय नमः आवाहयामि**'એમ બોલી નમસ્કાર કરી '**सकलपूजार्थेगन्धाक्षतपुष्पं समर्पयामि**' એમ બોલી કલશમાં ચંદન અક્ષત પુષ્પ નાંખી તે કલશ ઉપર જમણો હાથ ઢાંકી નીચેના મંત્રોથી કલશમાં દેવાદિકનું આવાહન કરવું.

कलशस्य मुखे विष्णुः कण्ठे रुद्रःसमाश्रितः ।
मूले तत्र स्थितो ब्रह्मा मध्ये मातृगणाः स्मृताः॥
कुक्षौ तु सागराः सर्वे सप्तद्विपा वसुन्धरा ।
ऋग्वेदोऽथ यजुर्वेदः सामवेदो ह्यथर्वणः ॥
एतेऽङ्गसहिताः सर्वे कलशं तु समाश्रिताः ।
आयान्तु गुरुपूजार्थं दुरितक्षयकारकाः ॥

કલશના મુખમાં વિષ્ણુ, કંઠમાં રૂદ્ર, મૂલમાં બ્રહ્મા, મધ્યમાં માતૃગણો, કુક્ષિઓમાં સર્વસમુદ્રો અને સપ્તદ્રિપવાળી પૃથ્વી, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણવેદ એ અંગો સહિત વેદો કલશનો આશ્રય કરો; અને પાપાદિકનો ક્ષય કરવાવાળા એ સર્વે શ્રીગુરૂપૂજાના કાર્યમાટે આ કલશમાં આવો.

પછી તે કળશમાંથી થોડું જળ લઈ *ગાયત્રી મંત્રવડે અથવા " ॐगुरुदेवाय विद्महे तत्पुरुषाय

---

* गायन्तं त्रायते यस्माद्गायत्रीत्यभिधीयते । જપ કરનારને પાપાદિકથી રક્ષા કરે છે, માટે ગાયત્રી નામ કહેલું છે.

ॐ भूर्भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गोदेवस्यधीमहि। धियो यो नः प्रचोदयात् ॐ॥(આ મંત્રને બ્રહ્મગાયત્રી કહેછે.)

**धीमहि तन्नो गुरुः प्रचोदयात्** ।" એ શ્રીગુરૂ ગાયત્રી મંત્રવડે પોતાના શરીરનું અને પૂજનની સામગ્રીનું પ્રોક્ષણકરવું; ત્યારપછી શ્રીસદ્‌ગુરૂ પરમાત્માની મૂર્ત્તિને સુંદર સુશોભિત પવિત્ર ઉત્તમઆસનપર સ્થાપન કરી બે હાથમાં પુષ્પ રાખી નીચેના મંત્રોવડે ધ્યાન કરવું.

---

જે દેવ અમારી બુદ્ધિને સત્કર્મોના અનુષ્ટાનવાસ્તે કર્મમાં પ્રેરણા કરે છે; તે સ્વયંપ્રકાશરૂપ, સર્વના પ્રેરક-વિજ્ઞાનાનન્દ સ્વભાવવાળા અન્તર્યામિરૂપ, અથવા આદિ-ત્યાન્તરપુરૂષરૂપબ્રહ્મના, સર્વદ્વારા પ્રાર્થના કરવા યોગ્ય તેજનું અર્થાત્ સર્વપાપોના અને સંસારના નાશ કરવાના સામર્થ્યનું અમો ધ્યાન કરીએ છીએ; તે ભૂર્ભુવઃ અને સ્વર્ગમાં વ્યાપ્ત છે, અર્થાત્ સર્વ વ્યાપક છે.

૧ શ્રીગુરૂદેવને અમે જાણીએ છીએ, તે પરમ પુરૂષનું અમે ધ્યાન કરીએ છીએ, તે શ્રીગુરૂપરમાત્મા અમારી બુદ્ધિને સત્કર્મ કરવાને સન્માર્ગમાં પ્રેરણા કરે. ( આ ગુરૂગાયત્રીમંત્ર સર્વ વર્ણાશ્રમીઓને જપવાને અધિકાર છે. )

ક્ષત્રિય ગાયત્રીઃ-"**ॐ भास्कराय विद्महे दिवाकराय धीमहि तन्नः सूर्य्यः प्रचोदयात्** ।" (આ મંત્રને સૂર્ય ગાયત્રી પણ કહે છે.) પ્રકાશમય સૂર્યને અમે જાણીએ છીએ અને દિવસના ઉદય કર્ત્તા સૂર્યનું અમે ધ્યાન કરીએ છીએ, તે સૂર્ય અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરણા કરે

## (१) अथ ध्यानम् ।

ॐ ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्त्तिं ।
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥
एकं नित्यं विमलमचलं सर्वधी साक्षिभूतं ।
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ १ ॥

---

અથવાઃ-"ॐ **गोविन्दाय विद्महे वासुदेवाय धीमहि तन्नः कृष्णः प्रचोदयात् ।**" ( આ મંત્રને ગોવિન્દ અથવા કૃષ્ણ ગાયત્રી કહે છે ) ॐ ભગવાન ગોવિન્દને અમે જાણીએ છીએ, અને શ્રીવાસુદેવજીનું અમે ધ્યાન કરીએ છીએ; તે શ્રીકૃષ્ણ પરમાત્મા અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરણા કરે.

વૈશ્ય ગાયત્રીઃ-"ॐ **नारायणाय विद्महे वासुदेवाय धीमहि तन्नो विष्णुः प्रचोदयात् ।**" (આ મંત્રને વિષ્ણુ ગાયત્રી પણ કહે છે.) અમે ॐ નારાયણદેવને જાણીએ છીએ, અને ભગવાન વાસુદેવજીનું અમે ધ્યાન કરીએ છીએ. તે શ્રીવિષ્ણુ ભગવાન અમારી બુદ્ધિને સન્માર્ગમાં પ્રેરણા કરે .

શિવ ભકતોએ " ॐ **तत्पुरुषाय विद्महे महादेवाय धीमहि तन्नो रुद्रः प्रचोदयात् ।**"ॐ તત્પુરૂષદેવને અમે જાણીએ છીએ, અને ભગવાન મહાદેવનું અમે ધ્યાન કરીએ છીએ, તે શ્રીરૂદ્રભગવાન અમારી બુદ્ધિને સત્કર્માનુષ્ઠાનમાં સદા પ્રેરણા કરે.

આ શ્લોકનો અર્થ આગળ શ્રીગુરૂગીતાના શ્લોક ૬૮માં લખ્યો છે. ત્યાંથી સમજી લેવો.

**नमामि सद्गुरुं शान्तं प्रत्यक्षं शिवरूपिणम्।**
**शिरसा योगपीठस्थं मुक्तिधर्म्मादिसिद्धिदम्॥२॥**

શાંત, ધર્મ, અર્થ, કામ, અને મોક્ષાદિની સિદ્ધિ આપનાર, એવા યોગપીઠપર સ્થિત પ્રત્યક્ષ બિરાજમાન શિવસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂ પરમાત્માને મસ્તકાદિ શરીરથી હું નમસ્કાર કરૂં છું.

**तीर्थानि दक्षिणे पादे वेदास्तन्मुखमाश्रिताः।**
**पूजयेत्तं गुरुं नित्यं तदभिध्यानपूर्वकम्॥३॥**

જેમના જમણા ચરણનેવિષે ગંગાદિ સમસ્ત તીર્થો રહેલાં છે, તથા મુખમાં સમગ્ર વેદો સ્થિત છે, એવા તે શ્રીસદ્‌ગુરૂદેવનું તેમના ધ્યાનપૂર્વક નિરંતર પૂજન કરવું.

એ મંત્રો બોલી હાથમાં રાખેલાં પુષ્પ શ્રીગુરૂના સન્મુખ ચઢાવવાં; ત્યારપછી નીચેના મંત્રોથી આવાહન પ્રાર્થના કરવી. શ્રીગુરૂદેવસાક્ષાત્ સન્મુખ બિરાજમાન હોય તો આવાહન વિસર્જન બન્ને કરવાં નહિં; માત્ર મૂર્ત્તિ–ફોટો સન્મુખ મૂકી પૂજા કરવાની હોય ત્યારે બન્ને કરવાં.

## (२) आवाहनम् ।

स्वामिन्सर्व जगन्नाथ यावत्पूजाऽवसानकः ।
तावत्त्वं प्रीतिभावेन श्रीमूर्त्तौ सन्निधो भव॥१॥
आगच्छ देव देवेश तेजोराशे जगद्गुरो ।
क्रियमाणां मया पूजां गृहाण परमेश्वर ॥२॥

**श्रीसद्गुरुदेवताभ्योनमः । आवाहनम् समर्पयामि ॥**

હે સ્વામિન્ ! હે સર્વજગત્નાનાથ ! પૂજાના આરંભથી અંતપર્યન્ત આપ પ્રીતિપૂર્વક આ સુશોભિત મૂર્ત્તિમાં સ્થિત રહો. હે દેવ દેવેશ ! હે તેજના સમુદાય રૂપ જગદ્ગુરો ! હે પરમેશ્વર ! તમે આવો; મ્હારી કરેલી પૂજાને આપ ગ્રહણ કરો. (આ પ્રમાણે બોલી શ્રીસદ્ગુરૂદેવને નમસ્કાર કરવો, અને આવાહનને વાસ્તે ચંદનવાળું પુષ્પ ચઢાવવું.)

## (३) अथ आसनम् ।

सुवर्णरत्नसंयुक्तं शतसूर्यसमप्रभं ।
रचितं मौक्तिकैर्दिव्यैर्गृह्यतामुत्तमासनम् ॥

**श्रीसद्गुरुदेवेभ्यो नमः । आसनं समर्पयामि ॥**

સુવર્ણ અને રત્નાદિકવડે યુક્ત, અને સેંકડો

સૂર્યના સમાન કાન્તિવાળું, તથા દિવ્ય મોતીઓદ્વારા રચેલું આ ઉત્તમ આસન આપ ગ્રહણ કરો. ( આ મંત્ર બોલી શ્રીગુરૂદેવને નમસ્કાર કરી આસનના નિમિત્તે પુષ્પ અર્પણ કરવું. )

## (४) अथ पाद्यम् ।

कृष्णासिन्धुसरस्वतीत्रिपथगा-
गोदावरीनर्मदा ।
कावेरीकपिलाकलिन्दतनया-
मुख्याऽपगाभ्यो मुदा ॥
आनीतैर्विमलैः सुगन्धिभरितैः-
पूतैः पयोभिर्मया ।
दत्तं पाद्यमिदं गृहाण कृपया-
कारुण्यवारांनिधे ॥

**श्रीसद्गुरुभ्यो नमः । पाद्यं समर्पयामि ॥**

હે કરૂણાના સમુદ્રરૂપ ! હે ગુરો ! કૃષ્ણા, સિન્ધુ, સરસ્વતી, ગંગા, નર્મદા, કાવેરી, કપિલા, યમુના, ગોદાવરી આદિ મુખ્યનદીઓમાંથી મેં હર્ષપૂર્વક આણેલા શુદ્ધ સુગંધિમય પવિત્ર જળદ્વારા અર્પણ કરેલું આ

પાદ્ય આપ કૃપાકરીને ગ્રહણ કરો. (આ પ્રમાણે બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી, પાદ પ્રક્ષાલન માટે શ્રીગુરૂદેવને જળ અર્પણ કરવું. કાગળપર ચિત્રેલી મૂર્ત્તિ-ફોટા ઉપર જળ ચઢાવવાના પ્રસંગે જળવાળું પુષ્પ કરી મૂર્ત્તિની નીચે જમીનપર મૂકવું.)

## (५) अथ अर्घ्यम् ।

गन्धपुष्पाक्षतैर्युक्तं फलपत्रसमन्वितम् ।
गृहाण तोयमर्घ्यार्थं परमेश्वर वत्सल ॥
श्रीसद्गुरुभ्यो नमः । अर्घ्यं समर्पयामि ॥

ચંદન, અક્ષત, પુષ્પ, ફલ અને પત્ર યુક્ત જળ અર્ઘિયામાં કે આચમનીમાં લેઈ પ્રાર્થના કરવી કેઃ– હે પરમેશ્વર ! હે ભક્ત વત્સલ ! અર્ઘ્યને માટે આ જળ ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂદેવને નમસ્કાર કરી અર્ઘ્ય પ્રદાન કરવું )

## (६) अथ आचमनम् ।

कर्पूरवासितं तोयं मन्दाकिन्याः समाहृतं ।
आचम्यतां जगन्नाथ मया दत्तं हि भक्तितः॥
श्रीसद्गुरुभ्यो नमः । आचमनं समर्पयामि ॥

હે જગન્નાથ ! મંદાકિનીગંગાથી આણેલું અને કપૂરની સુગંધિવાળું, મેં ભક્તિપૂર્વક અર્પણ કરેલું જળ આપ આચમન કરો. (આ મંત્ર બોલી શ્રીગુરૂને પ્રણામ કરી જળ અર્પણ કરવું.)

## (૭) शुद्धोदकस्नानम् ।

गङ्गासरस्वतीरेवापयोष्णीयमुनाजलैः ।
स्नापितोऽसि मया देव तेन शान्तिं कुरुष्व मे ॥

**श्रीसद्गुरुभ्यो नमः । शुद्धोदकस्नानं समर्पयामि ॥**

હે દેવ ! ગંગા, યમુના, સરસ્વતી, નર્મદા, પયોષ્ણી ઈત્યાદિ નદીઓના જળદ્વારા મેં તમને સ્નાન કરાવ્યું છે, તે વડે મને શાન્તિ સુખ કરો. (આ મંત્રબોલી શ્રીગુરૂને નમસ્કાર કરી શુદ્ધજળથી સ્નાન કરાવવું. કાગળની મૂર્ત્તિ હોય તો સર્વત્ર જળવાળું પુષ્પ સ્નાનનાપ્રસંગે ચઢાવવું.)

## पञ्चामृतस्नानम् ।

धेनोराज्यं दधि क्षीरं माक्षिकं शर्करान्वितम् ।
पञ्चामृतं मया दत्तं स्नानार्थं प्रतिगृह्यताम् ॥

**श्रीसद्गुरुभ्यो नमः । पञ्चामृतस्नानं समर्पयामि ॥**

હે નાથ ! ગાયનું ઘૃત, દુધ, દહીં, અને મધ, સાકરયુક્તપંચામૃત, મેં આપને અર્પણ કર્યું, તે સ્નાનને

વાસ્તે ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂને પ્રણામ કરી પંચામૃતથી સ્નાન કરાવવું—પંચામૃતવાળું પુષ્પ ચઢાવવું.)

પંચામૃત સ્નાન કરાવ્યા પછી "**पञ्चामृतस्नानानन्तरं शुद्धोदकस्नानं समर्पयामि ।**" એમ બોલી પૂર્વોક્ત શુદ્ધોદકસ્નાનના મંત્રથી શુદ્ધ જળવડે સ્નાન કરાવવું. તથા ચંદન અક્ષત પુષ્પ લેઈ '**सकलपूजार्थे गन्धाक्षतपुष्पाणि समर्पयामि**' એમ બોલી તે અર્પણ કરવાં પછીઃ—

## गन्धोदकस्नानम् ।

**कर्पूरैलासमायुक्तं सुगन्धद्रव्यसंयुतम् ।**
**गन्धोदकेन स्नपनं स्नानार्थं प्रतिगृह्यताम् ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । गन्धोदकस्नानं समर्पयामि ॥**

કર્પૂર અને મોટી એલાયચીવડે યુક્ત તેમ સુગન્ધવાળાં કપૂરકાચલી કેશર સુખડ આદિ પદાર્થોવડે મિશ્રિત ગંધવાળા જળવડે સ્નાન કરાવું છું, તે સ્નાનને વાસ્તે ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી ગન્ધોદકવડે સ્નાન કરાવવું.)

ત્યારપછી "**गन्धोदकस्नानानन्तरं शुद्धोदकस्नानं समर्पयामि**" એમ બોલી શુદ્ધ જળવડે શુદ્ધોદક

સ્નાનના મંત્રથી સ્નાન કરાવવું; અને ચંદન અક્ષત તથા પુષ્પ લેઈ '**सकलपूजार्थे गन्धाक्षतपुष्पाणि समर्पयामि**' એમ બોલી તે ચઢાવવાં. ત્યારપછી ફરીથી શુદ્ધ જળથી શુદ્ધોદકસ્નાનના મંત્રથી સ્નાન કરાવી, આચમનનો મંત્ર બોલી આચમન આપવું.

## (८) अथ वस्त्रम् ।

**सर्वभूषाधिके सौम्ये लोकलज्जानिवारणे ।**
**मयोपपादिते तुभ्यं वाससी प्रतिगृह्यताम् ॥**

હે પ્રભો ! લોકલજ્જા નિવારણવાસ્તે આભૂષણોમાં અધિક પ્રિય લાગે એવાં મેં ત્હમારેવાસ્તે સંપાદન કરેલાં આ બે વસ્ત્રો ગ્રહણ કરો. (એ મંત્રથી '**श्रीसद्गुरुभ्यो नमः**' એમ બોલી પ્રણામ કરી '**वस्त्रे समर्पयामि**' એમ બોલી બે વસ્ત્રો અર્પણ કરવાં. કદાચ વસ્ત્રાદિક કોઇ વસ્તુ ન હોય તો મંત્રબોલી આચમની ભરી જળ અર્પણ કરવું.)

## (९) अथ गन्धम् ।

**श्रीखण्डं चन्दनं दिव्यं गन्धाढ्यं सुमनोहरम् ।**
**विलेपनं सुरश्रेष्ठ चन्दनं प्रतिगृह्यताम् ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । गन्धंसमर्पयामि॥**

હે દેવતાઓમાં શ્રેષ્ઠ ! અતિ મનોહર, અત્યંત સુગંધિવાળું અને દિવ્ય કેસર સુખડ આદિનું ચંદન, આપને લેપન કરૂં છું—ચઢાવું છું, તે ચંદનને આપ ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી ચંદન ચઢાવવું.)

## (१०) अथ अक्षताः ।

**अक्षतास्तण्डुलाः शुभ्राः कुंकुमेन विराजिताः।**
**मया निवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥**

श्रीसद्गुरुभ्यो नमः । अक्षतान्समर्पयामि ॥

હે પરમેશ્વર ! કુંકુમવડે સુશોભિત અને ખંડિત નહીં થયેલા એવા ઉજ્જવલ તંડુલ ( ડાંગરના ચોખા ) મેં ભક્તિપૂર્વક આપને અર્પણ કર્યા છે તે આપ ગ્રહણ કરો. ( આમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી ચોખા ચઢાવવા.)

## (११) अथ पुष्पाणि ।

**करवीरैर्जातिपुष्पैश्चम्पकैर्बकुलैः शुभैः ।**
**बिल्वपत्रैः शतपत्रैः कल्हारैरर्चयाम्यहम् ॥**

કરેણ, ચંબેલી, ચંપો, બોરસલી ( મૌલસિરી ), કમલ, અને કલ્હારનાં શુભ પુષ્પો તથા બિલીપત્રાદિ વડે હું આપનું પૂજન કરૂં છું.

**सुगन्धीनि सुपुष्पाणि माल्यानि विविधानि च।**
**संपादितानि रम्याणि पुष्पाणि प्रतिगृह्यताम् ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । पुष्पाणि समर्पयामि ॥**

સુગંધિવાળાં પુષ્પો અને વિવિધ પ્રકારની પુષ્પ-માલાઓ તથા સમ્પાદન કરેલાં મનોરમ્ય–સુંદરપુષ્પો આપને અર્પણ કરૂં છું, તે આપ ગ્રહણ કરો. ( એમ બોલી શ્રીગુરૂને પ્રણામ કરી પુષ્પ બીલીપત્ર તુલસી-પત્રાદિ ચઢાવવાં.)

## अथ अबीलादीनि ।

**अबीरं च गुलालं च हरिद्रासंयुतं तथा ।**
**सिन्दूरमर्पितं तेन प्रीयतां परमेश्वरः ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । अबीलादीन्समर्पयामि ॥**

અબીલ ગુલાલ હળદર અને સિન્દૂર મેં અર્પણ કર્યાં, તે વડે આપ પરમેશ્વર મારાપર પ્રસન્ન થાઓ. (એમ બોલી શ્રીગુરૂને નમન કરી અબીલ ગુલાલાદિ ચઢાવવાં.)

## (१२) अथ धूपः ॥

सुगन्धि गुग्गुलयुतं नवसर्पिः समन्वितम् ।
धूपं गृहाण देवेश सर्वमङ्गलदो भव ॥

**श्रीसद्गुरुभ्यो नमः । धूपं समर्पयामि ॥**

હે દેવેશ ! સુગંધિવાળા પદાર્થો ગુગલ અને તાજા ઘૃતવડેયુક્ત ધૂપને ગ્રહણ કરો, અને સર્વપ્રકારે મંગળ આપનારા થાઓ. ( એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી ધૂપ અર્પણ કરવો.)

## (१३) अथ दीपः ।

साज्यं च वर्त्तिसंयुक्तं वह्निना योजितं मया
दीपं ग्रहाण देवेन्द्र त्रैलोक्यतिमिरापहम् ।
भक्त्या दीपं प्रयच्छामि देवाय परमात्मने ।
त्राहि मां नरकाद् घोराद्दीपोऽयं प्रतिगृह्यताम् ॥

**श्रीसद्गुरुभ्यो नमः । दीपं समर्पयामि ॥**

હે દેવેન્દ્ર ! ઘી અને દીવેટ સહિત અગ્નિથી મેં સળગાવેલો, અને ત્રૈલોક્યનું અંધારૂં નાશ કરનારો દીપક આપ ગ્રહણ કરો. હે પ્રભો ! હું ભક્તિપૂર્વક પરમાત્મ દેવને વાસ્તે દીપક અર્પણ કરૂં છું. મ્હારૂં ઘોર નરકથી

રક્ષણ કરો; અને આ દીવો આપ ગ્રહણ કરો. ( એમ બોલી શ્રીસદ્‌ગુરૂ દેવને નમસ્કાર કરી દીપક દેખાડવો.)

## (१४) अथ नैवेद्यम् ।

**शाल्यन्नं सघृतं पूपं दधिक्षीरसमन्वितम् ।**
**कूर्चिकान्नं नवनीतं द्विदलातेमनयुतं ॥**
**शाकानामयुतं देव नैवेद्यं च रुचिकरं ।**
**पायसं शर्कराखण्डमर्पितं प्रतिगृह्यताम् ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । नैवेद्यं समर्पयामि ॥**

હે દેવ ! ઘૃતસહિત શાલિ ચોખાનો ભાત, માલપૂઆ, દહીં દુધ, દુધના માવાના પકવાન આદિ પદાર્થો, માંખણ, દાળકઢી, દશ હજાર શાક, દૂધપાક અને સાકર વગેરે રૂચિકરે એવું આપને અર્પણ કરેલું નૈવેદ્ય આપ ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી નૈવેદ્ય અર્પણ કરવું.)

પૃથ્વી ઉપર ચાર ખુંણાનું મંડલ કરી તે ઉપર નૈવેદ્યનો થાલ મૂકવો, અને ' **श्रीसद्गुरुभ्यो नमः नैवेद्यं संप्रोक्ष्य** ' એમ બોલી જળથી નૈવેદ્યના પાત્રને પ્રોક્ષણ કરી અર્પણ કરી, " **ॐप्राणाय**

**स्वाहा, ॐअपानाय स्वाहा, ॐव्यानाय स्वाहा, ॐउदानाय स्वाहा, ॐसमानाय स्वाहा, ॐ ब्रह्मणे नमः** " એ મંત્રો ભણી ગ્રાસમુદ્રા દેખાડવી; ત્યાર પછી ભોજનના મધ્યભાગમાં નીચેના મંત્રથી જળપાન કરાવવું.

कावेरी नर्मदा वेणी तुङ्गभद्रा सरस्वती ।
गंगा च यमुना कृष्णा पानार्थं प्रतिगृह्यताम् ॥

**श्रीसद्गुरुभ्यो नमः । मध्ये पानीयं समर्पयामि ॥**

કાવેરી, નર્મદા, ત્રિવેણી, તુંગભદ્રા, સરસ્વતી, ગંગા, યમુના, અને કૃષ્ણા આદિ નદીઓનાં શુદ્ધ જળ પીવાને માટે ગ્રહણ કરો. ( એમ બોલી શ્રીગુરૂદેવને નમસ્કાર કરી આચમની ભરી નીચે જળ મૂકવું. ) ત્યાર પછી ફરીથી ઉપરના '**ॐ प्राणाय स्वाहा**' ઇત્યાદિ મંત્રો બોલી પુનઃ ગ્રાસમુદ્રા બતાવવી; ( એને ઉત્તરા પોશન કહે છે. ) પછી હાથ મુખ ધોવરાવવાં.

## अथ हस्तमुखादिप्रक्षालनम् ।

पानीयं पावनं शुभ्रं गङ्गादि सरिदुद्भवम् ।
हस्तप्रक्षालनं देव गृह्यतां मुखशुद्धिदम् ॥

શ્રીગંગા આદિ નદીઓથી ઉદ્ભવેલું પવિત્ર ઉજ્જવલ જળ હાથ ધોવાને વાસ્તે અને મુખની શુદ્ધિને અર્થે હે દેવ ! ગ્રહણ કરો. (એમ બોલી હાથ મુખ પ્રક્ષાલન કરાવવાં; અને પ્રણામ કરવો.)

## अथ आचमनम् ।

**आचम्यतां महादेव पवित्रं शीतलं प्रभो ।**
**स्वर्णपात्रे स्थितं तोयं मुखशुद्धिकरं गुरो ॥**

હે મહાદેવ ! હે પ્રભો ! હે ગુરો ! સુવર્ણપાત્રમાં ભરેલું, મુખની શુદ્ધિ કરનારૂં, પવિત્ર શીતળજળનું આચમન કરો. ( એમ બોલી આચમની વડે ત્રણવાર ત્રણ આચમન કરાવવાં; ત્યાર પછી **करोद्वर्तनार्थे** ગંધ-ચંદન અને પુષ્પ અર્પણ કરવાં. )

## अथ मुखवासम् ।

**पूगीफलं महद्दिव्यं ह्येलादिचूर्णसंयुतम् ।**
**विश्वेश मुखवासार्थं सद्गुरो प्रतिगृह्यताम् ॥**

**श्रीसद्गुरुभ्यो नमः । मुखवासं समर्पयामि ॥**

હે વિશ્વેશ ! હે સદ્ગુરો ! એલાયચીના ચૂર્ણયુક્ત મહાન્ દિવ્ય સોપારી મુખવાસ વાસ્તે આપ ગ્રહણ કરો. (એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી મુખવાસ આપવો.)



## अथ नीराजनम् (आरती–स्तवनम्) ।



जय सद्गुरुवर पावन जय करुणासिन्धो,
स्वामिन् जय करुणासिन्धो ।
जयभवभीतिविनाशन–जयभवभीतिविनाशन,
शरणागतबन्धो ॥ॐ जयदेव जयगुरुदेव ॥
वन्दे परमानन्दं शाश्वतमद्वैतं,
स्वामिन् शाश्वतमद्वैतम् ।
निर्गुणपूर्णाऽऽनन्दं–निर्गुणपूर्णाऽऽनन्दं,
त्वां सच्चित्सुखदम् ॥ ॐ जयदेव० ॥२॥
ब्रह्मादिसेव्यं सुपं सर्वात्माऽरूपं,
स्वामिन् सर्वात्माऽरूपं ।
गुणातीतस्वरूपं–गुणातीतस्वरूपं,
ज्ञानघनं भूपम् ॥ ॐ जयदेव० ॥३॥
दुस्तरमायातीतं नित्यं शं शीतं,
स्वामिन् नित्यं शं शीतम् ।

भीतकामादिशत्रुं–भीतकामादिशत्रुं,
विजितेन्द्रियवृन्दम् ॥ ॐ जयदेव० ॥४॥
भवसिन्धुकर्णधारं निगमागमसारं ।
स्वामिन् निगमाऽऽगमसारम् ।
द्वन्द्वातीतमपारं–द्वन्द्वातीतमपारं,
वरदं भवतारम् ॥ ॐ जयदेव० ॥५॥
पठति स्तवनं भक्त्या दुखं संसारं,
स्वामिन् दुःखं संसारम् ।
स हन्ति लभते श्रेष्ठं–स हन्ति लभते श्रेष्ठं,
मोक्षपदं सारम् ॥ ॐ जयदेव० ॥६॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमत्-
स्वामिमाधवानन्दपूज्यपादशिष्याचेद[illegible]न्द
स्वामिनाविरचितः श्रीसद्गुरुस्तवः
सम्पूर्णः ॥

## શ્રીમાધવાનન્દસદ્ગુરૂજીની આરતી.

જય સદ્ગુરૂ શ્રીમાધવ–આનન્દ સ્વામી; પ્રભુ આનન્દ૦;
કરૂં જ્યોતિથી આરતી (૨), પ્રણમું શિશ નામી;–
ૐ જય માધવ ગુરૂદેવ. ૧

કેવળ બ્રહ્મસ્વરૂપ, અવિચળ અવિકારી; પ્રભુ અવિચળ૦;
પૂરણ જ્ઞાન સ્વરૂપ (૨), ભક્તના ભયહારી;–ૐ જય૦ ૨

મંગળ સચ્ચિદાનંદ, પરમાત્મા કહાવો; પ્રભુ પરમાત્મા૦;
ગુણાતીત મહેશ્વર (૨), ભક્તજનને ભાવો;–ૐ જય૦ ૩

કામ ક્રોધ લોભાદિક, ષટ્ રિપુને બાળ્યા; પ્રભુ ષટ્૦;
તજી કનકને કાંતા (૨), ત્યાગ વૈરાગ્યપાળ્યા;–ૐ જય૦ ૪

બ્રહ્મચર્યવ્રત પાળી, ઇન્દ્રિય મન જીત્યાં;–પ્રભુ ઇન્દ્રિય૦;
યોગી વ્યાપક સિદ્ધ (૨), ગાયાં બ્રહ્મ ગીતાં–ૐ જય૦ ૫

અંગે ભસ્મ ત્રિપુંડ્રો, કંઠે રૂદ્રાક્ષો;–પ્રભુ કંઠે૦;
સ્મૃતિવેદાન્તપારંગત(૨), ધ્યાન-સમાધિલક્ષ્યો;–ૐ જય૦

મુનેતત્ત્વમસિનો બોધ, આપ્યોઅદ્વિતીય;–પ્રભુ આપ્યો૦;
નેહ નાનાસ્તિ કિંચન(૨), મૃગજળવત્ દ્વિતીય;–ૐ જય૦

મહાવાક્યોનો અર્થ, સમજાવ્યો ભારી;–પ્રભુ સમજાવ્યો૦;
ગુરૂચરણે શિશ નમાવું (૨), આપ મુક્તિકારી;–ૐ જય૦

ગુરૂમાધવ કરૂણા સિન્ધુ, જ્ઞાનામૃત વાણી; પ્રભુ જ્ઞાના૦;
**રામશંકરને,** શરણે(૨) રાખ્યો દાસ જાણી;–ૐ જય૦ ૯



# શ્રીસદ્ગુરૂદેવની આરતી.

જય સદ્ગુરૂ સ્વામીજી (૨) આરતી ઉતારૂં (૨);
 પ્રભુ અન્તર્યામી, ૐ જય દેવ જય ગુરૂદેવ;-૧
આદિતે અવિનાશ, પધાર્યા પુરમાં; પ્રભુ પધાર્યા૦;
ભક્તવત્સલ ભગવાન (૨) વસિયા છો ઉરમાં; ૐજય૦૨
સોમે સત્યસ્વરૂપ, સુન્દરતા શોભે; પ્રભુ સુન્દરતા૦;
નિરખે નરને નાર (૨) મુનીનાં મન લોભે; ૐજય૦૩
મંગળમૂર્ત્તિ મહારાજ, ત્રિગુણાતીત કહાવો; પ્રભુ ત્રિ૦;
પિંડ બ્રહ્માંડની પાર (૨) ભક્તજનને ભાવો; ૐજય૦૪
બુદ્ધિ અનુપમસાર, ગાય વેદની વાણી; પ્રભુ ગાય૦
ઉપનિષદ્નો સાર (૨) સંત રહ્યા જાણી; ૐજય૦૫
ગુરૂપ્રગટ કરૂણાગાર, ભક્તને બ્રહ્મવિદ્યાઆપી; પ્રભુ ભ૦;
કોટિ જન્મનાં કર્મ (૨) તે નાંખ્યાં કાપી; ૐજય૦૬
શંકર સદ્ગુરૂ સોય, જીવ કોઈક જાણે; પ્રભુ જીવ૦;
અખંડાનંદ અદ્વૈત (૨) તે સુખ તે માણે; ૐજય૦૭
શાને સમજે જે કોઈ, તે કૈવલ્યપદ પામે; પ્રભુ તે કૈવલ્ય૦;
કૃષ્ણજી ભજ સોઈ (૨) ગર્ભ વેદના વામે; ૐજય૦૮
જય સદ્ગુરૂ સ્વામીજી (૨) આરતી ઉતારૂં (૨);
પ્રભુ અન્તર્યામી; ૐ જય દેવ જય ગુરૂદેવ;.........૯



**कदलीगर्भसंभूतं कर्पूरं च प्रदीपितम् ।**
**आरार्त्तिक्यमहं कुर्वे पश्य मे वरदो भव ॥**

કેળનાગર્ભથી ઉત્પન્ન થયેલા એવા પ્રજ્વલિત કરેલા કર્પૂરની હું આરતી ઉતારૂં છું, તે આપ દેખો; અને મ્હારેવાસ્તે વરદાન આપવા વાળા થાઓ.

**कर्पूरगौरं करुणावतारं**
**संसारसारं भयशोकहारम् ।**
**सदा वसन्तं हृदयारविन्दे**
**शिवस्वरूपं सुगुरुं नमामि ॥**

**श्रीसद्गुरुदेवताभ्यो नमः । आरार्त्तिकं समर्पयामि ॥**

કર્પૂરનાસમાન ગૌર—ઉજ્જવલ વર્ણવાળા, કરૂણાના અવતારરૂપ, સંસારનું સાર—પરબ્રહ્મસ્વરૂપ, ભીતિ અને શોકને નાશ કરનાર, નિરંતર પ્રાણિ માત્રના હૃદય-કમલમાં નિવાસ કરનાર, એવા શિવસ્વરૂપ પરમપૂજ્ય શ્રીસદ્‌ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છું.

ઉભા થઈ ઉપરપ્રમાણે આરતી મંત્રો બોલી આરતી કરવી, પછી આરતી નીચે મૂકી આરતીની ચારે બાજુ પાણીની ધારાકરી, ભગવાનને આરતી આપી, ભક્તોએ હાથવડે તે આરતી લેઈ આંખોએ તથા મસ્તકે હાથ અડ-

કાડવો. ત્યારપછી હાથ ધોઈ નાંખી બે હાથના ખોબામાં–પોશમાં પુષ્પ લેઈ ઉભા ઉભા મંત્રપુષ્પાંજલિ કરવી.

अथ मंत्रपुष्पाञ्जलिः ।

अनेकपुष्परचितां मंत्रपुष्पाञ्जलिं शुभाम् ।
मयाऽर्पितां गृहाणेश पूजासम्पूर्णहेतवे ॥

श्री सद्गुरुदेवताभ्यो नमः । मंत्रपुष्पाञ्जलिं समर्पयामि ॥

હે ઈશ્વર ! પૂજનની સમાપ્તિને વાસ્તે અનેક પુષ્પોદ્વારા બનાવેલી આ શુભ પુષ્પાંજલિ મેં અર્પણ કરી છે, તે આપ ગ્રહણ કરો. ( એમ બોલી શ્રીગુરૂને નમસ્કાર કરી, હાથમાંનાં પુષ્પો ચઢાવી દેવાં. )

(१५) अथ प्रदक्षिणा ।

यानि कानि च पापानि जन्मान्तरकृतानि च ।
तानि तानि विनश्यन्ति प्रदक्षिणपदे पदे ॥

જન્મ જન્માન્તરમાં જે કોઇ પાપો કરેલાં છે, તે તે સર્વે પ્રદક્ષિણાના પગલે પગલે નાશ થાય છે. (એમ બોલી સદ્ગુરૂદેવને નમસ્કાર કરી ત્રણ અથવા પાંચ પ્રદક્ષિણા કરવી. )

(१६) अथ नमस्कारः ।

# श्रीगुरुअष्टकस्तोत्रम् ॥

उपजातिवृत्तम् ।

श्रीमत्परंब्रह्म गुरुं नमामि ।
श्रीमत्परंब्रह्म गुरुं भजामि ॥
श्रीमत्परंब्रह्म गुरुं वदामि ।
श्रीमत्परंब्रह्म गुरुं स्मरामि ॥१॥

પરંબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ શ્રીસદ્‌ગુરૂ દેવને હું સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. અવિદ્યાના શત્રુરૂપ અને બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવને હું મનવડે નિરંતર ભજું છું. સર્વોત્તમ બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવનું હું વાણી દ્વારા કીર્ત્તન કરૂં છું. કેવળ પરંબ્રહ્મ–સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવનું કોઈ ન સાંભળે તેમ સ્મરણ કરૂં છું.

सज्ज्ञानविज्ञानमथाद्वितीयं ।
शमादियुक्तं च सदाऽऽत्मनिष्ठम् ॥
तं सच्चिदानन्दसुरूपमीशं ।
श्रीमत्परंब्रह्म गुरुं नमामि ॥२॥

વેદશાસ્ત્રના જ્ઞાન સહિત આત્માના અપરોક્ષ સાક્ષાત્કાર વિજ્ઞાનવાળા, અદ્વિતીય–દ્વૈતભાવ રહિત, મન



અને ઇન્દ્રિઓના નિગ્રહ પૂર્વક વિવેક વૈરાગ્ય બ્રહ્મચર્યાદિ સકલ દૈવી ગુણોવડે યુક્ત, નિરંતર આત્મસ્વરૂપમાં નિષ્ઠાવાળા, સદ્રૂપ (ભૂતભવિષ્યત્ અને વર્ત્તમાનકાલમાં નાશ રહિત), ચિદ્રૂપ (જ્ઞાન—ચૈતન્યસ્વરૂપ) અને આનંદ (સુખ) સ્વરૂપ, તથા સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ, તે પરંબ્રહ્મ પરમાત્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવને હું સાષ્ટાંગ દંડવત્ પૂર્વક નમસ્કાર કરૂં છું. ૨.

**संसारदुःखैः परिपीडितेभ्यो-**
**ऽदात्तत्त्वमस्यादिविनिश्चितं यः ॥**
**ज्ञानं जनेभ्यः खलु मुक्तिदं तं ।**
**श्रीमत्परंब्रह्म गुरुं भजामि ॥३॥**

સંસારનાં જન્મ જરા મરણાદિ દુઃખોવડે અત્યંત પીડાયેલા મનુષ્યોને, '**तत्त्वमसि**' (તું તે બ્રહ્મસ્વરૂપ છે) '**अयमात्मा ब्रह्म**' (આ જીવાત્મા બ્રહ્મસ્વરૂપ છે) ઇત્યાદિ મહાવાક્યોદ્વારા નિશ્ચિત થયેલું બ્રહ્માત્મૈક્ય જ્ઞાન જે આપે છે, તે ખરેખર મુક્તિના આપનારા, અવિદ્યાના શત્રુરૂપ અને બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવને હું મનવડે નિરંતર ભજું છું. ૩.

मुमुक्षुसंसेव्यपदारविन्दं ।
ब्रह्मादिभिर्वन्दितमुत्प्रतापम् ॥
क्लेशापहारं दहनोरुदीप्तिं ।
श्रीमत्परंब्रह्म गुरुं वदामि ॥४॥

જેમનાં ચરણકમલ મુમુક્ષુ પુરૂષોએ સેવા કરવાને યોગ્ય છે, તથા જે બ્રહ્માદિ દેવ અને મુનિગણોદ્વારા વન્દિત છે, તેમજ અધિક પ્રતાપવાન્ છે; સાંસારિક ક્લેશોના તેમ અવિદ્યાદિ ક્લેશોના નાશક છે. તથા અગ્નિના સમાન વિપુલ દીપ્તિવાળા છે, અથવા અગ્નિનાથી પણ મહાન્ પ્રભાયુક્ત છે; એવા સર્વોત્તમ બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્ગુરૂદેવનું હું વાણીદ્વારા કીર્ત્તન કરૂં છું. ૪.

वेदान्तसिद्धान्तसुपद्मशोभा-
विधायिसूर्यं किल साक्षिभूतम् ॥
विनाशहीनं [illegible]वासेन्धुपोतं
श्रीमत्परंब्रह्म गुरुं स्मरामि ॥५॥

ખરેખર ! વેદાન્તના અદ્વૈત સિદ્ધાન્તરૂપ કમલની શોભાને પ્રફુલ્લ કરનાર સૂર્યસ્વરૂપ, અને સર્વના સાક્ષિ-રૂપ, અવિનાશી, સંસારસમુદ્ર તરવાની નૌકારૂપ, એવા કેવળ પરબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ શ્રીસદ્ગુરૂદેવનું

કોઈ ન સાંભળે તેમ હું સ્મરણ કરૂં છું. ૫.

तीर्थरूपमखण्डाभमज्ञानतिमिरापहम् ।

लोकोत्तरप्रभावाढ्यं श्रीगुरुं सततं भजे ॥

ગંગા, નર્મદા, કાશી, હરદ્વાર આદિ સમસ્ત તીર્થ રૂપ, અખંડ કાંતિરૂપ, અને અજ્ઞાનરૂપ અંધકારના નાશક; તથા અલૌકિક અતિશય પ્રભાવશાળી શ્રીસદ્-ગુરૂ પરમાત્માને હું નિરંતર ભજું છું. ( આ શ્લોક 'अनुष्टुप्छन्दः' નો છે. ) ૬.

पठति यो गुरुपञ्चकमुत्तमं ।

बहुलभक्तिरतानुशृणोति वा ।

स भवदुःखसमूहमपास्य वै ।

पदमहो लभते परमं पुमान् ॥७॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीम-

त्स्वामिमाधवानन्दपूज्यपादशिष्य-

देवानन्दस्वामिनाविरचितं

श्रीगुरुपञ्चकस्तोत्रं सम्पूर्णम् ॥

श्रीसद्गुरुदेवताभ्यो नमः । नमस्कारान्समर्पयामि ॥



બહુ ભક્તિવાળો જે પુરૂષ આ ઉત્તમ શ્રીગુરૂપંચક સ્તોત્રનો પાઠ કરે છે, અથવા શ્રદ્ધા ભક્તિ પૂર્વક શ્રવણ કરે છે; તે પુરૂષ સંસારનાં જન્મ મરણાદિ ભયંકર દુઃખોના સમુદાયને નાશ કરીને પરમપદને–મુક્તિને પામેછે; એમાં સંદેહ નથી. ( આ શ્લોકનું વૃત્ત દ્રુત-વિલંબિત છંદ છે. ) ૭.

ઉપરના શ્રીગુરૂપંચક સ્તોત્રનું ઉચ્ચારણ કરતાં કરતાં શ્રીસદ્ગુરૂદેવને, પૃથ્વીપર લાકડીની પેઠે લાંબાપડી પાંચ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ પૂર્વક નમસ્કાર કરવા.

## સાષ્ટાંગ દંડવત્ પ્રણામની વિધિઃ–

**दोर्भ्यां पद्भ्यां च जानुभ्यामुरसा शिरसा दृशा**
**मनसा वचसा चेति प्रणामोऽष्टाङ्ग उच्यते**

(૧) બે હાથ, (૨) બે પગ, (૩) બે જાનુ (ઢીંચણ), (૪) હૃદય (છાતી), (૫) મસ્તક, (૬) દૃષ્ટિ, (૭) મન અને (૮) વાણી, આ આઠ અવયવો વડે કરાતો નમસ્કાર તે સાષ્ટાંગ પ્રણામ કહેવાય છે.

સાષ્ટાંગ દંડવત્પ્રણામ કર્યા પછી ઉભા ઉભા બે હાથ જોડી પ્રાર્થના કરવી.

## अथ प्रार्थना ।

नमोऽस्त्वनन्ताय सहस्रमूर्त्तये
सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते
सहस्रकोटीयुगधारिणे नमः ॥१॥

આકાશની પેઠે સર્વવ્યાપક—અવધિરહિત—નાશ રહિત, અનંતમૂર્ત્તિરૂપ—અસંખ્યસ્વરૂપ, અનન્ત ચરણ ચક્ષુ મસ્તક સાથળ અને અનંત હાથવાળા, તથા અસંખ્યનામવાળા, સર્વદા સનાતનસ્વરૂપ, તેમ સહસ્ર-કોટી—અસંખ્યાત્ યુગોને ધારણકરવાવાળા પરમાત્મ પુરૂષને નમસ્કાર છે.

नृणामीक्षामात्रादपि परिहरन्त्या भवभयं ।
शिवाग्रास्ते मूर्त्तेः क इह महिमानं निगदितुम्॥
गुरो कामक्रोधप्रबलतरसञ्जातजटिल-
ज्वरज्वालाजालज्वलितवपुषां वाऽपि सबलः॥

હે ગુરો ! પ્રબળ કામ ક્રોધાદિદ્વારા અત્યંત ઉત્પન્ન થયેલી શિખાવાળા જ્વરની જ્વાલાઓના સમૂહવડે દગ્ધ થયેલા શરીરવાળા મનુષ્યોનાં સાંસારિક જન્મ મરણાદિ

ભયંકર દુઃખોને, એકવાર દર્શન કરવામાત્રથીજ જે હરણ કરે છે; એવી આપની કલ્યાણકારી મૂર્ત્તિના માહાત્મ્યને યથાર્થ કથન કરવાનેલિયે આ જગત્માં કોઇપણ સમર્થ છે ? અર્થાત્ આપના મહિમાને પરિ- પૂર્ણ રીતે નિરૂપણ કરવાને ત્રિલોકમાં કોઇપણ સમર્થ નથીજ. ૨.

स्मृतं सद्यः स्वान्तं विरचयति शान्तं सकृदपि
प्रगीतं यत्पापं झटिति भवतापं च हरति ॥
इदं कर्णप्रेयो गुरुरिति शिवं मञ्जुलपदं ।
मम प्राणान्ते तद्वदनकमलान्तर्विलसतु ॥३॥

હે પ્રભો ! જે એકવારપણ શ્રદ્ધાભક્તિપૂર્વક સ્મરણ કરતાં તત્કાલ અંતઃકરણને શાંત–શોક મોહ કામ વિક્ષેપ રાગદ્વેષાદિ દોષોથી રહિત કરે છે; તથા જે એકવાર ભક્તિપ્રેમપૂર્વક ઉચ્ચારણ કરતાં સમસ્ત પાપને, અને સંસારના જન્મમરણાદિ સંતાપને ઝટ નાશ કરેછે; એવું આ કલ્યાણરૂપ અને કાનને પ્રિયલાગે એવું મનોરંજક "ગુરૂ" એ પ્રકારનું સુંદરપદ છે, તે મ્હારા પ્રાણના ઉત્ક્રમણસમયે અર્થાત્ મરણ સમયે મ્હારામુખ કમલની અંદર શોભો. તાત્પર્ય કેઃ–મ્હારા અંતકાલ સમયે મ્હારા



મુખમાંથી હેસદ્ગુરો! હેસચ્ચિદાનન્દગુરો! હેમાધવગુરો! હેપ્રભો! એ પ્રકારે શ્રીસદ્ગુરૂપરમાત્માનું નામ ઉચ્ચારણ થાઓ; લેશમાત્રપણ વાત પિત્ત કફાદિવડે કંઠ અવરોધન થવા ન પામે, એવી મ્હારી નમ્ર પ્રાર્થના છે. ૩.

**भक्त्यालये यत्कृपया मनो मे**
**स्यूतं सदा वैदिकधर्म्ममार्गे ।**
**संसारपाथोनिधिपारदं वै**
**श्रीमाधवानन्दगुरुं नतोऽस्मि ॥४॥**

જેમની કૃપાથકી પ્રભુભક્તિના મંદિરમાં તેમજ સનાતનવૈદિકધર્મના માર્ગવિષે મ્હારૂં મન નિરંતર લીન થયું છે; તે સંસારસમુદ્રથી પાર પમાડનાર શ્રીમાધવાનંદ સદ્ગુરૂને હું સદા નમસ્કાર કરૂં છું.

**नमोऽच्युताय गुरवेऽज्ञानध्वान्तैकभानवे ।**
**शिष्यसन्मार्गपटवे कृपापीयूषसिन्धवे ॥४॥**

અજ્ઞાનરૂપ અંધકારના નાશક એક સૂર્યરૂપ, શિષ્યોને બ્રહ્માત્મૈક્યજ્ઞાનરૂપ મોક્ષમાર્ગ બતાવવામાં કુશલ, અને કૃપારૂપ અમૃતના સમુદ્રરૂપ, તથા અવિનાશી બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્ગુરૂદેવને મ્હારો નમસ્કાર છે.

अतिसुखप्रदं तापनाशकं
    ह्यचलमाधवानन्दसद्गुरुम् ।
वरदमक्षयं श्रीयुतं वरं
    हृदयवासकं मे नमाम्यहम् ॥५॥
तव गुणालयं नाम पावनं
    कलिमलापहं कीर्त्तयन्ति ये ।
भवभयक्षयं त पतापिता-
    मुहुरहो जनाः संसरन्ति नो ॥६॥

અત્યન્તસુખ—આત્મસુખને આપનાર, અધ્યાત્માદિ તાપનાશક, અક્ષયવરદાનના દાતા, મ્હારા હૃદયકમલમાં નિવાસ કરનાર, સર્વોત્કૃષ્ટ, અને વિવેક વૈરાગ્ય શમ દમ શાંતિ બ્રહ્મચર્યાદિ દૈવીગુણોની તેમ પરાવિદ્યાદિની શોભાવડે યુક્ત, તથા માયાદિકના પ્રભાવથી નહિં ચલાયમાન થનારા એવા શ્રીમાધવાનન્દ સદ્‌ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છું. (૫) હે પ્રભો ! સંસારની જન્મ-મરણાદિદુઃખની ભીતિનો નાશકરનાર, કલહ અને પાપાદિકનોવિનાશ કરનાર, અને પરમપાવન તથા સર્વ દૈવીગુણોના સ્થાન—ભંડારરૂપ આપના નામનું જે

પુરૂષો કીર્ત્તન કરે છે; અર્થાત્ આપનું નામસ્મરણ સ્તુતિ કરે છે; તે અધ્યાત્માદિ અનેક સંતાપોથી તપેલાં મનુષ્યો વારંવાર સંસારમાં જન્મતાં નથી; અર્થાત્ આપની સ્તુતિ કરવાથી મોક્ષનેજ પામે છે.

**आनन्दमानन्दकरं प्रसन्नं**
**ज्ञानस्वरूपं निजबोधयुक्तम् ।**
**योगीन्द्रमीड्यं भवरोगवैद्यं**
**श्रीमद्गुरुं नित्यमहं नमामि ॥७॥**

આનન્દ સ્વરૂપ, ભક્તોને આનન્દ કરાવનાર, પ્રસન્ન મુખવાળા, જ્ઞાનસ્વરૂપ, આત્મજ્ઞાનવડે યુક્ત, યોગીશ્વર, સ્તુતિકરવાને યોગ્ય, અને સંસારરૂપી રોગના નાશક વૈદ્યરૂપ, શ્રીયુત સદ્ગુરૂદેવને હું નિત્ય પ્રણામ કરૂં છું. ૭.

**करचरणकृतं वाक्कायजं मानसं वा ।**
**श्रवणनयनजिह्वाकर्मजं वाऽपराधम् ॥**
**विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व ।**
**तव चरणसरोजे श्रीगुरोऽहं नमामि ॥८॥**

હાથ પગ આદિકર્મેન્દ્રિયો વડે કરેલા, વાણી અને શરીરથી ઉત્પન્ન થયેલા, મનથી થયેલા, તથા કાન



આંખ અને જિહ્વા આદિ જ્ઞાનેન્દ્રિયોના કર્મથી થયેલા એવા વિહિત અવિહિત સર્વ મ્હારા અપરાધોને હે ગુરો! આપ ક્ષમા કરો; હું આપના બન્ને ચરણકમલો પ્રત્યે વારંવાર પ્રણામ કરૂં છું. ૮.

ઉપરોક્ત મંત્રશ્લોકવડે પ્રાર્થના કર્યા પછી નીચે બેસી, હાથજોડી પૃથ્વીપર રાખી, જોડેલા હાથપર મસ્તક મૂકી શ્રીગુરૂદેવને નમસ્કાર કરવો; અને શ્રીસદ્‌ગુરૂદેવે કૃપા કરી આપેલા મંત્રની એક માલા ફેરવવી. ત્યાર પછી અપરાધ ક્ષમાપનના મંત્રો બોલી પ્રાર્થના કરવી.

**अपराधसहस्राणि क्रियतेऽहर्निशं मया ।**
**दासोऽयमिति मां ज्ञात्वा क्षमस्व परमेश्वर ॥१॥**

હે નાથ! મ્હારાથી હમેંશાં હજારોહજારો અપરાધ થાયછે, માટે મ્હને આપનો દાસ જાણી, હે પરમેશ્વર! મ્હારા અપરાધો ક્ષમા કરો. ૧.

**आवाहनं न जानामि न जानामि विसर्जनं ।**
**पूजनं नैव जानामि त्वं गतिः परमेश्वर ॥२॥**
**अङ्गहीनं क्रियाहीनं विधिहीनं जगद्गुरो ।**
**पूजितोऽसि मया देव तत्क्षमस्व त्वमीश्वर ॥३॥**

હેપરમેશ્વર ! હું આવાહન અને વિસર્જનને જાણતો નથી, તેમ પૂજનનીવિધિને પણ જાણતો નથી; મ્હારે તો આપજ આધારરૂપ છો; માટે હે જગદ્ગુરો ! હે દેવ ! આપ અંગરહિત, ક્રિયારહિત અને વિધિરહિત જેમ તેમ મ્હારાથી પૂજાયેલા છો, તેથી હે ઇશ્વર ! આપ મ્હને ક્ષમા કરો. ૨–૩.

**मंत्रतः स्तोत्रतो वाऽपि कर्मणो ज्ञानतोऽपि वा।**
**न्यूनातिरिक्तं यत्किञ्चित् तत्सर्वं क्षम्यतां विभो॥**

હેવિભો ! મંત્રથી, સ્તોત્રથી, કર્મથી અથવા જ્ઞાનથી જે કંઇ ઓછું વધારે થયું હોય, તે સર્વ આપ ક્ષમા કરો ૪.

**अन्यथासक्तचित्तेन क्रियाहीनेन वा प्रभो।**
**मनोवाक्कायदुष्टेन पूजितोऽसि जगद्गुरो॥**
**तत्सर्वं क्षम्यतां नाथ दासे कृत्वा दयां मयि॥५॥**

હે પ્રભો ! હે જગદ્ગુરો ! આપને છોડીને અન્ય પદાર્થોમાં આસક્ત થયેલા ચિત્તદ્વારા, તથા મન વાણી અને શરીરની દુષ્ટતાથી કે અપવિત્રપણાથી, તેમ ક્રિયાની હીનતાથી આપ પૂજાયેલા હોય, તે સર્વ હેનાથ ! આ આપના દાસઉપર દયા કરીને ક્ષમા કરો. ૫.

**यदक्षरपदभ्रष्टं मात्राहीनं च यद्भवेत् ।**
**तत्सर्वं क्षम्यतां देव प्रसीद परमेश्वर ॥६॥**

હે પરમેશ્વર ! આ પૂજનની ક્રિયામાં બોલતાં જે કંઇ અક્ષરની કે પદની ભ્રષ્ટતા થઇ હોય, અથવા કાનો માત્રા રહિત બોલાયું હોય, કે છંદશાસ્ત્રની વિધિના ભંગ પૂર્વક મંત્રશ્લોકનું ઉચ્ચારણ થયું હોય, તે સર્વ ક્ષમા કરો; હે દેવ ! આપ પ્રસન્ન થાઓ. ૬.

**अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।**
**तस्मात्कारुण्यभावेन रक्ष रक्ष कृपानिधे ॥७॥**

હે કૃપાસાગર ! આપના સિવાય મ્હારે અન્ય શરણ નથી; મ્હારે તો માત્ર આપજ શરણ ( રક્ષણ કરનાર ) છો; તેથી હે ગુરો ! કેવળ કરૂણા ભાવથી આપ મ્હારૂં રક્ષણ કરો. રક્ષણ કરો. ૭

અપરાધ ક્ષમાપન પ્રાર્થના કર્યાપછી જમણા હાથમાં અથવા આચમનીમાં જળ લેઈ નીચેનો મંત્ર શ્લોક બોલી જળ મૂકી સર્વ પૂજા શ્રીસદ્ગુરૂ પરમાત્માને અર્પણ કરવી.

**कालेऽस्मिन्वर्त्तमाने त्वां समुद्दिश्य गुरो मया ।**
**भक्त्या पूजांकृतां स्वामिंस्तेऽर्पयामिपदाब्जयोः॥**

હેગુરો ! હેસ્વામિન્ ! આ વર્ત્તમાનકાલમાં ત્હમને ઉદ્દેશીને મેં ભક્તિપૂર્વક કરેલી પૂજા ત્હમારા ચરણ-કમલોમાં અર્પણ કરૂં છું.

ત્યાર પછી ફરીથી જળ લેઈ નીચે પ્રમાણે બોલવું:-

**अनेन यथा ज्ञानेन यथा मिलितोपचार-द्रव्यैः श्रीसद्गुरुपूजनकर्मणा कृतेन श्रीसद्गुरुपर-मात्मा प्रीयतां न मम ॥ श्रीसद्गुरुदेवताऽर्पण-मस्तु ॥ हरिः ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

જેવા જ્ઞાનથી, અને પૂજનવાસ્તે જેવા મળેલા પદાર્થોવડે, શ્રીસદ્ગુરૂદેવની કરેલી પૂજારૂપી કર્મવડે શ્રીસદ્ગુરૂપરમાત્મા પ્રસન્ન થાઓ. આમાં મ્હારૂં કંઇ નથી. શ્રીસદ્ગુરૂ દેવને અર્પણ હો ઇતિ. (આમ બોલી હાથમાં લીધેલું જળ નીચે મૂકી બે હાથ જોડી પ્રાર્થના પૂર્વક નમસ્કાર કરી પૂજનની સમાપ્તિ કરી, નીચેના મંત્ર શ્લોકથી શ્રીસદ્ગુરૂના ચરણામૃતનું પાન કરવું.

शोषणं पापपङ्कस्य दीपनं ज्ञानतेजसः ।
गुरुपादोदकं सम्यक्संसारार्णवतारकम् ॥
अज्ञानमूलहरणं जन्मकर्मनिवारणम् ।

**ज्ञानवैराग्यसिद्ध्यर्थं गुरुपादोदकं पिबेत् ॥**

પાપ રૂપી કીચડ–કાદવને સૂકાવવા વાળું, જ્ઞાનરૂપી તેજને પ્રદીપ્ત કરનાર અને સંસારસમુદ્રથી સુલભતા પૂર્વક તારનાર શ્રીસદ્‌ગુરૂદેવનું ચરણામૃત છે; માટે અજ્ઞાનને મૂલ સહિત નાશ કરનારૂં, અને નવીન જન્મના ઉત્પાદક સંચિત આગામી કર્મને નિવારણ કરનારૂં, શ્રીસદ્‌ગુરૂદેવનું ચરણામૃત જ્ઞાન વૈરાગ્યની સિદ્ધિનેવાસ્તે પાન કરે. ( એમ બોલી ચરણામૃતને નમન કરી ચરણોદક પીવું; ત્યાર પછી બે હાથજોડી શ્રીગુરૂદેવના પ્રસાદની પ્રાર્થના કરવી. )

**भक्त्या मयाकृतां पूजां स्वीकुरुष्व कृपानिधे।**
**प्रसादं च गुरो त्वं मां देहि भक्तजनप्रिय ॥**

હે કૃપાસાગર ! ભક્તિ પૂર્વક કરેલી મ્હારી સર્વ પૂજાને આપ સ્વીકાર કરો, અને હે ભક્તજનોને પ્રિય એવા અથવા ભક્તજનો જેમને પ્રિય છે એવા હે ગુરો ! આપ મ્હને પ્રસાદ આપો.

ત્યાર પછી મળેલા પ્રસાદને પ્રણામકરી નીચેના મંત્રથી પ્રાશન કરવું.

**भक्षितेन प्रसादेन कृतकृत्योऽस्म्यहं भवे ।**

**नश्यन्ति कृतपापानि जन्मान्तरे च जन्मनि॥**

આ સંસારમાં શ્રીગુરૂનો પ્રસાદ ભક્ષણ કરવા વડે હું કૃતાર્થ થયો છું, મ્હારાં આ જન્મનાં અને પાછલા જન્મોનાં કરેલાં સર્વ પાપો નાશ પામી ગયાં છે.

આ પ્રમાણે શ્રીગુરૂપ્રસાદની પ્રશંસા કરતાં કરતાં પ્રસાદનું ભક્ષણ કરી હસ્ત પ્રક્ષાલન કરી ( હાથ ધોઈ, ) બે હાથ જોડી શ્રીગુરૂદેવને વારંવાર નમસ્કાર કરવા; અને " **ॐ प्रयातु भगवान् स्वस्थाने मम हृदये श्री सद्गुरुपरमात्मा** " ( ભગવાન્ શ્રીસદ્‌ગુરૂ પરમાત્મા મ્હારા હૃદયરૂપ આપના સ્થાનમાં આપ પધારો. ) એમ બોલી શ્રીગુરૂમૂર્ત્તિનું વિસર્જન કરવું.

ત્યાર પછી શ્રીસદ્‌ગુરૂ પરમાત્માને પ્રણામ કરી પરમપૂજ્ય શ્રી માતાપિતા પાસે જઈ, તેઓશ્રીનું ગંધ અક્ષત પુષ્પાદિકથી પૂજન નમસ્કાર કરી તેઓનું ચરણામૃત લેવું. સૌભાગ્યવંતી સ્ત્રીઓએ પોતાના પતિના જમણા અંગુઠાનું પૂજન-અર્ચન નમસ્કાર કરી તેમનું ચરણામૃત લેવું; તથા સાસુ સસરાને નમસ્કાર કરવો; અને સર્વ સ્ત્રીપુરૂષોએ પૂજ્યવર્ગની આજ્ઞાપ્રમાણે વર્ત્તવું.



# अथ जपमालाविधिः ॥

શ્રીસદ્‌ગુરૂ પરમાત્માનું પૂજનાદિક કર્યાપછી શ્રીસદ્‌ગુરૂ દેવે આપેલા શ્રીગુરૂમંત્રની નિત્યનિયમ પ્રમાણે પાંચ અથવા તેથી વધારે માલાઓ ફેરવવી; અને ત્યારપછી શ્રીગુરૂગીતાનો પાઠ કરવો. પછી જો અવકાશ હોય તો શ્રીકૈવલ્યોપનિષત્, નિરાલંબોપનિષત, મણિરત્નમાલા, મોહમુદ્‌ગરસ્તોત્ર વગેરે સ્તોત્રાદિકના પાઠ કરવા.

પરમપૂજ્ય શ્રીસદ્‌ગુરૂ સ્વામીજી પોતાના ગામમાં બિરાજતા હોય તો ભક્તોએ તેઓશ્રીની સન્મુખ બેસી માલા તથા પાઠ કરવા ચુકવું નહીં.

જપ કરવામાં હમેંશાં રૂદ્રાક્ષની માલા રાખવી "**सर्वकर्मसमृद्धयर्थं जपेद्रुद्राक्षमालया ।**" (સર્વ કર્મની સમૃદ્ધિને અર્થે રૂદ્રાક્ષની માલાવડે જપ કરવો.) એમ **મંત્રખંડમાં** કહ્યું છે. તેમજ "**रुद्राक्षमालया चैव जप्तव्यं नियतात्मना**" (સ્થિર ચિત્તવાળાએ જમણા હાથથી રૂદ્રાક્ષની માલાવડે જપ કરવાને યોગ્ય છે.) એમ **શ્રીદેવીભાગવતમાં તથા શ્રીરૂદ્રાક્ષજાબાલોપનિષત્‌**માં પણ કહેલું છે; માટે શ્રીગુરૂમંત્ર



જપવામાં સર્વ મુમુક્ષુપુરૂષોએ રૂદ્રાક્ષની માલા રાખવી; કારણકે રૂદ્રાક્ષની માલાવડે મંત્ર જપવાથી અનંતગણું ફળ થાય છે.

**तज्जपाल्लभते पुण्यं नरो रुद्राक्षधारणात् ॥**

**(रुद्राक्षजाबालोपनिषत्०)**

રૂદ્રાક્ષની માલાવડે ઈષ્ટમંત્રજપવાથી તેમજ રૂદ્રાક્ષ-ધારણ કરવાથી અનંતગણું પુણ્ય થાય છે.

**फलस्य दर्शने पुण्यं स्पर्शात्कोटिगुणं भवेत् ।**
**शतकोटिगुणं पुण्यं धारणाल्लभते नरः ॥**
**लक्षकोटिसहस्राणि लक्षकोटिशतानि च ।**
**जपाच्च लभते नित्यं नात्र कार्या विचारणा ॥**

રૂદ્રાક્ષના ફળનું દર્શન થતાં કોટિગણું પુણ્ય થાય છે, અને સ્પર્શ થવાથી સેંકડોકરોડગણું પુણ્ય ઉદય થાયછે; તથા રૂદ્રાક્ષધારણકરવાથી મનુષ્ય સહસ્ર લાખ કરોડગણા પુણ્યને પામે છે; તેમ રૂદ્રાક્ષની માલાવડે નિત્ય મંત્રજપવાથી સોલાખકોટિગણાને પામે છે; એમાં વિચાર કરવાનું અર્થાત્ સંશય–વિકલ્પ કરવાનું કામજ નથી. એમ **દેવી ભાગવત**માં કહ્યું છે.

रुद्राक्षमालया यो वै मंत्रं जपति नित्यशः ।
तस्य नाम्नां शतेनैव सहस्रस्य फलं लभेत् ॥
( शिवपुराणे०ज्ञानसंहिता० )

રૂદ્રાક્ષની માલાવડે જે કોઈ નિત્યનિરંતર મંત્ર જપે છે, તો તે મનુષ્ય તેના સો નામના જપવડે હજાર નામના જપનું ફળ પામે છે.

रुद्राक्षमालया जप्तो मंत्रोऽनन्तफलाय च ।
(हारित०)

રૂદ્રાક્ષમાલાથી જપેલો મંત્ર અનંત ફળ આપનારો થાયછે.

रुद्राक्षधारणं कृत्वा गायत्रीं यो जपेद्द्विजः ।
जपोऽनन्तफलो तस्य नात्रकार्याविचारणा ॥
(संवर्त्त०)

જે યજ્ઞોપવીત ધારી દ્વિજ રૂદ્રાક્ષધારણકરીને ગાયત્રીને જપે છે, તેનો અનંત ફલ આપનારો જપ જાણવો; એમાં વિચારવાનું નથી.

ध्यायेत्तु मनसा मंत्रं जिह्वौष्ठौ न विचालयेत् ।
न कम्पयेच्छिरोग्रीवां दन्तान्नैव प्रकाशयेत् ।
यक्षरक्षःपिशाचाश्च सिद्धविद्याधरा गणाः ।

यस्मात्प्रभावं गृह्णन्ति तस्माद्गुह्यं तु कारयेत् ॥

(यौगी याज्ञवल्क्य०)

ઈષ્ટમંત્રને મનવડે ધ્યાન કરે અર્થાત્ મનવડે જપે; જિહ્વા અને હોઠ હલાવવા નહિં; તેમ મસ્તક અને ગર્દનને કંપાવવાં નહીં; તથા દાંતોને પણ પ્રકાશ કરવા નહિં. જો એ પ્રમાણે નવર્ત્તે તો જપના ફલને યક્ષ, રાક્ષસ, પિશાચ, સિદ્ધ અને વિદ્યાધરાદિ દેવજાતિના ગણો ગ્રહણ કરીલે છે; તેથી પાસેનો કોઈ પણ મનુષ્ય ન સાંભળે તેમ જિહ્વા હોઠ મસ્તકાદિ હલાવ્યાવિના મનથી જપ કરવો.

नाऽऽर्द्रवस्त्रो जपं कुर्याद्धोमं दानं प्रतिग्रहम् ॥

(गोभिल०)

ભીંજાએલા વસ્ત્રવાળો મનુષ્ય જપ હોમ દાન અને પ્રતિગ્રહ ન કરે; અર્થાત્ ધોયેલું સૂકાયેલું શુદ્ધવસ્ત્ર પહેરી જપાદિકર્મ કરવાં; એમ ગોભિલ અને વસિષ્ઠ સ્મૃતિમાં કહેલું છે.

मेरुहीना च या माला मेरूल्लङ्घा च या भवेत् ।
अशुद्धा प्रतिकृष्टा च सा माला निष्फला भवेत्॥

(आह्निक कारिका०)

મેરૂહીન અને મેરૂ ઉલ્લંઘન કરેલી તથા અશુદ્ધ અધમ જે માલા હોય, તે માલા નિષ્ફલ થાય છે.

सुमेरुलंघनात्पापं ब्रह्महत्यासमं भवेत् ।
लङ्घनीयं ततो नैव मंत्रसिद्धिफलेच्छुभिः ॥
अन्यथा निष्फलं तेषां जपकार्यं श्रमं भवेत् ॥

માલાજપતાં માલાનો મેરૂ ઉલ્લંઘનકરવાથી અર્થાત્ માલા એમને એમ સીધીખેંચવાથી, બ્રહ્મહત્યા સમાન પાપ થાય છે; માટે મંત્રસિદ્ધિના ફળની ઇચ્છા-વાળા પુરૂષોએ માલાનો સુમેરૂ ઉલ્લંઘનકરવા યોગ્ય નથી; અર્થાત્ માલા પૂરી થાય અને સુમેરૂ આવે એટલે માલાને ઉલટાવી નાંખી બીજી માલાનો આરંભ કરવો; અને તેમ ન કરે તો તેઓનું કરેલું જપરૂપી કાર્ય નિષ્ફલ અને પરિશ્રમ રૂપ છે.

विनोच्चारेण मंत्रेण प्रमादाल्लङ्घनं मणेः ।
कु॰ त्स नरकं याति ब्रह्महत्यां मणौ मणौ ॥

યદિ મનથી મંત્ર ઉચ્ચારણ કર્યાવિના પ્રમાદથી માલાના મણિકાનું ઉલ્લંઘન કરે, તો તે મનુષ્ય નરકને પામે છે, અને જે જે મણિકા મંત્ર બોલ્યાવિના ઉલ્લં-ઘન કર્યા હોય; તે તે મણિકામણિકાનેવિષે બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.

**वस्त्रेणाच्छाद्य तु करं दक्षिणं यः सदा जपेत्।
तस्य स्यात्सफलं जाप्यं तद्धीनमफलं स्मृतम्॥
अत एव जपार्थं सा "गो:ु खी" ध्रियते जनैः॥**

હમેશાં જમણા હાથને વસ્ત્રવડે ઢાંકીને જે જપ જપે છે, તેના જપેલા જપ સફલ થાય છે; અને વસ્ત્રથી ઢાંક્યા વિના જપેલા જપ નિષ્ફળ કહેવાય છે; તેથી જપ કરવા વાસ્તે મનુષ્યોએ "ગોમુખી" ધારણ કરવી; અર્થાત્ ગોમુખીમાં માલા રાખી મંત્રનો જપ કરવો. એમ વૃદ્ધમનુ કહેછે.

માલામાં ૧૦૮ દાણા–મણિકા રાખવા, અને સુમેરૂનો એક અધિક મણિકો રાખવો; એકંદર ૧૦૯ રૂદ્રાક્ષના દાણાની માલા બનાવી તેવડે શ્રીગુરૂમંત્રનો જપ ઉપર જણાવેલા ઋષિમુનિના વચનાનુસાર કરવો. જપ કરતાં જમણાહાથની ચાર આંગળીઓમાંથી તર્જની અને કનિષ્ઠિકા (એટલે અંગુઠા પાસેની પહેલી અને છેલ્લી-ટચલી) એ બે આંગળીઓનો માલાને સ્પર્શ થવા દેવો નહિ. દર્ભનું અથવા કાંમલાનું–ઉનના વસ્ત્રનું આસન બીછાવી તે ઉપર પૂર્વ અથવા ઉત્તરદિશા તરફ મુખરાખી બેસીને શાન્ત ચિત્તથી શ્રીગુરૂમહારા-



જની મૂર્ત્તિ હૃદયમાં રાખી માલા ફેરવવી. માલા ફેરવતાં ફેરવતાં વાતો કરવી નહીં, તેમ અન્ય વસ્તુનું ચિંતન કરવું નહિં. શ્રીગુરૂમંત્ર પૂર્વે શ્રીગુરૂપૂજનની વિધિના આરંભમાં બતાવેલા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ ઉત્તમ કુલોત્પન્ન બ્રહ્મવેત્તા ગુરૂ પાસેથી શાસ્ત્રવિધિ પ્રમાણે ગ્રહણ કરવો. જપાદિ કાર્ય કરતાં કદાચ વચ્ચમાં પેશાબ કરવા ઉઠવું પડે તો પવાલામાં પાણી લેઈ જવું, અને પેશાબ કરી ઉપસ્થ ઇન્દ્રિયને પાણીથી શુદ્ધ કરી, હાથ અને પવાલું જળ મૃતિકાથી સ્વચ્છ કરી, શુદ્ધ જળથી હાથ પગ ધોઈ, ચાર કોગળા કરી, મુખ અને આંખ ધોઈ, મસ્તકપર પાણીનું માર્જન કરી, ત્રણ આચમન કરી, દશ ૐકારના જપ કરી આસન ઉપર બેસી જપ પૂરા કરવા. કદાચ ગુદાદ્વારા અધોવાયુ નીકળે તો આંખ અને કાનપર જલનો સ્પર્શ કરવો, તથા મસ્તકપર જળવડે માર્જનકરી ૐકારનું પાંચવાર ઉચ્ચારણ કર્યાપછી જપ કરવો.



# શ્રીસદ્‌ગુરૂસ્તુતિ-પ્રાર્થના.

**રાગ-ભુજંગીછંદનીચાલ.**

અહો ! આજ અંગે મહાસુખ પામ્યો,
ઘણાં કષ્ટ સંસારનાં સર્વ વામ્યો;
મહાસુખસિન્ધુ દયાળુ અકામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૧.
સદા સર્વદા નાથના રૂપમાંહિ,
જુએ જગ્તજંજાલનાં દુઃખ નાંહિ;
સદા શાંતરૂપં પરિબ્રહ્મ પામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૨.
ચતુર્વેદ ખટ્‌શાસ્ત્રઆદિપુરાણો,
શ્રુતિસ્મૃતિસારાબ્જના સૂર્ય જાણો;
મહાસુરકામાદિ ઇન્દ્રિય દામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૩.
જુઓ જનને સંગથી સુખ આપે,
ઘણા જન્મમરણાદિનું દુઃખ કાપે;
મળે એ ગુરૂ તે પુરો પુણ્યગામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૪.



સમાલોક્યદૃષ્ટિ ક્ષમા સર્વમાંહિ,
દયાનાથ ! દુર્બુદ્ધિથી પાહિ પાહિ;
અહર્નિશ આનંદરૂપં વદામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૫.
મહા ધ્યાનના ધીર યોગીન્દ્ર એવા,
ઘણા જ્ઞાનના ધનને જાણી લેવા;
મહામોક્ષદાતા શરણ્યં સ્મરામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૬.
યથાકાશમાં ચંદ્રની જ્યોતિ છાજે,
તથા સેવકો મધ્ય તેવા બિરાજે;
અલોભી, નદ્રવ્યાર્થ, માયાવિરામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી, ૭.
જેના પાદપાંશુ થકી પાપ નાશે,
કરે સ્પર્શ તો મોક્ષને ઠામ વાસે;
જાણી ભક્તિથી બ્રહ્મરૂપં ભજામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૮.
પૂરવપુણ્યથી પામીને કોઈ પ્રાણી,
ગ્રહે પાદ નૌકા, તજી કર્મહાની;
ટળે તાપ ત્રણે મળે અંતર્યામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૯.

ભ્રમ્યા જીવ પાખંડને સર્વ પૂજે,
ગુરૂબ્રહ્મશરણે ગયાનું ન સૂઝે;
દયા દીલમાં, દુષ્ટદુર્બુદ્ધિ વામી,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૧૦.

તમઃપુંજમાં રજ્જુનો સર્પ ભાસે,
ગુરૂબોધભાનુથકી ત્રાસ નાશે;
સરોરૂહઅંધ્રિ ગુરૂ હિ નમામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૧૧.

પૂરા પૂર્વકાલે થયેલાજ એવા,
અહો! આ સમે તો મળ્યા સંત તેવા;
પૂરા પ્રેમથી એ ગુરૂને પ્રણામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૧૨.

મળ્યા મુજને સંત શોકાપહારી,
થયો જન્મનો નેત્રનો લાભ ભારી;
***નારાયણને** નિત્ય ભક્તિ ભવામિ,
દીઠા આજ શ્રીમાધવાનંદ સ્વામી; ૧૩.

---

* ગામ આંકલાવ નિવાસી નાંદેરાબ્રાહ્મણકુલોત્પન્ન પરમગુરૂભક્ત નારાયણજી-પરમપૂજ્ય શ્રી૧૦૮ શ્રીસ્વામીજી શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂજીના અનન્ય અદ્વિતીય ભક્ત હતા.

# श्रीगुरुप्रार्थनापञ्चकस्तोत्रम् ॥

उपजातिर्वृत्तम् ।

औदार्यधैर्यादियुतं विवेक-
प्रशान्तबुद्धिं बहुसाधुवृत्तिम् ॥
साद्विद्यया भूषितमीडितं ज्ञैः ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥१॥

ઉદારતા અને ધૈર્ય આદિ દૈવીગુણો યુક્ત; સત્ય અસત્યના, નિત્ય અનિત્યના, ગ્રાહ્યાગ્રાહ્યના, અને કર્ત્તવ્ય અકર્ત્તવ્યાદિના વિવેકવાળા; તથા વિક્ષેપાદિકથી રહિત એવી અતિશાંતબુદ્ધિવાળા; અત્યંત પવિત્રવૃત્તિવાળા, બ્રહ્મવિદ્યાએ કરીને સુશોભિત, તથા જ્ઞાનીપુરૂષો દ્વારા સ્તુતિ કરાતા એવા જ્ઞાનવિજ્ઞાનની શોભાયુક્ત શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું ભજું છું.

सम्पूर्णशास्त्रार्थविनिश्चयज्ञं ।
सुप्रेमसिन्धुं परसत्यवाचम् ॥
दयानिधानं विजितेन्द्रियं तं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥२॥

સંપૂર્ણ શાસ્ત્રોના અર્થને અતિનિશ્ચયપૂર્વક જાણ-

નાર, અતિશય પ્રેમના સમુદ્રરૂપ, ઉત્તમ સત્ય વાણી બોલનાર, દયાના ભંડાર, અને સમસ્ત ઇન્દ્રિયોને જીતનાર-વશીભૂતકરનાર એવા તે શ્રીમાધવાનન્દ સદ્ગુરૂ પરમાત્માને હું ભજું છું. ૨.

निःशेषयोगज्ञमनेकभोग-
व्यासङ्गहीनं सुखचित्स्वरूपम् ॥
यशोवितानेन विकाशिताऽऽशं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥३॥

સંપૂર્ણ યોગના જ્ઞાતા, સાંસારિક અનેક ભોગની આસક્તિથી સર્વથા રહિત, સચ્ચિદાનંદ સ્વરૂપ, અને પોતાના યશરૂપી મહાવિસ્તૃત ચંદરવાવડે સમસ્ત દિશાઓ જેમણે પ્રકાશિત કરી છે એવા, અર્થાત્ જેમની કીર્ત્તિ દશેદિશાઓમાં અતિ વિસ્તારને પામેલીછે એવા, શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું નિરંતર ભજું છું. ૩.

महामुनीशं भवतापहारं ।
कामादिशत्रुव्रजवेगदारम् ॥
मेध्यं प्रतापेन विराजमानं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥४॥

મહા મુનિઓના ઈશ્વર, અથવા: મહા મનનશીલ ભક્તજનોના નિયંતા, સાંસારિક જન્મમરણાદિ દુઃખોને

તેમજ અધ્યાત્મિક તાપોને હરનાર, કામ ક્રોધાદિ ભયંકર શત્રુસમૂહના વેગને (અતિ પ્રવાહરૂપથી જોસભેર ચાલવાની ગતિને) રોકનાર—નાશકરનાર, પવિત્રરૂપ, અને સ્વપ્રતાપેકરીને પ્રકાશતા—શોભતા એવા શ્રીમાધવાનંદ સદ્દગુરૂને હું સદા ભજું છું. ૪.

सुतीर्थपादं शरणाग तेभ्यो-
वरं मनोज्ञं ददतं जनेभ्यः ॥
गतस्पृहं ब्रह्मसमं विमुक्तं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥५॥

સમસ્ત પૂજનીય તીર્થો જેમના ચરણમાં છે એવા, અને શરણે આવેલા સર્વ મનુષ્યોને મનોવાંછિત વરદાન આપનાર, સ્પૃહારહિત, પરબ્રહ્મરૂપ, અને જીવન્મુક્ત (હાલ વિદેહકૈવલ્યમુક્ત) એવા શ્રીમાધવાનંદ સદ્દગુરૂ દેવને હું નિરંતર ભજું છું.

श्रद्धाभक्तियुतो नित्यं यो नरः खलु पञ्चकम् ।
एतत्पठति मोक्षं च प्राप्नुयान्नात्र संशयः ॥६॥
इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमत्-
स्वामिमाधवानन्दपूज्यपादशिष्यानेदानन्द-

कर्मन्दिना विरचितं श्रीगुरुप्रार्थना-
पञ्चकस्तोत्रं सम्पूर्णम् ॥ॐ॥

શ્રદ્ધા ભક્તિવાળો જે મનુષ્ય આ શ્રીગુરૂપ્રાર્થના-પંચકનો નિરંતર પાઠ કરેછે; તે જરૂર મોક્ષને પામેછે; એમાં સંદેહ નથી.

ઇતિશ્રી ગુરૂપ્રાર્થનાપંચકસ્તોત્રં સમાપ્તમ્ ॥

## श्रीगुरुपूजा-सेवानुं फल.

न येषां विद्या नो विमलधनमीषन्न च गुणाः ।
सदा लोकैस्त्यक्ता बहुकलुषयुक्ताः श्रुतिजडाः ॥
शरण्यं यं तेऽपि प्रसृतगुणमाश्रित्य सुजना-
विमुक्तास्तं श्रीमाधवगुरुमहं नौमि सततम् ॥

જેઓને વિદ્યા નથી, અને થોડું પણ નિર્દોષ ધન નથી, તેમ કિંચિત્ ગુણો પણ નથી; તથા સંસારી લોકોએ બહુપાપીષ્ટ જાણી સર્વદા ત્યજેલા છે, અર્થાત્ જેઓને કોઈ સહાયક નથી; વળી વેદશાસ્ત્રના વિષયમાં તો કેવળ જડછે, અર્થાત્ કંઈપણ ભણ્યા ગણ્યા નથી; તેઓ પણ વિશ્વમાં વિસ્તારપામેલ ગુણવાળા અને શરણાગતની રક્ષા કરનાર જે પ્રભુનો આશ્રય કરીને

સત્પુરૂષો બની મોક્ષ પામી ગયા છે અને પામેછે; તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂને હું નિરંતર નમસ્કાર કરૂંછું.

स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी
साम्राज्यलक्ष्मीः शुभा ।
सौभाग्यादिगुणावलिर्विलसति
स्वैरं वपुर्वेष्मनि ॥
संसारः सुतरः शिवं करतर-
क्रोडे लुठत्यञ्जसा ।
यः श्रद्धाभरभाजनं निजगुरोः
पूजां विधत्ते जनः ॥

જે મનુષ્ય પોતાના શ્રીગુરૂપરમાત્માની અતિશય શ્રદ્ધાવાળી પૂજનાદિ સેવાભક્તિ કરેછે, તે મનુષ્યને સ્વર્ગ તો પોતાના ઘરનું આંગણુંજ છે, અર્થાત્ ગૃહના દ્વારની સમાન સમીપ જ છે; અને ચક્રવર્ત્તિરાજ્યની ઉત્તમ લક્ષ્મી તો દાસી છે; તથા સૌભાગ્ય આદિ સદ્ગુણોની પંક્તિ પોતાનીમેળે દેહરૂપગૃહમાં આવી નિવાસ કરેછે; વળી સંસારસમુદ્ર તરવો તો હેને સેહેલ છે; અને કલ્યાણ તો શીઘ્ર-વિનાપરિશ્રમે હાથનામધ્યમાંજ લોટેછે, અર્થાત્ હેને મુક્તિપણ પ્રાપ્ત થાયછે.



श्रीसच्चिदानन्दाय नमः । श्रीपरमात्मने नमः ।
श्री माधवानन्द सद्गुरुभ्यो नमः ॥

# अथ श्रीगुरुगीता ॥

( ગુજરાતી ટીકા સહિતા. )



## मङ्गलाचरणम् ।

---

**नौमि श्रीमाधवानन्दं सच्चिदानन्दविग्रहम् ।**
**यस्येक्षणप्रसादेन तीर्णोऽहं भवसागरम् ॥ १ ॥***

(*આ મંગળાચરણનો શ્લોક પરમપૂજ્ય સદ્‌ગુરૂવર્ય શ્રી ૧૦૮ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્ય શ્રીમત્સ્વામીજી શ્રીમાધવાનન્દજી મહારાજના પ્રમુખ્ય શિષ્ય શ્રીશાસ્ત્રી સ્વામીજીએ રચેલો છે.)

સદ્રૂપ ( ભૂત ભવિષ્યત્ અને વર્ત્તમાન એ ત્રણે કાલમાં નાશ ન થાય એવા ), ચિદ્રૂપ ( જ્ઞાન—ચૈતન્ય સ્વરૂપ) અને આનંદ (સુખ) સ્વરૂપ એવા; અથવા


સચ્ચિદાનન્દ સ્વરૂપ, અને કામક્રોધ મોહાદિ ભયંકર શત્રુઓનો પરાજય-વિનાશકરવા ઉગ્રસ્વરૂપ ધારણ કરનાર એવા, અને શ્રી એટલે વિવેક વૈરાગ્ય શમ દમ બ્રહ્મચર્યાદિ સકલ દૈવીગુણો તથા જ્ઞાનવિજ્ઞાનની શોભા યુક્ત એવા શ્રી માધવાનંદ (**मा-माया तस्याः धवः पतिः सच्चिदानन्द परमात्मा तस्य आनन्दो यस्य सः माधवानन्दः ।** અર્થાત્ માયાના સ્વામી સચ્ચિદાનન્દ પરમાત્માનો આનંદ જેમને છે તે શ્રી માધવાનન્દ× અથવાઃ-**मायाः ब्रह्मविद्यायाः धवः पतिः परमात्मा तस्य आनन्दो यस्य सः माधवानन्दः ।** બ્રહ્મવિદ્યાના સ્વામી પરમાત્માનો આનંદ જેમને છે તે શ્રીમાધવાનંદ ) સદ્ગુરૂને હું નમસ્કાર કરૂં છું; કેમકે જેમની કૃપાદૃષ્ટિના પ્રસાદવડે હું સંસાર રૂપી સમુદ્રથી પાર થયો છું. ૧.

"**मङ्गलाचरणं शिष्टाचारात्फलदर्शनाच्छ्रुतितश्च**" (શિષ્ટાચારથી, ફળ દર્શનથી અને શ્રુતિથી ગ્રંથના આરંભમાં મંગળાચરણ કરવાને યોગ્ય છે.)

---

× **मा विद्या च हरेः प्रोक्ता तस्या ईशो यतो भवान् ।**
**तस्मान्माधवनामासि धवः स्वामीति शब्दितः ॥**
**( हरिवंश० )**

એમ સાંખ્યદર્શન સૂત્રથી કપિલમુનિ મંગળાચરણની આવશ્યક્તા જણાવે છે; તેથી શિષ્યોની—ભક્તોની મંગળાચરણમાં પ્રવૃત્તિ કરાવવા વાસ્તે, આસ્તિક માર્ગની પ્રવૃત્તિ કરવા કરાવવા સારૂં, નિરીશ્વરવાદિના મતોનું ખંડન જણાવવા અર્થે, અને શિષ્ટાચારના બોધનને અર્થે, તથા સર્વ વિઘ્નોનો સમૂલો ધ્વંસ કરવાને અર્થે અવશ્ય મંગળ કરવું ઉચિત છે. એટલા માટે નિત્ય નિયમ પૂર્વક '**શ્રીગુરૂગીતા**'નો પાઠ કરવા રૂપ શુભ કાર્યમાં, આવતાં સમસ્ત વિઘ્નોના વિનાશપૂર્વક પાઠની પરિ સમાપ્તિ થવા વાસ્તે સર્વ ભક્તજનોએ ઉપરના શ્લોકથી શ્રીસદ્‌ગુરૂદેવનું નમસ્કારાત્મક મંગળાચરણ કરીને **શ્રીગુરૂગીતા**ના પાઠનો આરંભ કરવો.

**ॐ अस्य श्रीगुरुगीतास्तोत्रमालामंत्रस्य । ईश्वर ( सदाशिव ) ऋषिः । नानाविधानि छन्दांसि । श्रीगुरुर्देवता । मम चतुर्विधपुरुषार्थ सिद्धयर्थे श्रीगुरुप्रीत्यर्थे जपे विनियोगः ॥**

સગુણનિર્ગુણાત્મક બ્રહ્મવાચક 'ॐકાર' શબ્દ મંગળાચરણનેઅર્થે ગ્રન્થકર્ત્તાએ ઉચ્ચારણ કરેલો છે. કેમકેઃ-"**ॐकारश्चाथ शब्दश्च द्वावेतौ ब्रह्मणः पुरा।**

**कण्ठं भित्त्वा विनिर्यातौ तस्मान्माङ्गलिकावुभौ ॥'**

('ॐकार' અને 'અથ' શબ્દ એ બન્ને પ્રાચીનકાલમાં બ્રહ્માજીના કંઠદ્વારા બહાર આવ્યા છે, તેથી તે બન્ને મંગળરૂપ પ્રયોજનની સિદ્ધિ કરનાર કહેવાય છે.) આ સ્મૃતિવાક્યમાં 'ॐ' શબ્દ મંગળવાચક જણાવેલો હોવાથી ગ્રંથકારે ગ્રંથના આરંભમાં ॐકાર ઉચ્ચારણ કરેલો છે.

આ શ્રીગુરુગીતાસ્તોત્રરૂપી માલા મંત્રના ઈશ્વર (સદાશિવ) ઋષિ (મંત્રના દ્રષ્ટા) છે, અને અનેક પ્રકારના છંદ છે. શ્રીગુરુગીતાસ્તોત્રરૂપ મંત્રના શ્રીગુરુ દેવતા છે. મ્હારા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પ્રકારના પુરુષાર્થની સિદ્ધિને માટે, અને શ્રીગુરુદેવની પ્રીતિ સંપાદન કરવાને અર્થે જપ કરવામાં આ શ્રીગુરુગીતા સ્તોત્રરૂપ મંત્રનો વિનિયોગ ( વિશેષ ઉપયોગ ) છે. [વિનિયોગ કહ્યા પછી હવે ગ્રન્થનો સંવાદ કહે છે.]

**ऋषय ऊचुः ।** ઋષિઓ બોલ્યાઃ-

**हे सूत सर्वपुराणज्ञ सर्वमाहात्म्यविदांवर ।**
**[illegible]रुमाहात्म्यं विशेषेण श्रोतु[illegible] हि वयं सदा ॥**

સર્વમાહાત્મ્ય જાણનારાઓમાં શ્રેષ્ઠ, અને સર્વ પુરાણોને જાણનાર હે સૂત પુરાણીજી ! અમો નિરંતર

વિશેષ કરીને શ્રીગુરૂમાહાત્મ્ય શ્રવણ કરવાની ઇચ્છા-વાળા છીએ. ૧.

કદાચ ત્હમો કહેશો કેઃ—શ્રીગુરૂનું માહાત્મ્ય શામાટે પૂછો છો ? અને સાંભળીને શું કરશો ? તો અમો અમારી ઇચ્છા જણાવીએ છીએઃ—

**आचार्य्यवान्हि पुरुषो वेदेत्यादि श्रुतिर्जगौ।**
**तस्मात्सर्वप्रयत्नेन गुरुमाहात्म्यं वद प्रभो ॥२॥**

" **आचार्यवान् पुरुषो वेद** "। એ સામ દના છાંદોગ્યઉપનિષત્‌ની શ્રુતિ કહેછેકેઃ—જેને શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ આચાર્ય—સદ્‌ગુરૂદેવ મળેલાછે તેજ પુરૂષ સચ્ચિદાનંદ પરમાત્માને જાણે છે, બીજો જાણવાને અસમર્થ છે; તેથી હેપ્રભો ! ત્હમો સર્વપ્રયત્નવડે શ્રીગુરૂ માહાત્મ્ય અમોને કહો. ૨.

**त्वन्मुखात्तु यथा श्रुत्वा तथा सम्यगुपास्महे।**
**इत्येवं वचनं तेषां श्रुत्वा सूतोऽब्रवीदिदम् ॥**

આપના મુખારવિંદથી શ્રવણ કરીને, અમો જે પ્રકારે સાંભળીશું તે પ્રકારે શ્રદ્ધાભક્તિપૂર્વક યથાવિધિ શ્રીગુરૂનું ઉપાસન કરીશું.એ પ્રકારનું તેઓનું વચન શ્રવણ કરીને, સૂત પુરાણીજી આ પ્રકારનું વચન બોલ્યાઃ—૩.



सूत उवाच । સૂત પુરાણીજી બોલ્યાઃ-

**साधुपृष्टं भवद्भिश्च लोकानां हितकारकैः ।**
**भवन्तश्च तथा धन्याः पवित्राःकुलभूषणाः ॥४॥**

સર્વલોકોનું હિતકરનારા તમોએ બહુસારૂં પૂછ્યું. આપ સર્વે કુલના ભૂષણરૂપ પવિત્ર અને ધન્યછો. ૪.

**येषां चैव गुरुः साक्षाद्दैवतं परमं शुभम् ।**
**तेषां गुरुकथा लोके वल्लभा भवतां सदा ॥५॥**

જેઓને શ્રીગુરૂજ સાક્ષાત્ પરમકલ્યાણકારી દૈવત છે, તેઓને અને તમોને સંસારમાં શ્રીગુરૂની કથા સદા પ્રિય હો! (પુસ્તકાન્તરમાં **भवतां** પદના સ્થાનમાં **भूयतां** એવો પાઠ પણ છે.) ૫.

હવે શ્રીગુરૂ ઉપાસનાનું ફળ કહે છેઃ-

**ते धन्याश्च कृतार्थाश्च सफलं देहधारणम् ।**
**उद्धृतं च कुलं तैस्तु ये गुरुं समुपासते ॥६॥**

જેઓ બ્રહ્મવેત્તા ગુરૂની શાસ્ત્રની વિધિ પ્રમાણે ઉપાસના કરે છે; તેઓ ધન્ય છે, અને કૃતાર્થ છે; તેઓનું દેહ ધારણ કરવાપણું સફળ છે. તથા તેઓએ પોતાના કુલનો પણ ઉદ્ધાર કર્યો છે. ૬.

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥**

જેને પરમેશ્વરમાં ઉત્તમ ભક્તિ છે; અને જેવી પરમેશ્વરમાં ભક્તિછે, તેવીજ શ્રીગુરૂદેવમાંછે; તે મહાન્ પુરૂષના હૃદયમાં શ્રુતિઓમાં કહેલા અર્થ પ્રકાશિત થાય છે. ૭.

ગુરૂભક્તની અને ગુરૂભક્તિની પ્રશંસા કરી; હવે શ્રીગુરૂગીતાની પ્રાચીન કથા કહેવાને માટે શ્રીમહાદેવ પાર્વતીનો સંવાદ કહે છેઃ–

**कैलासशिखरे रम्ये भक्तिसाधनहेतवे ।**
**प्रणम्य पार्वती भक्त्या शङ्करं परिपृच्छति ॥८॥**

એક સમય અતિ રમણીય કૈલાસ પર્વતના શિખર પર ભક્તિના સાધનને વાસ્તે શ્રીપાર્વતીદેવી ભગવાન્ શ્રીશંકરને ભક્તિપૂર્વક પ્રણામ કરી પૂછવા લાગ્યાં. ૮.

**पार्वत्युवाच ।** પાર્વતી બોલ્યાંઃ–

**ॐ नमो देव देवेश परात्पर जगद्गुरो ।**
**सदाशिव महादेव गुरुदीक्षां प्रदेहि मे ॥९॥**

હેદેવ ! હેદેવોના દેવ ! હે માયાથી વા હિરણ્યગર્ભાદિ પદોથી પણ પર અર્થાત્ સર્વોત્કૃષ્ટ ! હેજગદ્ગુરો !



હે સદા કલ્યાણસ્વરૂપ ! હે મહાદેવ ! આપ કૃપા કરીને મ્હને શ્રીગુરૂદીક્ષા આપો; આપને મંત્રના આદિમાં ૐકારના ઉચ્ચારણ પૂર્વક નમસ્કાર છે. ("ॐ **नमः शिवाय गुरवे सच्चिदानन्दमूर्त्तये निष्प्रपंचाय शान्ताय निरालम्बाय तेजसे**" । **निरालम्बोपनिषत्**० ॥ જ્યોતિઃસ્વરૂપ, માયા અને માયાના કાર્યભૂત પંચભૂતાત્મક નામરૂપ અને ક્રિયાવાળા વિકારી જડાત્મક પદાર્થોના, તેમ તેનાથી અતિરિક્ત અન્ય કોઈપણ વસ્તુના આલંબન રહિત; અવિદ્યાદિ દોષ વર્જિત–વિક્ષેપાદિકથી રહિત, નામરૂપ ક્રિયાવાળા દૃશ્યપ્રપંચના સંબંધ રહિત, ત્રણે કાલમાં અવિનાશી જ્ઞાન–ચૈતન્યસ્વરૂપ અને આનંદસ્વરૂપ એટલે સચ્ચિદાનંદમૂર્ત્તિરૂપ, અને સદ્‌ગુરૂસ્વરૂપ કલ્યાણરૂપ શ્રીસદાશિવને ૐકાર પૂર્વક નમસ્કાર છે.) અથાત્ આપના પવિત્ર પરમપૂજ્ય ચરણ કમલોમાં નમસ્કાર પૂર્વક હું મસ્તકરૂપી શ્રીફલ અર્પણ કરૂંછું, તે સ્વીકારી મુજને શ્રીગુરૂદીક્ષા આપો. ૯.

**केन मार्गेण भोः स्वामिन्देही ब्रह्ममयो भवेत्।**
**तत्कृपां कुरु मे देव नमामि चरणौ तव ॥१०॥**



હેસ્વામિન્! કયા માર્ગ (ઉપાય) વડે આ જીવાત્મા બ્રહ્મસ્વરૂપ થાય, મ્હને તે માર્ગ કહેવાની આપ કૃપાકરો; હેદેવ ! હું આપના બન્ને ચરણોને નમસ્કાર કરૂં છું.૧૦.

**श्रीमहादेव (ईश्वर) उवाच ।** શ્રીમહેશ્વર બોલ્યાઃ-

**मम रूपाऽसि देवित्वं त्वद्भक्त्यर्थं वदाम्यहम् ।**
**लोकोपकारकः प्रश्नो न केनापि कृतः पुरा ॥**

હેદેવિ ! લોકોનું કલ્યાણ કરનારો આવો પ્રશ્ન પૂર્વે કોઇએ કર્યો નથી. તું મ્હારૂં સ્વરૂપછે, તેથી ત્હારી ભક્તિને લીધે હું ત્હને કહું છું. ૧૧.

પાર્વતીના પ્રશ્નની પ્રશંસા કરી, ઉપદેશના આરંભમાં મંગળાચરણરૂપ પ્રથમ શ્રીગુરૂનું ધ્યાન કહેછેઃ-

**हंसाभ्यां परिवृत्तपत्रकमलैर्दिव्यैर्जगत्कारणै-**
**र्विश्वोत्तीर्णमनेकदेहनिलयं**
**स्वच्छन्दमात्मेच्छया ॥**
**तत्तद्योगतया स्वदेशिकतनुं भावैकदीपाङ्कुरं ।**
**प्रत्यक्षाक्षरविग्रहं गुरुपदं ध्यायेद्द्विबाहुं गुरुम् ॥**

સમષ્ટિ (સર્વ પ્રાણિઓના) સૂક્ષ્મદેહના અભિમાની સૂત્રાત્મારૂપ એક હંસ અને પરમાત્મારૂપ બીજો

હંસ, એ બન્ને હંસો વડે વ્યાપ્ત નેત્રરૂપી પત્રોદ્વારા સુશોભિત મુખકમળવાળા, દિવ્ય-પ્રકાશમય, અને મુમુક્ષુ જનોરૂપી જગત્‌ને મોક્ષ પામવાના કારણ—સાધનરૂપ શરીરવડે વિશ્વનો ઉદ્ધાર કરનાર; તથા વસિષ્ઠ, વ્યાસાદિ અનેક દેહો જેમને નિવાસનાસ્થાનરૂપ છે; અર્થાત્ વસિષ્ઠ વ્યાસ, શ્રીશંકરાચાર્ય, શ્રીમાધવાનંદ વગેરે અનેક દેહોમાં આચાર્યપદથી નિવાસ કરનાર; સાંસારિક સર્વ માયિક પદાર્થોની ઇચ્છાનો અત્યંત પરિત્યાગ કરી કેવળ પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાએ કરીને સ્વતંત્ર વર્ત્તન કરનાર, અર્થાત્ સર્વબંધનોથી નિર્મુક્ત; ભક્તિ જ્ઞાન વૈરાગ્ય અને સ્વાત્માનુસંધાનઆદિ યોગસંપન્ન થવાથી પોતાના ગુરૂ-પરંપરાના ગુરૂપદના શરીરરૂપ, બ્રહ્મભાવરૂપ એક દીપકને ઉદય કરનાર; પ્રત્યક્ષ—સાક્ષાત્ અવિનાશીસ્વરૂપ; અને બેહાથયુક્ત, ગુરૂપદવીવાળા શ્રીગુરૂદેવનું ધ્યાન કરવું. હેદેવી! તું પણ તે ગુરૂનું ધ્યાન કર, અને હું પણ કરૂંછું. ૧૨.

હવે ગુરૂ શબ્દનો અર્થ કહેછેઃ—

'गु'शब्दस्त्वन्धकारोऽस्ति 'रु'शब्दस्तन्निरोधकः।
अन्धकारविरोधित्वाद्गुरुरित्यभिधीयते ॥१३॥

'ગુરૂ' શબ્દનો પ્રથમ 'ગુ' અક્ષર અજ્ઞાનરૂપ



અંધકારનો વાચક (સૂચક) છે, અને બીજો 'રૂ' અક્ષર અજ્ઞાનરૂપ અંધકારનો નાશકરનાર પ્રકાશરૂપ છે; એટલે અજ્ઞાનરૂપ અંધકારનો વિરોધી હોવાથી 'ગુરૂ' એ પ્રકારનું નામ કહેવાય છે. (આ શ્લોકમાં ભક્તોના હૃદયમાં જ્ઞાનરૂપીપ્રકાશ ઉદય કરી અજ્ઞાનરૂપઅંધકાર નાશ કરે તેનેજ ગુરૂ કહેલાછે; માટે તેવા યોગ્ય ગુરૂ પાસેથી ગુરૂદીક્ષા લેવી. બીજા જેવા તેવા ગુરૂ પાસેથી ગુરૂમંત્ર લેવો નહીં. ૧૩.

**यदङ्घ्रिकमलद्वन्द्वं द्वन्द्वतापनिवारकम् ।**
**तारकं भवसिन्धोश्च श्रीगुरुं प्रणमाम्यहम् ॥१४॥**

જેમનાં બન્ને ચરણ કમળો રાગદ્વેષ; માન અપમાન, શત્રુમિત્ર, પ્રિયઅપ્રિય, હર્ષશોક, જન્મમરણ અને સુખદુઃખાદિ સર્વદ્વન્દ્વતાપોનાં વિનાશક; અને સંસારસમુદ્રથી તારનાર છે; તે શ્રીસદ્ગુરૂ દેવને હું પ્રણામ કરૂં છું. ૧૪.

હવે પૂછેલા પ્રશ્નની ગહનતા જણાવી પાર્વતી દેવીને શ્રવણ કરવાને અર્થે સન્મુખ કરે છેઃ—

**लोकोपकारकः प्रश्नो न केनापिकृतः पुरा ।**
**दुर्लभस्त्रिषु लोकेषु तच्छृणुष्व यथा तथा ॥१५॥**

લોકોને ઉપકાર કરનારો આવો પ્રશ્ન પહેલાં કોઇએ પણ કર્યો નથી; કેમકે સ્વર્ગ મૃત્યુ અને પાતાળાદિ ત્રણે લોકમાં આ વિષય અતિ દુર્લભ છે, માટે જે પ્રમાણે હું કહું તે પ્રમાણે તું બરાબર સાવધાન થઈ તેને શ્રવણ કર. ૧૫.

હવે શ્રીગુરૂની મહત્તા દેખાડી આવશ્યકતા જણાવે છેઃ—

**किञ्चिद्गुरुं विना नान्यत्सत्यं सत्यं वरानने ।**
**मंत्रयंत्रादि विद्यानां स्मृतिरुच्चाटनादिकम् ॥ १६ ॥**
**शैवशाक्त्यागमादीनि सन्ति बहुमतानि च ।**
**अपभ्रंशेत्सग्स्तानां जीवानां भ्रान्तचेतसम् ॥**

હે સુંદર મુખવાલી દેવિ ! શ્રીગુરૂ પરમાત્માવિના અન્ય કાંઈપણ નથી; આ મ્હારો ઉપદેશ સત્ય છે, સત્ય છે; (કેમકે શ્રીગુરૂ સાક્ષાત્ પરંબ્રહ્મરૂપ છે એમ "**आचार्यं मां विजानीयात्**" । આચાર્ય જે ગુરૂ તેમને મ્હારૂં સ્વરૂપ જાણો. "**ज्ञानी त्वात्मैव मेमतम्** ।" જ્ઞાની તો સાક્ષાત્ મ્હારૂંજ સ્વરૂપ છે, એવો મ્હારો સિદ્ધાંત છે. ઇત્યાદિ વાકયોથી શ્રી ભગવાન્

કૃષ્ણ પરમાત્મા શ્રીગુરૂને બ્રહ્મસ્વરૂપજ વર્ણવે છે. માટે શ્રી ગુરૂ પરમાત્મા વિના અન્ય કાંઈપણ પ્રાપ્ત કરવાને યોગ્ય નથી.)

મંત્ર યંત્ર વગેરે વિદ્યાઓનું જ્ઞાન, તથા મારણ મોહન સ્તંભન ઉચ્ચાટન વશીકરણાદિ જ્ઞાન, શિવ શક્તિનાં આગમો—શાસ્ત્રો, તેમજ પાશુપત તંત્ર; વામ-તંત્ર, તથા નાસ્તિક માધ્યમિક, યોગાચાર, સૌત્રાંતિક, વૈભાષિક ચાર્વાક, કાપાલિક, અને જૈન બૌધ દિગંબરાદિક અનેકમતો છે, તે સર્વે ભ્રમિતચિત્તવાળા સઘળા જીવોને મોક્ષમાર્ગથી ભ્રષ્ટ કરે છે. ૧૬–૧૭.

**वेदशास्त्रपुराणानि कृतानि गुरुकाम्यया ।**
**स्वयं लोके गुरुः साक्षाज्जायते चैवतत्त्ववित् १८**

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વ વેદ એ ચાર વેદ; તથા આયુર્વેદ, ધનુર્વેદ, ગંધર્વવેદ અને અર્થ શાસ્ત્રાદિ ઉપવેદ; તેમ શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ વેદનાં અંગ; તથા સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, પૂર્વમીમાંસા, અને ઉત્તર મીમાંસા એ ષટ્શાસ્ત્ર; તથા બ્રહ્મપુરાણ, પદ્મ, વિષ્ણુ, શિવ; લિંગ, ગરૂડ, નારદીય, ભાગવત, અગ્નિ, સ્કંદ, ભવિષ્ય,

બ્રહ્મવૈવર્ત્ત, માર્કંડેય, વામન, વરાહ, મત્સ્ય, કૂર્મ અને બ્રહ્માંડ એ અઢાર મુખ્ય પુરાણો; અને આદિત્ય પુરાણ, કલ્કિ પુરાણ, નંદિકેશ્વર પુરાણાદિ ઉપપુરાણો; એ સર્વ શ્રીગુરૂની કામનાએ કરેલાં છે; કેમકે આત્મતત્ત્વને જાણનાર મહાપુરૂષજ સંસારમાં સ્વયંસાક્ષાત્ ગુરૂ થાય છે.

વેદશાસ્ત્રાદિકમાં શ્રીગુરૂનાં લક્ષણો તેમની મહત્તા અને આવશ્યકતા નિરૂપણ કરેલીછે; તે સાંભળવાથી મુમુક્ષુ પુરૂષને બ્રહ્મવેત્તા શ્રીગુરૂ પ્રાપ્ત કરવાની ઇચ્છા થાયછે, તથા તે શ્રીગુરૂદેવની કૃપાથી સચ્ચિદાનંદ સ્વયં-જ્યોતિ પરમાત્માનો અપરોક્ષ સાક્ષાત્કાર કરવાની પૂર્ણ ઉત્કંઠા ઉદય થાય છે, અને તેઓશ્રીના સદુપદેશથી સચ્ચિદાનંદ પરમાત્માનો સાક્ષાત અનુભુવપણ થાય છે; માટે સચ્ચિદાનન્દ કૈવલ્યબ્રહ્મની પ્રાપ્તિ કરાવવામાં તો તત્ત્વવેત્તા શ્રીસદ્‌ગુરૂજ સમર્થ છે, બીજા કોઈ સમર્થ નથી, એ નિર્વિવાદછે. કદાચ શંકા થાય કેઃ—ત્યારે સર્વે જીવો શ્રીગુરૂ ભક્તિ કેમ નથી કરતા ? તો તેના પ્રત્યુત્તરમાં કહેછેઃ- ૧૮.

**यज्ञो दानं तपस्तीर्थं व्रतं धर्मपरं च यत् ।**
**गुरुतत्त्वमविज्ञाय मूढास्तेऽन्यपरा जनाः॥१९॥**



મૂઢ લોકો શ્રીગુરૂ તત્ત્વને નહિં જાણીને, અજ્ઞાન બુદ્ધિથી યજ્ઞ, દાન, તપ, તીર્થ, વ્રત ધર્માદિક, અને જે બીજું યત્કિંચિત્ કરવું તેજ મોક્ષનું સાધન છે એમ સમજી તેઓ યજ્ઞાદિ અન્ય ધર્મપરાયણ થયેલાછે; જેથી તેઓ શ્રીગુરૂભક્તિને કરતા નથી, અને વારંવાર સંસાર ચક્રમાં ભટકે છે. ૧૯.

**गुरुबुद्ध्यात्मनो नान्यत्सत्यं सत्यं वरानने ।**
**मोक्षार्थंहि प्रयत्नेनकर्त्तव्यं च मनीषिभिः॥२०॥**

હે સુન્દર મુખારવિન્દવાલી હે દેવિ ! આત્માના શ્રેયને માટે શ્રીગુરૂજ્ઞાનથી અન્ય કંઈપણ શ્રેષ્ઠ નથી એ નિઃસંદેહ સત્યછે સત્યછે, માટે બુદ્ધીમાન્ પુરૂષોએ અવશ્યમેવ મોક્ષની પ્રાપ્તિને અર્થે શ્રીગુરૂજ્ઞાન અતિ પ્રયત્નથી સંપાદન કરવા યોગ્યછે. ૨૦.

**गूढविद्या च सर्वेषां देहिनां ज्ञान संभवः ।**
**उदयः स्वप्रकाशेन गुरुशब्देन कथ्यते॥२१॥**

દેહધારી સર્વ જીવોને આત્મજ્ઞાનનો ઉદય અને બ્રહ્મવિદ્યા પ્રાપ્તવ્ય છે; પરંતુ તેનો ઉદય સ્વયંપ્રકાશ શ્રી ગુરૂના શબ્દ દ્વારા કહેવાય છે; અર્થાત શ્રીસદ્ગુરૂ દ્વારા બ્રહ્મવિદ્યા અને આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે- ૨૧.



હવે શ્રીગુરૂચરણના સેવનનું ફળ જણાવે છેઃ-

**देही ब्रह्म भवेद्यस्मात्तत्कृपार्थं वदाम्यहम्।**
**सर्वपापवि॰ ॰क्ताऽऽत्मा श्रीगुरोः पादसेवनात्॥**

(પૂર્વોક્ત શ્લોક ૧૪માં પ્રતિપાદન કરેલા ગુરૂ, કે જેમનાં બન્ને ચરણકમલો રાગદ્વેષ, માનાપમાન, શત્રુમિત્ર પ્રિયાપ્રિય, હર્ષશોક, જન્મમરણ અને સુખદુઃખાદિ સર્વ દ્વન્દ્વ તાપોનાં વિનાશક અને સંસારસમુદ્રથી તારનારછે તે) શ્રીસદ્ગુરૂ પરમાત્માના ચરણકમલની સેવાથી સર્વ પાપોથી નિર્મુક્ત થયેલો શુદ્ધ અંતઃકરણવાળો જીવાત્મા જે જ્ઞાનદ્વારા બ્રહ્મસ્વરૂપ થાય છે; તે જ્ઞાન ત્હારા ઉપર કૃપા કરીને હું ત્હને કહુંછું. ૨૨.

હવે શ્રીગુરૂચરણામૃતનું ફળ વર્ણવે છેઃ-

**सर्वतीर्थावगा॰स्य प्राप्नोति स फलं नरः।**
**गु॰॰॰॰॰॰॰ पीत्वा शेषं शिरसि धारयेत्॥२३॥**

શ્રીગુરૂના ચરણોદકનું પાન કરીને અવશેષ રહેલું જળ મસ્તકપર ધારણ કરે, તો તે મનુષ્ય સર્વતીર્થોમાં સ્નાન કર્યાનાં ફળને પામેછે. ૨૩.

**शोषणं पाप पङ्कस्य दीपनं ज्ञानतेजसां।**

**गुरोः पादोदकं सम्यक्संसारार्णवतारकम् ॥२४॥**

શ્રીગુરૂનું ચરણોદક, ભક્તોના પાપરૂપ કીચડ (ગારા) ને સૂકાવનાર, જ્ઞાનરૂપી તેજને પ્રદીપ્ત કરનાર, અને સારીરીતે સંસારરૂપ સમુદ્રથી તારનાર—પાર કરનાર છે. ૨૪.

**अज्ञानार्त्तिहरं चैव जन्मकर्मनिवारणम् ।**
**ज्ञानविज्ञानसिद्ध्यर्थं गुरोः पादोदकं पिबेत् ॥**

અજ્ઞાનરૂપી દુઃખને હરનાર, અને અનેક જન્મનાં કર્મને નાશ કરનાર, અથવા નૂતન—નવીન જન્મનાં ઉત્પાદક સંચિત આગામી કર્મને નિવારણ કરનાર શ્રીસદ્‌ગુરૂદેવના ચરણામૃતનું જ્ઞાનવિજ્ઞાનની સિદ્ધિને અર્થે પાન કરવું. ૨૫.

**गुरोः पादोदकंपानं गुरोरुच्छिष्टभोजनम् ।**
**गुरुमूर्त्तेः सदा ध्यानं गुरुनाम सदा जपेत् ॥**

શ્રીગુરૂના ચરણોદકનું પાન, શ્રીગુરૂના ઉચ્છિષ્ટ પ્રસાદનું ભોજન અને શ્રી સદ્‌ગુરૂદેવની મૂર્ત્તિનું ધ્યાન નિરંતર કરવું. (ગુરૂમૂર્ત્તિના ધ્યાનના સંબંધમાં શ્લોક છપ્પનની ટીકા જુઓ); તથા શ્રીગુરૂ સ્તોત્રનો સદા પાઠ

કરવો. (કોઇ પુસ્તકમાં "**गुरोः पादोदकं पीत्वा**" એવો પણ પાઠ છે.)

"***गुरुस्त्रितापतप्तानां जीवानां रक्षिता क्षितौ । सच्चिदानन्दरूपं हि गुरुर्ब्रह्म न संशयः ॥ गुरौ मानुषबुद्धिं तु मंत्रे चाक्षरभावनाम् । प्रतिमासु शिलाबुद्धिं कुर्वाणो नरकं व्रजेत् ॥**"

અધ્યાત્માદિ ત્રિતાપદ્વારા તપેલા જીવોને પૃથ્વીમાં રક્ષા કરનાર શ્રી ગુરૂજછે. શ્રીગુરૂ સચ્ચિદાનંદ પરબ્રહ્મ સ્વરૂપ છે, એમાં સંદેહ નથી. તેજ કારણથી શ્રીગુરૂદેવમાં મનુષ્યબુદ્ધિ કરનારા, શ્રીગુરૂમંત્રમાં અક્ષર ભાવના કરનારા, અને શ્રીગુરૂની મૂર્ત્તિમાં શિલા—પથ્થર બુદ્ધિ કરનારા નરકમાં પડે છે. એમ શ્રી મહાદેવ અને વ્યાસ નારાયણે પણ કહેલું છે.

'**ब्रह्मविद्ब्रह्मैव भवति**'। બ્રહ્મવેત્તા બ્રહ્મસ્વરૂપજ છે.

"**गुरुः साक्षादादि नारायणः पुरुषः ।**"

---

* શ્રીભારતધર્મ મહામંડલપ્રધાનકાર્યાલય તરફથી શ્રીવિશ્વનાથઅન્નપૂર્ણાદાનભંડારદ્વારા પ્રકાશિત શ્રીગુરૂગીતાની દ્વિતીયાવૃત્તિનો શ્લોક ૨૫–૨૮છે.

શ્રીગુરૂ સાક્ષાત્ આદિનારાયણ પુરૂષ છે. (**त्रिपादविभूति महानारायणोपनिषत्०**)

"**आचार्यमां विजानीयान्नावमन्येत कर्हिचित् । न मर्त्यबुद्धया सूयेत सर्व देवमयो गुरुः ॥ ( श्री भागवत स्कं० ११ )** આચાર્યને મ્હારૂં સ્વરૂપ જાણો. શ્રીગુરૂ મનુષ્ય છે એવી બુદ્ધિથી મનુષ્ય ગણીને કોઈ દિવસ પણ તેમનું અપમાન કરવું નહિં; તથા તેમના ગુણોમાં દોષોનો આરોપ કરવો નહીં. કારણકે શ્રીગુરૂ સર્વદેવ સ્વરૂપ છે.

"**आचार्यो ब्रह्मणो मूर्त्तिः**" ॥ "**गुरु राहवनीयस्तु ॥**" શ્રીગુરૂ બ્રહ્માની મૂર્ત્તિ છે. શ્રીગુરૂ આહવનીય અગ્નિ કહેવાય છે. વળી એજ પ્રસંગમાં શ્રીગુરૂને **स्वः** (સ્વર્ગ) રૂપ, સંન્યાસરૂપ, અને સામવેદ રૂપ કહ્યા છે. (**मनु० अ० २**)

'**ब्रह्मिष्ठः परमो हंसः साक्षान्नारायणः स्मृतः ।**' (**हारीत०**) બ્રહ્મનિષ્ઠ પરમહંસ મહાત્મા સાક્ષાત્ નારાયણ સ્વરૂપ છે.

'**यतिर्यस्य गृहे भुङ्क्ते तस्य गृहे स्वयं हरिः । हरिर्यस्य गृहे भुङ्क्ते तस्य भुङ्क्ते जगत्त्रयम् ॥**'

(**क्रतु०**) જેના ઘરમાં સંન્યાસી પરમહંસ મહાત્મા ભોજન કરે છે; તેના ઘરમાં સાક્ષાત્ હરિ (વિષ્ણુ) ભોજન કરે છે; અને જેના ગૃહમાં વિષ્ણુ ભોજન કરે છે, તેના ઘરમાં ત્રણ લોક ભોજન કરે છે. અર્થાત્ એક યતિ-મહાત્માને ભોજન કરાવ્યાથી ત્રિલોકી જગત્ સહિત સ્વયં વિષ્ણુ ભગવાને ભોજન કર્યા સમાન ફળ મળે છે.

**'यस्यानुभवपर्यन्ता तत्त्वे बुद्धिः प्रवर्त्तते ।**
**तद्दृष्टिगोचराः सर्वे मुच्यन्ते सर्वपातकैः ॥**

જેમની આત્મસાક્ષાત્કારપર્યન્ત સ્થિત થયેલી બુદ્ધિ પરંતત્વને વિષે પ્રવર્ત્તેલી છે. અર્થાત્ જેમને બ્રહ્માત્મૈ-ક્યનું સ્વાનુભવપૂર્વક જ્ઞાન થયું છે; જે બ્રહ્મનિષ્ઠ છે; તે બ્રહ્મનિષ્ઠ જીવન્મુક્ત મહાત્મા પુરૂષની દૃષ્ટિએ પડેલા સઘળા જીવો સર્વપાપાદિકથી મુક્ત થાય છે.

**"परमाद्वैतविज्ञानं कृपयैव ददातियः ।**
**सोऽयंगुरुगुरुः साक्षाच्छिव एव न संशयः ॥"**

(**ब्रह्मगीता०**) પરં અદ્વૈત સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરમાત્માનું વિજ્ઞાન, કેવળ કૃપાવડેજ શિષ્યોને જે ઉપદેશ કરે છે; તે આ શ્રી ગુરૂઓના પણ ગુરૂ સાક્ષાત સદાશિવસ્વરૂપ છે, એમાં સંદેહ નથી જ.



ઉપરનાં સર્વ શ્રુતિસ્મૃતિ વાકયો શ્રીગુરૂદેવને સાક્ષાત્ બ્રહ્માવિષ્ણુ અને શિવ સ્વરૂપ તથા પરંબ્રહ્મ-નારાયણસ્વરૂપ વર્ણવે છે, તેમ તેમનો અગાધ મહિમા પણ સૂચવે છે; માટે શ્રીસદ્ગુરૂદેવવિષે નિરંતર પરમાત્મબુદ્ધિ કરવી. કદાપિ પણ મનુષ્ય બુદ્ધિ કરવી નહિં. ઉપર પ્રમાણે શ્રીગુરૂ સાક્ષાત્ સગુણ નિર્ગુણ પરમાત્માસ્વરૂપ હોવાથી તેમનો ઈશ્વર બુદ્ધિથી પ્રસાદ લેવામાં પણ લેશમાત્ર દોષ નથી, એ વાત નિર્વિવાદ છે.

શ્રી શિવપુરાણમાં કહ્યું છે કેઃ—

"**गुरुपूजैव पूजा स्याच्छिवस्य परमात्मनः। गुरुशेषं तु यत्सर्वमात्मशुद्धिकरं भवेत् ॥ गुरोः शेषं शिवोच्छिष्टं जलमन्नादि निर्मितं । शिष्याणां शिवभक्तानां ग्राह्यं भोज्यं भवेद् द्विजाः ॥**" શ્રી ગુરૂની પૂજા કરવી એજ શ્રીસદાશિવ પરમાત્માની પૂજાછે. શ્રીગુરૂનું અવશેષ જળ અન્નાદિ સર્વ અંતઃકરણની શુદ્ધિ કરનારૂં છે. હે દ્વિજો! શ્રીગુરૂનું અન્ન જળાદિ નિર્મિત અવશેષ શ્રીગુરૂ ભકતોને ગ્રહણ કરવાને તથા ભક્ષણ કરવાને યોગ્ય છે; તેમજ અન્નજળાદિ નિર્મિત શ્રીસદાશિવનો ઉચ્છિષ્ટપ્રસાદ શિવભકતોને

ગ્રહણ કરવાને અને ભક્ષણ કરવાને યોગ્ય છે.

મહત્પુરૂષોના પ્રસાદનું ફળ શ્રીનારદ મુનિએ કહ્યું છે કે:—

"**उच्छिष्टलेपाननुमोदितो द्विजैः सकृत्स्म भुंजे तदपास्त किल्बिषः। एवं प्रवृत्तस्य विशुद्धचेतसस्तद्धर्म एवात्म रुचिः प्रजायते॥ भागवत स्कन्द १ श्लोक २५ ॥**" અહીં પ્રસંગ એવો છે કે:–નારદમુનિ શ્રીવ્યાસજી પ્રત્યે કહે છે કે: હે મુનિવર! હું પૂર્વજન્મમાં વેદવાદિઓની કોઈ એક કામ કરનારી ચાકરડી–દાસીનો પુત્ર હતો. મ્હને મારી માતાએ ચાતુર્માસમાં એકજ સ્થલે રહેવાને ઇચ્છતા એવા યોગેશ્વરોની સેવામાં રાખ્યો હતો. યદ્યપિ તે મુનીશ્વરો સમદર્શી–નિરપેક્ષ અને તીવ્રતર વૈરાગ્યવાળા હતા, તથાપિ બાળચેષ્ટા રહિત, જિતેન્દ્રિય, સાનુકૂળ વર્ત્તન વાળો, સેવા કરવામાં તત્પર અને સ્વલ્પ ભાષણ કરનાર એવો જે હું; તે મ્હારા ઉપર તેઓ અતિશય કૃપા કરતા હતા. તે બ્રહ્મવેત્તા મહાત્માઓની આજ્ઞાથી પાત્રોમાં ચોંટી રહેલા તેમના ઉચ્છિષ્ટ અન્નને હું જમતો હતો; તેથી જેનાં સમસ્ત પાપો નષ્ટ થઈ ગયાં છે એવો

અને એવી રીતે નિરંતર સેવા કરતાં શુદ્ધ અંતઃકરણ વાળો થયેલો જે હું, તેની (મ્હારી) તેઓશ્રીના ધર્મમાં અટલે ઈશ્વર ભજનમાં રૂચિ થઇ. પશ્ચાત્ તે મહાનુભાવ યોગેશ્વરોના અનુગ્રહથી શ્રદ્ધાભક્તિ પૂર્વક ભગવત્કથા શ્રવણ કરવા લાગ્યો; જેથી પરમેશ્વરમાં અત્યંત રૂચિ થઈ. તે સમયે શ્રી ભગવાનમાં અનન્ય ભાવવાળી દૃઢ બુદ્ધિ થવાથી આ નામરૂપાત્મક દૃશ્યમાન્ પ્રપંચ થકી ભિન્ન પરંબ્રહ્મ પરમાત્મ સ્વરૂપ હું છું એવું મ્હને આત્મજ્ઞાન થયું. ઇતિ.

શકે ૧૮૨૭માં પુના જગદ્ધિતેચ્છુ પ્રેસમાં છપાયલી શ્રીગુરૂગીતા—ચોથી આવૃત્તિના શ્લોક ૧૨૮માં કહ્યું છે કેઃ—"**नोच्छिष्टं कस्यचिद्देयं गुरुराज्ञां न च त्यजेत्। कृत्स्नमुच्छिष्टमादाय नित्यमेव व्रजेद्बहिः ॥**" શિષ્યે શ્રી સદ્ગુરૂનું ઉચ્છિષ્ટ કોઇને પણ આપવું નહીં. શ્રીગુરૂની આજ્ઞાનો પરિત્યાગ કરવો નહિં. નિત્યપ્રતિ શ્રીસદ્ગુરૂદેવનું સમગ્ર ઉચ્છિષ્ટ પોતેજ ભોજન કરીને બહાર ગમન કરવું.

**यस्य साक्षाद्भगवति ज्ञानदीपप्रदे गुरौ ।**
**मर्त्या[illegible]ः श्रुतं तस्य सर्वं कुञ्जरशौचव[illegible] ॥**

( **भागवते०** ) તત્ત્વમસિ આદિ મહાવાક્યો દ્વારા આત્મજ્ઞાન રૂપ દીપકને પ્રગટ કરનારા સાક્ષાત્ ભગવાન્ શ્રીસદ્‌ગુરૂ દેવ વિષે જે મનુષ્યની " ગુરૂ મનુષ્ય છે " એ પ્રકારની દુષ્ટ બુદ્ધિ થાય છે; તે મનુષ્યનું વેદશાસ્ત્રાદિકનું શ્રવણ કરેલું સર્વ હાથીના સ્નાન જેવું નિષ્ફળ થાય છે. માટે બુદ્ધિમાન્ મનુષ્યે પ્રાણાન્તે પણ શ્રીસદ્‌ગુરૂદેવ વિષે કદાપિ પણ મનુષ્ય બુદ્ધિ કરવી નહિં.

આ પ્રમાણે અનેક શ્રુતિ સ્મૃતિ વાક્યો શ્રીસદ્‌ગુરૂદેવમાં સાક્ષાત્ સચ્ચિદાનંદ પરમાત્મ બુદ્ધિ કરવાનું વર્ણવે છે. તો પછી જેમાં શ્રદ્ધાભક્તિ પૂર્વક પરમાત્મભાવ થયેલો છે, એવા સચ્ચિદાનંદ પરમેશ્વર સ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવનો પ્રસાદ લેવામાં યત્કિંચિત્પણ દોષ નથી.

પરમપૂજનીય જે સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રી ગુરૂદેવના કૃપા પ્રસાદ રૂપ ઉપદેશ–જ્ઞાનથી શિષ્ય આત્મશ્રેયઃ પ્રાપ્ત કરે છે; તેજ શ્રી સદ્‌ગુરૂ દેવનો દ્રોહ અપમાન કરનાર ગુરૂદ્રોહી કૃતઘ્નિ જીવોને વાસ્તે બ્રાહ્મપુરાણમાં કહ્યું છે કેઃ—

**"[illegible] गुरोर्वाक्यं सर्वथा परमादरात् ।**
**यः शिष्यैस्तु सदाऽऽराध्या गुरवो ह्यवमानिताः**

पुत्रमित्रकलत्रादिसम्पद्भ्यः प्रच्यवन्ति ते ॥ ब्राह्मे० ॥ શિષ્યોએ શ્રીગુરૂની આજ્ઞારૂપ વાકય સર્વદાકાલ પરમ આદરથી પાલન કરવા યોગ્ય છે. જે શિષ્યોએ નિરંતર આરાધન-પૂજન-ધ્યાન કરવા યોગ્ય ગુરૂઓનું અપમાન કર્યું છે, તેઓ પુત્ર મિત્ર સ્ત્રી ધન વિદ્યાદિ સર્વ સંપદાથી નીચે પડે છે; અર્થાત્ તેઓની સર્વ સંપત્તિ નાશ પામે છે. વળી મનુભગવાન તેવા જીવોને વાસ્તે "**कीटो भवति मत्सरी**" । **मनु० अ० २** ॥ આ વચનથી ગુરૂનો ઉત્કર્ષ નહી સહન કરનાર-ગુરૂની ઇર્ષા-અદેખાઇ કરનાર મોટા કીડા થાય છે. એમ કહેલું છે. માટે બુદ્ધિમાન શિષ્યે કદાપિ પણ શ્રીગુરૂનું અપમાન થાય એવું કાર્ય ન કરવું. ૨૬.

હવે સર્વતીર્થોની સાથે શ્રીગુરૂની સમાનતા નિરૂપણ કરે છેઃ—

**काशीक्षेत्रंनिवासोऽसौ जाह्नवी चरणादकम् ।**
**गुरुर्विश्वेश्वरः साक्षात्तारकं ब्रह्मनिश्चितम् ॥ २७ ॥**
**शिरःपादाङ्कितं कृत्वा गयाऽसावक्षयो वटः ।**
**तीर्थराजः प्रयागोऽसौ गुरुमूर्त्ते नमोऽस्तु ते ॥ २८ ॥**



શ્રીગુરૂદેવનું નિવાસસ્થાન તેજ આ કાશીક્ષેત્ર છે, શ્રીગુરૂદેવનું ચરણોદક તે જાહ્નવી ગંગાજી છે, શ્રી ગુરૂદેવ સ્વયં વિશ્વનાથ છે; તથા બ્રહ્મવેત્તા શ્રીગુરૂએ મંત્ર આપી બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરી જે કૈવલ્ય બ્રહ્મનો સાક્ષાત્કાર નિશ્ચય કરાવ્યો, તેજ બ્રહ્મદર્શન સંસાર સમુદ્રમાંથી ઉદ્ધાર કરનાર તારક મંત્ર છે. ૨૭

શ્રીગુરૂનાં ચરણકમલોને ચંદન પુષ્પાદિ ચઢાવીને મસ્તકપર ધારણ કરવાથી ગયાજી અને પ્રયાગરાજમાં રહેલા અક્ષયવડની યાત્રાનું ફળ થાય છે; આ શ્રીગુરૂ પદ તીર્થરાજ પ્રયાગ ક્ષેત્ર રૂપ છે; તેથી હે ગુરૂમૂર્ત્તિ ! આપને મ્હારો નમસ્કાર છે. (કોઇ પ્રતમાં **गुरु मूर्त्यै नमो नमः ॥** આવો પણ પાઠ છે.) ૨૮

શાસ્ત્રોના વચનોનું રહસ્ય નહિ જાણનાર કોઈ કહેશે કેઃ—કાશી આદિ પુણ્યક્ષેત્રોમાં વા ગંગા આદિ તીર્થોમાં જવાથી શું ફળ છે? તેના પ્રત્યુત્તરમાં શ્રીમહાદેવજીએ પાર્વતીજીને ઉપદેશ કરેલા ઉપરના શ્લોક ૨૭–૨૮નો અતિસૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવા યોગ્ય છે. જુઓઃ—"**काशीक्षेत्रं निवासोऽसौ**' । આ વાક્ય શ્રી કાશીક્ષેત્રમાં નિવાસ કરવાથી મુક્તિરૂપી જે

ફળ સંપાદન કરાય છે, તેજ ફળ શ્રીગુરૂના નિવાસ સ્થાનમાં સંપાદન કરી શકાય છે; એમ સ્પષ્ટ કહે છે. જેમ કોઈ કહે કેઃ—સક્કરટેટીનું ફળ સાકર સમાન મિષ્ટ છે, તો તેથી જ્ઞાત થશે કેઃ—સાકરમાં જેટલી મિઠાશ છે તેટલીજ મિઠાશ સક્કરટેટીના ફળમાં છે; તો બન્નેની મિઠાશ સમાન છે. વળી કોઈ કહેશે કેઃ—દેવદત્તનો મ્હોટો પુત્ર રાજા જેવો છે; તો તેથી જ્ઞાત થશે કેઃ—શૂરવીરપણું, દાનદેવાપણું, પરાક્રમતા, તેજસ્વીપણું, તથા શરીરની દિવ્યકાંતિ આદિ રાજાના ગુણો દેવદત્તના મ્હોટા પુત્રમાં છે; એમ સમજવામાં આવશે; અર્થાત્ રાજાના જેવાંજ ઉત્કૃષ્ટ કાર્યો તે પુત્ર કરે છે; તો બન્ને જણના ગુણોની સાદશતા છે. તેમજ કાશી આદિ ક્ષેત્રમાં નિવાસ કરવાથી જે મુક્તિરૂપ અવિચળફળ મળે છે, તેજ ફળ શ્રીગુરૂનિવાસ સ્થાનમાં મેળવાય છે. આમ બન્નેની સાદશ્યતા આ શ્લોકમાં બતલાવી છે. શ્રી ગંગાજીનું જળ સ્નાન પાનાદિકથી શ્રદ્ધાવાન્ મનુષ્યના બાહ્યાભ્યંતરના પાપાદિક મળોને નાશ કરે છે, અને તેથીજ તેની સાદૃશ્યતારૂપ ઉપમા શ્રીગુરૂચરણોદકને **'जाह्नवी चरणोदकं'** । આ વચનથી આપેલી છે; માટે શ્રીગંગાદિક તીર્થો પણ જ્ઞાનનાં



પ્રતિબંધક પાપાદિકને નિવર્ત્ત કરવામાં સાધનરૂપ છે એ નિઃસંદેહ છે.

વળી શ્લોક ૨૮ માં પણ કહેલું છે કે:—ચંદનાદિકથી પૂજન કરેલાં શ્રીગુરૂનાં ચરણ કમલને શિષ્ય પોતાના મસ્તકપર ધારણ કરે તો તેને ગયાજી તથા અક્ષય વડની યાત્રાનું ફળ મળે છે; તથા શ્રીગુરૂપદ સાક્ષાત્ તીર્થરાજ પ્રયાગક્ષેત્ર છે; તો તેથી પણ નિર્વિવાદ નિર્ણય થઇ શકે છે કે:—અક્ષયવડ, ગયાજી, પ્રયાગરાજ વગેરે પુણ્યક્ષેત્રોનું જે ફળ છે તે ફળ શ્રીગુરૂપાદારવિંદ સેવવાથી મેળવી શકાય છે; તેથી પ્રયાગાદિ તીર્થોની સાથે શ્રીગુરૂપાદની સાદૃશ્યતા સ્પષ્ટ જ છે. ઉપરના બન્ને શ્લોકોમાં તીર્થાદિકનું કોઇ પણ પ્રકારે ખંડન કરેલું નથી; માત્ર તીર્થાદિકના ફળની સાથે શ્રીગુરૂ ભક્તિના ફળની સમાનતા બતાવી છે. ૨૭–૨૮.

હવે અન્ય સર્વ ભાવનાઓનો પરિત્યાગ કરી કેવળ શ્રીગુરૂભક્તિની આવશ્યકતા બતાવે છે:—

**गुरुमूर्त्तिं स्मरेन्नित्यं गुरोर्नाम सदा जपेत्।**
**गुरोराज्ञां प्रकुर्वीत गुरोरन्यं न भावयेत्॥२९॥**



હે દેવિ! શ્રીસદ્‌ગુરૂમૂર્ત્તિનું નિરંતર સ્મરણ કરવું, અને શ્રી સદ્‌ગુરૂના નામનો સદા જપ કરવો, અર્થાત્ ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં, ન્હાતાં ધોતાં, ચાલતાં ભાગતાં, છીંક બગાસુ ખાતાં પણ નિરંતર શ્રીગુરૂદેવનુંજ નામ સ્મરણ કરવું. શ્રીગુરૂસ્વામીની આજ્ઞાનું ઉત્તમ પ્રકારે પાલન કરવું, અર્થાત્ શ્રીગુરૂની આજ્ઞા પાલન કરવામાં કોઈપણ પ્રકારથી કુતર્ક કરી વિલંબ કરવો નહિં; તથા શ્રીગુરૂદેવથી અન્ય કોઈની ભાવના–ચિંતન કરવું નહિં; સદાકાલ શ્રીગુરૂ પરમાત્માનુંજ નામ સ્મરણ ધ્યાન ચિંતન કરવું, અને સર્વ ફળના પ્રદાતા શ્રીસદ્‌ગુરૂ નાથજ છે એમ દૃઢ નિશ્ચય રાખવો. ૨૯.

**गुरुवक्त्रे स्थितं ब्रह्म प्राप्यते तत्प्रसादतः ।**
**गुरोर्मूर्त्तेः सदा ध्यानं यथा स्वैरिणी गोपेत ॥**

શ્રીગુરૂના મુખારવિંદમાં–ઉપદેશમાં–બ્રહ્મતત્ત્વ રહેલું છે, તે બ્રહ્મતત્વ શ્રીગુરૂના કૃપા પ્રસાદથીજ પ્રાપ્ત થાય છે. જેમ સ્વચ્છંદથી વર્ત્તનારી વ્યભિચારિણી સ્ત્રી નિત્ય નિરંતર પોતાના પ્રિયતમ–જાર પુરૂષનું ચિંતન કરે છે, તેમ મુમુક્ષુ પુરૂષે શ્રદ્ધા ભક્તિથી નિત્ય નિરંતર શ્રીસદ્‌ગુરૂ પરમાત્માનું ધ્યાન કરવું. અહીં પ્રેમનો

અતિશય ભાવ જણાવવાને અર્થે જાર સ્ત્રીનું દૃષ્ટાંત આપેલું છે; નહિં તો અજાર જે પવિત્રતા સ્ત્રી જેમ પોતાના પ્રાણાધાર પતિનુંજ અહર્નિશ ધ્યાન-ચિંતન કરે છે, પરપુરૂષનું સ્વપ્નમાં પ્રાણાન્તે પણ ચિંતન-સ્મરણ કરતી નથી; તેમ ઉત્તમ શિષ્યે પણ અનન્ય ભાવથી બ્રહ્મવેત્તા શ્રીસદ્‌ગુરૂદેવનુંજ નિરંતર ધ્યાન-સ્મરણ કરવું. ૩૦.

**निजाश्रमं स्वजातिं च स्वकीर्त्तिं पुष्टिवर्धनीम्।**
**एतत्सर्वं परित्यज्य गुरोरन्यं न भावयेत्॥३१॥**

પોતાનો બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્તાદિ આશ્રમ; તથા બ્રાહ્મણત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વાદિ જાતિ; અને શરીરે પહેરેલા જામાની કોશો ત્રુટી જાય એવી પુષ્ટિ વધારનારી લોકોમાં પોતાની કીર્તિ; એ સર્વના ઉત્કૃષ્ટપણાનું અભિમાન, તથા એ સર્વને પ્રાપ્ત કરવાની ઈચ્છાઓ, એ સર્વનો પરિત્યાગ કરીને કેવળ શ્રીસદ્‌ગુરૂદેવનુંજ નિરંતર ચિન્તન કરવું; શ્રીગુરૂદેવથી અન્ય કોઇની ભાવના કરવી નહિ. કારણ કે:-આશ્રમાદિકનું અભિમાન બંધનનું કારણ છે, માટે તેનો તો સર્વથા ત્યાગ કરી, અર્થાત્ અહંતા મમતાનો

પરિત્યાગ કરી, કેવળ એક સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરમાત્મ સ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવનુંજ નિશદિન ચિંતન –ધ્યાન–સ્મરણ કરવું કે જેથી દેહાદિકનું વિસ્મરણ થઇ એક પરમાત્મ સ્વરૂપમાંજ સ્થિત થવાય.

**"यस्याभिमानो मोक्षेऽपि देहेऽपि ममता तथा । न च ज्ञानी न वा योगी केवलं दुःख भागसौ ॥ अष्टावक्र गीता०॥"**

(**केवलं मोक्षापेक्षा संकल्पो बन्धः। निरा० उप०॥** આશ્રુતિ કેવળ મોક્ષની અપેક્ષા રૂપ સંકલ્પ પણ બંધનકારી છે એમ કહે છે, છતાં પણ) જેને મોક્ષમાં અભિમાનછે, અર્થાત્ હું મોક્ષ પામીશ, અથવા હું જીવન્મુક્ત છું, આવું અભિમાન છે, તથા દેહને વિષે મમતા છે, અર્થાત્ દેહ મ્હારો છે, મ્હારો દેહ પ્રભાવ-શાળી છે, પૂજનીય છે; તેમ ઇન્દ્રિયો અને દેહના સંબંધિ પણ મ્હારાં છે આવી મમતા છે, તે મનુષ્ય ન તો જ્ઞાનીછે અને ન તો યોગી છે, એ તો કેવળ દુઃખનેજ ભોગવનારો છે; કેમકે તેનું અભિમાન અને મમતા દૂર થયાંજ નથી.

**"हरो यद्युपदेष्टा ते हरिः कमलजोऽपि वा तथापि न तव स्वास्थ्यं सर्वविस्मरणादृते ॥**

**अष्टा० गी०॥** હે રાજન્ ! જો મહાદેવ વા વિષ્ણુ કે બ્રહ્માદિક ત્હને ઉપદેશ કરનારા હોય, તોપણ સંપૂર્ણ પ્રાકૃત અનિત્ય વસ્તુઓના (જગત અને જગત્ના પદાર્થોના) વિસ્મરણ વિના શાંતિ નથી. તો પછી જીવન્મુક્તિ અને વિદેહમુક્તિના સુખની તો આશાજ ક્યાંથી રાખવી? અથાત્ તે તો કદાપિ મળશેજ નહિં.

"**घृणा लज्जा भयं शंका जुगुप्सा चेति पंचमी ! कुलं शीलं च जाति श्चेत्यष्टौ पाशाः प्रकीर्त्तिताः॥ पाशबद्धः स्मृतो जीवः पाशमुक्तः सदाशिवः॥**" વિવેક રહિત દયા, વિવેક શૂન્ય લજ્જા વિવેકહીન ભય, દુરાગ્રહી શંકા, અને પાંચમી શાસ્ત્રનિષિદ્ધ નિંદા, કુલનું અભિમાન, શીલનું અભિમાન, અને બ્રાહ્મણત્વાદિ જાતિનું અભિમાન, એ આઠ પાશો કહેલા છે. આ આઠ પાશોથી બંધાયલો જીવ કહેવાય છે, અને આઠ પાશોથી મુક્ત થયેલો સદાશિવ સ્વરૂપ છે.

"**लोकवासनया जन्तोःशास्त्र वासनयाऽपि च । देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥ विवेक चूडामणि०॥** લોકો મ્હને પૂજે, લોકો મ્હને માને, લોકોમાં મ્હારી પ્રતિષ્ઠા વધે, લોકોમાં હું અગ્રગણ્ય કહેવાઉં, લોકો મ્હારી સ્તુતિ કરે; એવી અનેક પ્રકારની

લોક વાસનાએ કરીને; તથા આટલાં શાસ્ત્રોનું મેં અધ્યયન કર્યું છે, અમુક અમુક શાસ્ત્ર મ્હારે હવે ભણવાં છે, હું સર્વ શાસ્ત્રનો જાણનારો થાઉં, એવી અનેક પ્રકારની શાસ્ત્ર વાસનાઓ વડે; અને મ્હારો દેહ ઘણો સુંદર છે, એ શરીરને સુશોભિત કરવા નાના પ્રકારનાં તેલ ફુલેલ અત્તર અને સુગંધી પુષ્પ માલાઓ હું ધારણ કરૂં છું, મ્હારો દેહ ઉત્તમ બ્રાહ્મણનો હોવાથી પૂજનીય છે, એને શણગારવાને નાના પ્રકારનાં આભૂષણ-વસ્ત્રોનો મેં સંગ્રહ કરેલો છે, જેથી તે રમણીય દેખાય છે. આવી અનેક દેહ વાસનાઓ વડે જીવને ઠીક ઠીક આત્મજ્ઞાન થતું નથી, અને વાસનાઓને લીધે નાના પ્રકારની યોનિઓમાં જન્મે છે. વળી આ વાત શ્રીયોગ વાસિષ્ટમાં પણ એજ પ્રકારે કહેલી છે.

"**अनात्मवासनाजालैस्तिरोभूत्वाऽऽत्मवासना । वि० चू०** ॥ દેહ અને દેહના સંબંધિ સ્ત્રી પુત્ર ધનાદિક અને તેમના ભોગ્ય પદાર્થોની વાસનાઓના સમૂહથી આત્મ વાસના—આત્મજ્ઞાનનાં સાધનો પ્રાપ્ત કરવાની ઈચ્છાઓ, અને હું બ્રહ્મ સ્વરૂપ છું એવું આત્મજ્ઞાન એ સર્વ ઢંકાયેલાં રહે છે.

"**यावन्न वासनानाशस्तावत्तत्त्वागमः कुतः।**

**यावन्न तत्त्वसम्प्राप्तिर्न तावद्वासनाक्षयः ॥"** **योगवासिष्ठ०** ॥ જ્યાં સુધી વાસનાનો ક્ષય થયો નથી, ત્યાંસુધી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ ક્યાંથી થશે? અર્થાત્ નહીં જ થાય; અને જ્યાં સુધી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ થઈ નથી, ત્યાંસુધી વાસનાનો ક્ષય કદાપિ થતો જ નથી.

આ પ્રમાણે દેહ, વર્ણ, જાતિ, અને તેનાં સંબંધિ સ્ત્રી પુત્ર ધનાદિકનું અભિમાન, અને નાના પ્રકારની વાસનાઓનો સમુદાય કેવળ બંધનનુંજ કારણ છે; માટે તેનો સર્વથા પરિત્યાગ કરવો જોઇએ. જો કદાચ લેશ માત્ર દેહ, જાતિ, વર્ણ કે દેશાદિકનું અભિમાન રહી જાય, તો તે સૂક્ષ્મ વાસનાઓ, વડના બીજ સમાન વૃદ્ધિ પામીને એટલી તો વિસ્તારને પામશે કે જેથી આત્મજ્ઞાન તો અતિદૂર ભાગી જ જશે.

**"न चाध्यात्माभिमानोऽस्ति विदुषोऽप्यासुरत्वतः । विदुषोऽप्यासुरश्चेत्स्यान्निष्फलं ब्रह्मदर्शनम् ॥"** **नैष्कर्म्यसिद्धिः** ॥ જ્ઞાનવાન્ પુરૂષને જ્ઞાનીપણાનું અભિમાન હોતું નથી; કેમકે તે અભિમાન એક આસુરી સંપત્તિ છે, તેથી જ્ઞાની જ્ઞાનનું

અભિમાન કરતાજ નથી. વિદ્વાન્નામનમાં કદાચ આસુરપણું (અભિમાનાદિ) હોય, તો પછી બ્રહ્મ સાક્ષાત્કાર નિષ્ફળ સમજવો; અર્થાત્ તેને બ્રહ્મ દર્શન થયુંજ નથી. જ્યારે જ્ઞાનીપણાનું અભિમાન બંધન કરે છે તો પછી દેહ જાતિ આદિ અનાત્મ પદાર્થોનું અભિમાન બંધન કરે એમાં તો આશ્ચર્ય જ શું ?

**"बुद्ध्वाऽप्यत्यन्तवैरस्यं यः पदार्थेषु दुर्मतिः ।**
**बध्नाति भावनां भूयो नरो नासौ स गर्दभः ॥**

વિષયોનું અત્યંત નિરસપણું જાણ્યા છતાં જે દુષ્ટ બુદ્ધિવાળો ફરીથી આસક્ત થઇ પદાર્થોમાં પ્રીતિ બાંધે છે, તે મનુષ્ય નહીં પણ ગધાડો જાણવો.

એટલાજ માટે શ્રી મહાદેવજી પાર્વતી પ્રત્યે કહે છે કેઃ—

**"प्रभवं सर्वदुःखानामाश्रयं सकलापदाम् ।**
**आलयं सर्वपापानं संसारं वर्जयेत्प्रिये ॥"**

હે પ્રિય પાર્વતિ ! સર્વ દુઃખોનું ઉત્પાદક, અને સમસ્ત આપત્તિઓને રહેવાનું સ્થાન, તથા સકલ પાપોનું ઘર, એવો આ સંસાર તજવો જોઈએ.

આ પ્રમાણે શ્રી શંકર ભગવાન સકલ દુઃખોના

કારણ ભૂત આ સંસારને તજવાનું કહેછે; તો પછી સંસારના પદાર્થો, દેહ, બ્રાહ્મણત્વાદિ જાતિ વર્ણ અને દેશ–આશ્રમનું અભિમાન કરવાથી કેટલી હાની થશે એનો તો વિચાર અવશ્ય કરવોજ જોઇએ. તથા બુદ્ધિમાન્ મનુષ્યે દુઃખમય અને બંધનકારક જાણેલા દેહ; જાતિ, વર્ણ, કીર્ત્તિ અને આશ્રમાદિકના અભિમાનનો ત્યાગ કરવા જરૂર કટિબદ્ધ થવુંજ જોઇએ; અને એજ હેતુથી કેવળ શ્રીગુરૂપરમાત્મા સિવાય અન્ય સર્વ અનાત્મપદાર્થોની ભાવના તજવા મૂલ શ્લોકમાં કથન કરેલું છે. ૩૧

**अनन्याश्चिन्तयन्तो ये सुलभं परमं पदम्।**
**तस्मात्सर्वप्रयत्नेन गुरोराराधनं कुरु ॥३२॥**

જે મુમુક્ષુ જનો અનન્ય ભાવથી શ્રીગુરૂદેવનું ચિંતન કરનારા છે, અર્થાત્ શ્રીગુરૂથી અતિરિક્ત કોઈ વસ્તુનું ચિંતન કરતા નથી; તેઓને ઉત્તમ અવિનાશી મોક્ષપદ સુલભ છે; અર્થાત્ અલ્પપરિશ્રમે અવિચળ સ્વાત્મસુખ પ્રાપ્ત થાય છે; તેથી હે પાર્વતિ! તું સર્વ પ્રયત્ન વડે શ્રીગુરૂદેવનું આરાધન કર. ૩૨.

**गुरु वक्त्रे स्थिता विद्या गुरुभक्त्या च लभ्यते।**
**त्रैलोक्ये स्फुटवक्तारो देवाद्यसुरपन्नगाः॥३३॥**



શ્રીગુરૂના મુખારવિંદમાં રહેલી બ્રહ્મવિદ્યા, કેવળ શ્રીસદ્‌ગુરૂદેવની શ્રદ્ધા પૂર્વક ભક્તિ કરવાથીજ પ્રાપ્ત થાય છે, અન્ય કોઈ ઉપાયથી મળતી નથી; ત્રણે લોકમાં દેવ અસુર પન્નગ (સર્પ) આદિ કોઇપણ બ્રહ્મવિદ્યાના વક્તા–ઉપદેષ્ટા નથી. ૩૩.

**गुकारस्त्वन्धकारोऽस्ति रुकारस्तेज उच्यते।**
**अज्ञानग्रासकं ब्रह्म गुरुरेव न संशयः॥३४॥**

'ગુરૂ' શબ્દમાં 'ગુ' અક્ષર અંધકારનો વાચક છે, અને 'રૂ' અક્ષર તેજનો વાચક છે; એટલે અજ્ઞાનરૂપ અંધકારને ભક્ષણ કરનાર જ્યોતિર્મય બ્રહ્મસ્વરૂપ ગુરૂ છે એમાં સંશય નથી ૩૪.

**गुकारः प्रथमो वर्णो मायादि गुणभासकः।**
**रुकारो द्वितीयं ब्रह्म मायाभ्रान्ति विमोचकम् ३५**

ગુરૂપદમાં પ્રથમ વર્ણ જે 'ગુ'કાર છે, તે માયા અને માયાના કાર્યભૂત ત્રિગુણાત્મક સર્વ પ્રપંચનો ભાસક–જણાવનારો છે; અને બીજો 'રૂ' કાર અક્ષર છે તે માયા અને માયાના કાર્યભૂત ભ્રાંતિ આદિ ત્રિગુ-ણાત્મક સર્વ દૃશ્યપ્રપંચનો આત્યંતિક નાશ કરનાર પરંબ્રહ્મરૂપ છે.

एवं गुरुपदं श्रेष्ठं देवानामपि दुर्लभम् ।
हाहाहूहूगणैश्चैव गन्धर्वाद्यैश्च पूज्यते ॥३६॥

ઉપર પ્રમાણે શ્રીગુરૂપદ સર્વોત્તમ છે. શ્રીગુરૂપદ હાહાહૂહૂ અને ગંધર્વ આદિ દેવજાતિના ગવૈયાથી પૂજાય છે એટલુંજ નહીં, પરંતુ ગુરૂપદ દેવતાઓને પણ અતિ દુર્લભ છે. ૩૬.

શ્રીગુરૂને પ્રસન્ન કરવાની અને આરાધન કરવાની સાધન સામગ્રી બતાવે છેઃ—

एवं तेषां च सर्वेषां नास्ति तत्त्वं गुरोः परम् ।
आसनं शयनं वस्त्रं वाहनं भूषणादिकम् ॥३७॥
साधकेन प्रदातव्यं गुरोः सन्तोषकारणम् ।
गुरोराराधनं कार्यं जीवित्वं चानिवेदयेत् ॥३८॥

ઉપરોક્ત પ્રકારે તે દેવાદિક સર્વેને બ્રહ્મવેત્તા શ્રી ગુરૂ થકી ઉત્તમ તત્ત્વ નથી; માટે સાધક મનુષ્યે–ભક્ત શિષ્યે–શ્રી સદ્‌ગુરૂ દેવને સંતુષ્ટ–પ્રસન્ન કરવામાટે તેમને યોગ્ય દર્ભ, મૃગચર્મ, વાઘાંબર, અને વલ્કલવસ્ત્ર (વૃક્ષની છાલનાં વસ્ત્ર) વગેરેનું આસન, સૂવા બિછાવવામાટે પાટબિછાનું તથા શરીર આચ્છાદનવાસ્તે

કૌપીન વસ્ત્ર-કંથાકાંમલ આદિ સાધનો, તેમ ગ્રામાંતર જવા આવવાને વાસ્તે વાહન, તથા ભસ્મ રૂદ્રાક્ષ પુષ્પ-માલા વગેરે યથાયોગ્ય આભૂષણ તેઓશ્રીના ચરણોમાં અર્પણ કરવાં; તથા શ્રીગુરૂનું આરાધન-ધ્યાન સ્મરણ ભજન-સેવા પૂજા આરતી આદિ કરવાં; તેમ જીવિત્વ પોતાનું જીવન પણ અર્પણ કરવું, અર્થાત્ પોતાનું આયુષ્ય પ્રાણાંતપર્યન્ત શ્રીસદ્‌ગુરૂદેવની પૂર્ણ પ્રેમથી શ્રદ્ધા ભક્તિ પૂર્વક અનન્ય ભક્તિમાં વ્યતીત કરવું. ૩૭-૩૮.

**कर्मणा मनसा वाचा सद्भिराराधयेद्गुरुम् ।**
**दीर्घदण्डं नमस्कृत्य निर्लज्ज गुरुसन्निधौ॥३९॥**
**शरीरमर्थसम्प्राप्तं सद्गुरुभ्यो निवेदयेत् ।**
**कृमिविट् भस्मनिष्ठान्तं दुर्गन्धमलमूत्रकम्४०**
**श्लेष्मरक्तत्व मांसं तनुरित्थं वरानने ।**
**संसारवृक्षमारूढाः पतन्ति नरकार्णवे ॥४१॥**

શ્રીગુરૂ ભકતોએ મન કર્મ અને વાણીદ્વારા, સત્પુરૂષો-મ્હોટા ગુરૂ ભાઇઓ સહિત, શ્રી ગુરૂદેવનું આરાધન કરવું; તથા શ્રીગુરૂની સમીપમાં લજ્જારહિત

થઇ લાંબા દંડના સમાન નમસ્કાર કરી પોતાનું શરીર, ધન, અને ગામ ગરાસાદિ જે કંઈ ઐશ્વર્ય પ્રાપ્ત હોય તે સર્વ બ્રહ્મવેત્તા શ્રીસદ્‌ગુરૂને અર્પણ કરવું, અર્થાત્ પોતાનું તન, મન, ધનાદિક સર્વસ્વ શ્રીગુરૂને અર્પણ કરવું–તેમને અર્થે વાપરવાં; તેમાં પોતાનું મમત્વ રાખવું નહિં; કેમકેઃ–હે સુંદર મુખવાળી પાર્વતિ ! આ શરીર મૃતક થયેલું પડી રહે તો કીડા પડે, અને કોઈ પશુપક્ષી ખાય તો વિષ્ઠા થાય, તથા અગ્નિમાં બાળે તો ભસ્મ થાય; આ પ્રમાણે અંતમાં કીડા વિષ્ઠા અને ભસ્મ થવાના સ્વભાવવાળું, દુર્ગન્ધિમય મલમૂત્રના ભંડાર રૂપ, તથા કફ, રૂધિર, ચામડી અને માંસાદિકથી બનેલું એવું આ શરીર છે. તેથી આ સંસાર નામા વૃક્ષપર વિષયરૂપ ફળ ખાવાને અર્થે ચઢેલા જીવો નરકરૂપી મહાસાગરમાં પડે છે. ૩૯–૪૦–૪૧.

શ્રીગુરૂના આરાધનના પ્રકરણમાં શ્રીગુરૂની સ્તુતિ નમસ્કાર કરે છેઃ—

**श्रीगुरुचरणद्वन्द्वं यस्यां दिशि विराजते ।**
**तस्यै दिशे नमस्कुर्याद्भक्त्या प्रतिदिनं प्रिये ॥**

હે પ્રિયે ! જે દિશામાં જ્ઞાન વિજ્ઞાનની શોભાયુક્ત

શ્રીસદ્ગુરૂ પરમાત્માનાં બન્ને ચરણકમલો બિરાજમાન હોય, તે દિશા તરફ મુખરાખી પ્રતિદિન ભક્તિપૂર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા. ૪૨.

**गुरुपादप्रसादेन चिदात्मा लभ्यते सदा ।**
**येनोध्धृतमिदं विश्वं तस्मै श्रीगुरवे नमः॥४३॥**

જે શ્રીગુરૂના ચરણ કમલોના કૃપા પ્રસાદથી જ્ઞાન—ચૈતન્ય સ્વરૂપ આત્મા નિરંતર પ્રાપ્ત થાય છે; તથા જેમણે આ જગત્નો ઉદ્ધાર કર્યો છે, તે શ્રી ગુરૂદેવને નમસ્કાર છે. ૪૩.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।**
**गुरुरेव परंब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥४४॥**

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર સ્વરૂપ, તથા સર્વ દેવ સ્વરૂપ શ્રીગુરૂદેવજ છે, હે પાર્વતી ! વિશેષ શું કહું !!! સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મ સ્વરૂપ શ્રીગુરૂદેવજ છે. **एव** શબ્દ ગુરૂ અને પરમાત્માનો અભેદ નિશ્ચય કરાવે છે. એવા પરમાત્મસ્વરૂપ તે શ્રીસદ્ગુરૂને અર્થે મ્હારો નમસ્કાર છે.

**"यो गुरुः सशिवः साक्षाद्यः शिवः स गुरु-**



**मतः ! गुरौ मयि न भेदोऽस्ति भेदस्तत्र निरर्थकः॥ सच्चिदानन्दरूपं हि गुरुर्ब्रह्म न संशयः॥** (**श्रीमहादेव०**) જે ગુરૂ છે, તેજ સાક્ષાત્ શિવ છે; અને જે શિવ છે, તેજ શ્રીગુરૂ છે. ગુરૂમાં અને હું શિવમાં લેશમાત્ર ભેદ નથી; તેમાં જે અજ્ઞાની જીવ ભેદ દેખે છે તે નિરર્થક છે. શ્રી ગુરૂજ સાક્ષાત્ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ છે. એમાં સંશય નથી. "**ब्रह्मविद्ब्रह्मैव भवति।**" બ્રહ્મવેત્તા બ્રહ્મ સ્વરૂપ છે. "**गुरुः पिता गुरुर्माता गुरुर्देवः परः शिवः।**" શ્રીગુરૂ તેજ પિતા માતા, દેવ અને ઉત્તમોત્તમ સદાશિવ સ્વરૂપ છે. વળી '**आचार्यो ब्रह्मणो मूर्त्तिः** (**मनु०**) આચાર્ય જે સદ્ગુરૂ તે બ્રહ્માની મૂર્ત્તિ છે. તેમ "**आचार्यं मां विजानीयात्।**" (**श्रीभागवत०**) આચાર્ય—સદ્ગુરૂને મ્હારૂં સ્વરૂપ જાણો."**ज्ञानी त्वात्मैव मेमतम्।**" (**श्रीभगवद्गीता०**) જ્ઞાની તો સાક્ષાત મ્હારૂં સ્વરૂપ છે. એમ ભગવાન્ કૃષ્ણ પરમાત્મા કહે છે. ઉપરનાં સર્વ શ્રુતિસ્મૃતિ વચનો શ્રીગુરૂનેજ સર્વ દેવસ્વરૂપ અને પરંબ્રહ્મ પરમાત્મા રૂપ કહે છે એ નિર્વિવાદ છે. ૪૪.

**अज्ञान तिमिरान्धस्य ज्ञानाञ्जनशलाकया।**
**चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः॥**

અજ્ઞાનરૂપ તિમિર રોગથી આંધળા થયેલા મનુષ્યોનાં જેમણે જ્ઞાનરૂપ અંજન આંજવાની શળી વડે જ્ઞાનનેત્ર ઉઘાડયાં છે, તે જ્ઞાનવિજ્ઞાનની શોભા યુક્ત શ્રીગુરૂ દેવને અર્થે મ્હારો નમસ્કાર હો. ૪૫.

**अखण्ड मण्डलाकारं व्याप्तं येन चराचरम् ।**
**तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥४६॥**

અખંડ મંડલાકાર સ્થાવર જંગમાત્મક સર્વ દૃશ્ય પ્રપંચ જેના વડે વ્યાપ્ત છે, અર્થાત્ જે સમગ્ર વિશ્વમાં વ્યાપી રહેલા છે, તે સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃપદ જેમણે દેખાડયું છે; તે શ્રીસદ્‌ગુરૂદેવને મ્હારો નમસ્કાર હજો. ૪૬.

**सर्वश्रुतिशिरोरत्नविराजितपद्माम्बुजः ।**
**वेदान्तपद्म सूर्याय तस्मै श्रीगुरवे नमः ॥४७॥**

જે સર્વ શ્રુતિઓનાં શિરોરત્નોને—મહાવાકયોને—સુશોભિત કરનાર ચરણ કમલવાળા છે, અર્થાત્ જે વેદનાં તત્ત્વમસ્યાદિ વાકયોનો ઉપદેશ કરનાર છે; તે વેદાન્તરૂપ કમલને પ્રફુલ્લ કરનાર સૂર્યરૂપ શ્રીગુરૂદેવને નમસ્કાર છે. કોઈ પુસ્તકમાં "**सर्वश्रुतिशिरोरत्न नीराजितपदाम्बुजः ।**" (સર્વ શ્રુતિઓનાં શિરોરત્ન

જે "અહંબ્રહ્માસ્મિ" આદિ ચાર મહાવાક્યો છે, તે જેમના ચરણ કમલની આરતી ઉતારે છે, અર્થાત્ જેમના યથાર્થ સ્વરૂપને પ્રતિપાદન કરે છે. તે શ્રી ગુરૂને નમસ્કાર છે.) આ પ્રકારનો પણ પાઠ છે. ૪૭.

**यस्य स्मरणमात्रेण कैवल्यं लभते स्वयम्।**
**सदैव सर्वसम्पत्तिस्तस्मै श्रीगुरवे नमः ॥४४॥**

જે શ્રીસદ્ગુરૂ દેવના સ્મરણ માત્ર વડે અધિકારી શિષ્ય સ્વયં કૈવલ્યપદને પામે છે. તથા જે નિરંતર વિવેક વૈરાગ્ય ભક્તિ બ્રહ્મચર્ય જ્ઞાનવિજ્ઞાનાદિ સર્વ સમ્પત્તિ-યુક્ત છે; તે શ્રી સદ્ગુરૂદેવને મ્હારો નમસ્કાર છે. ૪૮.

**चैतन्यं शाश्वतं शान्तं व्योमातीतं निरञ्जनम्।**
**बिन्दुनाद कलातीतं तस्मै श्रीगुरवे नमः।४९।**

જે ચૈતન્યસ્વરૂપ, નિત્ય—અવિનાશી, શાંત, આકાશાદિ કાર્યપ્રપંચથી રહિત, શુદ્ધ—નિર્લેપ, તથા બિન્દુ નાદ અને કલાથી રહિત છે; તે શ્રીસદ્ગુરૂ દેવને મ્હારો નમસ્કાર છે.

**"भ्रूमध्यनिलयो बिन्दुः शुद्धस्फटिक सन्निभः। महाविष्णोश्च देवस्य तत्सूक्ष्मं रूपमु-**

**च्यते** ॥ દૃઢ સમાધિ અવસ્થામાં ત્રિકુટિ પ્રદેશમાં-ભ્રૂના મધ્ય ભાગમાં શ્યામ બિન્દુ, શુદ્ધ સ્ફાટિકમણિના સમાન દીપ્તિવાળું દેખાય છે; તે મહાવિષ્ણુ દેવનું સૂક્ષ્મરૂપ કહેવાય છે. **(श्री योगशिखोपनिषत्०)**

**"स एव जप कोटया नादमनुभवति ॥"**
**हंस वशान्नादो दशविधोजायते......... ॥"**
**(हंसोपनिषत्०"** તે સાધક પુરૂષ "હંસઃ" મંત્રના એક કરોડ જપ કરીને નાદને અનુભવે છે. "હંસઃ" મંત્રના અનુષ્ઠાન પ્રયોગથી દશ પ્રકારના નાદ થાય છે. એમ હંસોપનિષદ્‌માં વિસ્તારથી કહેલું છે. તેમજ શ્રી ગરૂડ પુરાણમાં તથા યોગબીજ, શિવસંહિતા તથા યોગશાસ્ત્રના અનેક ગ્રંથોમાં વિસ્તારથી વર્ણવેલું છે. પરંતુ તેની સર્વ કલાકુંચીનું જ્ઞાન શ્રીસદ્‌ગુરૂ દ્વારાએ પ્રાપ્ત થાય છે; માટે અતિ પ્રયત્નથી શ્રીગુરૂદેવને પ્રસન્ન કરી તેમના અનુગ્રહથી સંપાદન કરવા યોગ્ય છે; તેથી અહીંઆં વધારે વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું નથી.

કલા સોળછે, તે **श्रीअथर्ववेदीय प्रश्नोपनिषद्** માં વર્ણવી છેઃ-

**"सप्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योति-**

**रापः पृथिवीन्द्रियम् । मनोऽन्नमन्नाद्वीर्यं तपो मंत्राः कर्म लोका लोकेषु च नाम च......... स एषोऽकलोऽमृतो भवति ॥ (प्रश्नोप०)** ભારદ્વાજ (સુકેશા)ને પિપ્પલાદ મુનિ કહેવા લાગ્યાઃ—હે સૌમ્ય! તે પરબ્રહ્મ પુરૂષે અવલોકન કરીને સર્વ પ્રાણિઓના કરણોના આધારરૂપ સમષ્ટિપ્રાણ (હિરણ્યગર્ભ) ને રચેલા; પછી આ પ્રાણથી સર્વ પ્રાણિઓની શુભકર્મમાં પ્રવૃત્તિના કારણરૂપ શ્રદ્ધાને સરજાવી. પછી કર્મફળના ઉપભોગના સાધન રૂપ દેહનાં અધિષ્ઠાન અને કારણરૂપ પંચીકૃત પંચમહાભૂતોને એટલે શબ્દ ગુણવાળા આકાશને, શબ્દ સ્પર્શ ગુણવાળા વાયુને, શબ્દ સ્પર્શ અને રૂપ ગુણવાળા તેજને, શબ્દ સ્પર્શરૂપ અને રસ ગુણવાળા જળને, શબ્દ સ્પર્શરૂપ રસ અને ગંધ ગુણ-વાળી પૃથ્વીને સૃજ્યાં; તથા તે ભૂતોની અપંચીકૃત સ્થિતિમાંથી ઈન્દ્રિયોને (એટલે શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિવ્હા, અને નાસિકા, એ પાંચ જ્ઞાનેન્દ્રિયોને તથા વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિ-યોને), તથા તેમના નિયામક સંકલ્પવિકલ્પાદિક લક્ષણ-વાળા મનને રચ્યું. એવી રીતે પ્રાણિઓનાં શરીર આદિ રચીને પ્રાણિઓની સ્થિતિ માટે અન્ન પેદા કર્યું; પછી

તે ભોજન કરેલા અન્નથી સર્વ કર્મમાં પ્રવૃત્તિના સાધનભૂત વીર્ય–સામર્થ્યને ઉત્પન્ન કર્યું; પછી તે સામર્થ્યવાળાના ચિત્તમાં રહેલી અશુદ્ધિ દૂર કરવા ચિત્તશુદ્ધિના સાધનભૂત **તપને** જન્મ દીધો. તપથી જેમનાં અતઃકરણ તથા ઈન્દ્રિયો શુદ્ધ થયાં છે, તેમને માટે કર્મના સાધનભૂત ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વણવેદરૂપ **મંત્રને** સરજ્યા. તે મંત્રોથી અગ્નિ હોત્રાદિ રૂપ **કર્મ** રચ્યાં. તે કર્મોથી કર્મના ફળભૂત **ચૌદલોક** (ભૂઃ ભુવઃ; સ્વઃ, મહઃ, જન, તપ, અને સત્ય એ સાત ઉપરના, તથા મહાતળ, રસાતળ, અતળ, સુતળ, વિતળ, તળાતળ, અને પાતળ એ સાત નીચેના એમ ચૌદલોક) સૃજ્યા; પછી તે લોકને વિષે સૃજાયેલાં પ્રાણિઓનાં દેવદત્ત, યજ્ઞદત્તાદિ **નામ** પ્રગટ કર્યાં. એવી રીતે (૧) સમષ્ટિ પ્રાણ, (૨) શ્રદ્ધા, (૩) આકાશ, (૪) વાયુ, (૫) તેજ, (૬) જળ, (૭) પૃથ્વી, (૮) ઇન્દ્રિયો, (૯) મન, (૧૦) અન્ન, (૧૧) વીર્ય-સામર્થ્ય, (૧૨) તપ, (૧૩) મંત્રો, (૧૪) કર્મ, (૧૫) લોક, (૧૬) નામ, એ ષોડશ કલાઓ પ્રાણિઓના અવિદ્યાદિક દોષ રૂપ બીજની અપેક્ષાથી ભ્રાંતિના પદાર્થની પેઠે રચાયેલી છે. પુનઃ સમુદ્રમાં નદીઓની પેઠે તેજ



પુરૂષમાં નામરૂપાદિ ઉપાધિઓના ભેદને ત્યજીને તે કલાઓ લીન થાય છે. એમ જાણનાર વિદ્વાન્ કલા રહિત છે, અને કલા રહિત હોવાથી મરણભાવ રહિત છે. તેથી ઉપરોક્ત શ્રુતિઓથી પ્રતિપાદિત બિન્દુ નાદ અને કલાથી પણ ચૈતન્યપરમાત્મસ્વરૂપ શ્રીસદ્ગુરૂદેવ રહિત છે. ૪૯.

**स्थावरं जङ्गमं चैवमचरं चरमेवच।**
**येन व्याप्तं जगत्सर्वं तस्मै श्रीगुरवे नमः॥५०॥**

જેમનાવડે સ્થાવર જંગમાત્મક સર્વ ચર અચર જગત્ વ્યાપ્ત છે, તે શ્રીગુરૂ દેવને નમસ્કાર છે. ૫૦.

**ज्ञानशक्तिसमारूढं तत्त्वमालाविभूषितम्।**
**भुक्तिमुक्तिप्रदातारं तस्मै श्रीगुरवे नमः॥५१॥**

જ્ઞાન શક્તિમાં આરૂઢ, અર્થાત્ અપૂર્વ જ્ઞાન-શક્તિવાળા, સચ્ચિદાનંદ પરંબ્રહ્મરૂપ સ્વાત્મતત્ત્વના અહર્નિશ દર્શનરૂપ તત્ત્વમાલાએ કરીને સુશોભિત, તથા સંસારના ઐશ્વર્ય સુખના—લૌકિક સુખના અને અલૌકિક મોક્ષસુખના આપનાર જે છે; તે શ્રીગુરૂદેવને નમસ્કાર છે. ૫૧.

अनेक जन्मसम्प्राप्तकर्मबन्धविदाहिने ।
ब्रह्मज्ञानप्रभावेन तस्मै श्रीगुरवे नमः ॥५२॥

ભક્તોએ અનેક જન્મમાં સંપાદન કરેલાં કર્મ બંધનને જે ગુરૂ બ્રહ્મજ્ઞાનના પ્રતાપવડે બાળી નાંખે છે, તે શ્રીગુરૂદેવને અર્થે મ્હારો પ્રણામ છે. ૫૨.

शोषणं भवसिन्धोश्च दीपनं मोक्षसम्पदाम् ।
गुरुपादोदकं सम्यक् तस्मै श्रीगुरवे नमः॥५३॥

જે શ્રીગુરૂનું ચરણોદક, જન્મમરણરૂપી જળવાળા સંસાર સમુદ્રને સૂકાવનારૂં છે, અને બ્રહ્મજ્ઞાનરૂપી મોક્ષ સમ્પત્તિને પ્રકાશ કરનારૂં છે, અર્થાત્ ભક્તોને બ્રહ્મજ્ઞાન પ્રકટ કરનારૂં છે; તે શ્રીગુરૂપરમાત્માને મ્હારો નમસ્કાર હુજો. ૫૩.

न गुरोरधिकं तत्त्वं न गुरोरधिकं तपः ।
गुरुज्ञानात्परं तत्त्वं तस्मै श्रीगुरवे नमः॥५४॥

શ્રીગુરૂથી અધિક કોઇ તત્ત્વ નથી; (કેમકે **संसारापारपाथोधेः पारं गन्तुं महेश्वरि। श्रीगुरोश्चरणाम्भोजनौकैवैकावलम्बनम् ॥ सद्गुरोरु-**

**पमादाय जगत्यामहमेव हि। उद्धराम्यखिला-
ञ्जीवान्मृत्युसंसारसागरात् ॥ (श्रीमहादेव०)**
સંસારરૂપ અપાર સમુદ્રથી, પાર જવાને માટે-તરવાને
વાસ્તે, હે પાર્વતિ ! શ્રીગુરૂનાં ચરણકમલરૂપ નૌકાજ
એક ઉપાયછે. હું શંકર જ શ્રીસદ્ગુરૂનું રૂપ ધારણ
કરી જગત્માં અનેક જીવોને, મૃત્યુરૂપસંસારસમુદ્રથી
ઉદ્ધાર કરૂં છું. ઇત્યાદિ વચનોથી નિર્ણય થાય છે કેઃ–
મોક્ષની પ્રાપ્તિને માટે શ્રીગુરૂથી અધિક કોઇ તત્ત્વ નથી)
તેમ શ્રીગુરૂથી અધિક કોઈ તપ નથી. શ્રીગુરૂદેવે
અનુગ્રહ કરી આપેલા બ્રહ્માત્મૈક્ય જ્ઞાનથી ઉત્તમ કોઈ
તત્ત્વજ્ઞાન નથી. તેથી તે શ્રીસદ્ગુરૂદેવને મ્હારો વારંવાર
નમસ્કાર હો. ૫૪.

**मन्नाथस्त्रिजगन्नाथो मद्गुरुस्त्रिजगद्गुरुः ।
ममात्मा सर्वभूतात्मा तस्मै श्रीगुरवे नमः ॥५५॥**

મ્હારા શ્રીસદ્ગુરૂનાથ સ્વર્ગ મૃત્યુ અને પાતાળ
એ ત્રણે જગત્ના નાથ-નિયંતા છે; મ્હારા શ્રીગુરૂદેવ
ત્રણે જગત્ના ગુરૂ છે; અને શ્રીસદ્ગુરૂરૂપ મ્હારો
આત્મા સર્વપ્રાણિમાત્રનો આત્માછે; એવા તે શ્રીસદ્ગુરૂને
મ્હારો નમસ્કાર છે. ૫૫.

બ્રહ્મપ્રાપ્તિને વાસ્તે શ્રીગુરૂ ઉપાસનાનો પ્રકાર વર્ણવે છે:—

**ध्यानमूलं गुरोर्मूर्त्तिः पूजामूलं गुरोः पदम् ।**
**मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ॥५६॥**

ધ્યાનનું મૂલ એટલે વાસ્તવ ધ્યેય વસ્તુ—ધ્યાન કરવાને યોગ્ય—શ્રીસદ્‌ગુરૂ પરમાત્માની મૂર્ત્તિ છે. પૂજાનું મૂલ અર્થાત્ વાસ્તવ પૂજ્યપદાર્થ—પૂજા કરવા યોગ્ય વસ્તુ—શ્રીસદ્‌ગુરૂદેવનાં ચરણકમળ છે. મંત્રનું મૂલ શ્રીસદ્‌ગુરૂનું વાક્યછે, અર્થાત્ શ્રીસદ્‌ગુરૂપરમાત્માના મુખારવિંદથી સંપાદન કરેલો મંત્ર જ યથાર્થ ફળ આપવામાં સમર્થ છે. તથા શ્રીસદ્‌ગુરૂદેવની કૃપા જ મોક્ષનું કારણછે. શ્રીસદ્‌ગુરૂદેવ સ્વયં બિરાજમાન હોય તો તેમનું ધ્યાન પૂજન કરવું, અને તેમના વિયોગમાં તેમનું સ્મરણ કરાવનાર તેમની મૂર્ત્તિમાં તેમની ભાવના કરી, તેમનું ધ્યાન પૂજન અતિપ્રેમપૂર્વક શ્રદ્ધા-ભક્તિથી કરવું.

આ ગુરૂગીતાના શ્લોક ૨૬માં જણાવેલા "**गुरुमूर्त्तेः सदा ध्यानं**" (શ્રીગુરૂમૂર્ત્તિનું નિરંતર ધ્યાન કરવું.) આ વાક્યને સ્પષ્ટ રીતે સમજાવવા વાસ્તે આ


શ્લોકમાં "**ध्यानमूलं गुरोर्मूर्त्तिः**" આ વાક્ય લખેલું છે.

શ્રીગુરૂદેવ સગુણનિર્ગુણ બ્રહ્મસ્વરૂપછે; તેથીજ આ ગુરૂગીતાના શ્લોક ૪૪માં બ્રહ્મા વિષ્ણુ અને સદાશિવ તથા સાક્ષાત્ પરંબ્રહ્મપરમાત્મા શ્રીગુરૂદેવજ છે એમ વર્ણવી નમસ્કાર કરેલો છે.

સગુણબ્રહ્મસ્વરૂપ—મૂર્ત્તિમાન–સાકાર દેવોનું શાસ્ત્રોમાં જ્યાં જ્યાં ધ્યાન પૂજન વર્ણવેલું છે, ત્યાં ત્યાં તે દેવોના અવયવો સહિત શરીરોનુંજ ધ્યાન પૂજન નિરૂપણ કરેલું છેઃ—**ध्यायेन्नित्यं महेशं रजतगिरिनिभं चारु चन्द्रावतंसं । रत्नाकल्पोज्ज्वलाङ्गं परशुमृगवरा भीतिहस्तं प्रसन्नम् ॥ पद्मासीनं समंतात्स्तुतममरगणैर्व्याघ्रकृत्तिं वसानं । विश्वाद्यं विश्वबीजं निखिलभयहरं पञ्चवक्त्रं त्रिनेत्रम् ॥**" ચાંદીના પહાડસમાન કાંતિવાળા, સુંદર ચંદ્રરૂપી શિરોભૂષણવાળા, રત્નોના સમાન ઉજ્જવલ શરીરવાળા, કુઠાર-મૃગ-વર અને અભયને ધારણ કરેલા હાથવાળા, પ્રસન્ન મુખકમળવાળા, પદ્માસનવાળી બેઠેલા ચારેબાજુથી દેવતાઓના સમુદાયદ્વારા સ્તુતિ કરાતા, વ્યાઘ્રચર્મના વસ્ત્રવાળા, વિશ્વની ઉત્પત્તિ પહેલાં

સ્થિતિવાળા, જગત્‌ના કારણરૂપ, સમસ્ત ભયના નાશક પાંચમુખવાળા, તથા ત્રણનેત્રવાળા શ્રીમહેશ્વરનું નિત્ય ધ્યાન કરવું.

**"ध्यायेदादित्यसंकाशं वासुदेवं चतुर्भुजं। शंखचक्रगदापद्मवनमालाविराजितम् ॥ "**

આદિત્ય–સૂર્યના સમાન દીપ્તિવાળા, ચારહાથવાળા અને શંખ ચક્ર ગદા કમલ અને વનમાલાવડે સુશોભિત વાસુદેવ ભગવાનનું ધ્યાન કરવું.

આ પ્રમાણે શિવ વિષ્ણુનું તેમના અવયવો અને અંગ ભૂષણોસહિત ધ્યાન કરવાનું કહેલું છે. અને તેજ પ્રમાણે અન્ય દેવોનું પણ ધ્યાન વર્ણવેલું છે. વળી શ્રીભાગવતમાં તો શ્રીવિષ્ણુભગવાનનું તેમના પગના અંગુઠાથી તે માથાના વાળપર્યન્તના તમામ અંગનું ક્રમે ક્રમે ધ્યાન કરવાનું નિરૂપણ કહેલું છે.

વળી શ્રુતિમાં પણ અધિકારી પરત્વે સગુણનિર્ગુણનું ધ્યાન વર્ણવ્યું છે; ત્યાંપણ સગુણ પરમાત્માના અવયવો સહિત શરીરનુંજ ધ્યાન કહ્યું છે:—

**"हृत्पुण्डरीकं विरजं विशुद्धं विचिन्त्यमध्ये विशदं विशोकम् । अचिन्त्यमव्यक्तमनन्तरूपं**



**शिवं प्रशान्तममृतं ब्रह्म योनिम् ॥ तमादि-मध्यान्तविहीनमेकं विभुं चिदानन्दमरूप-मद्भुतम् उमा सहायं परमेश्वरं प्रभुं त्रिलोचनं नीलकण्ठं प्रशान्तम् ॥ ध्यात्वा मुनिर्गच्छति भूतयोनिं समस्त साक्षिणं तमसः परस्तात्"॥ कैवल्योपनिषत्** ( પૂર્વ મંત્રમાં કહ્યા પ્રમાણે ધ્યાન કરનાર સાધકે અંતર બાહ્યથી પવિત્ર થઇ મનુષ્યાદિકની ઉપાધિ ન હોય એવાં એકાન્ત પવિત્ર સ્થાનમાં. દર્ભ મૃગચર્મ અને ઊનના વસ્ત્રનું આસન બીછાવી, તે ઉપર પદ્માસન સિદ્ધાસનાદિક કોઇપણ આસનમાં સ્થિત થઇ ગ્રીવા મસ્તક અને શરીર થાંભલાની પેઠે અચળ સ્થિર રાખી, મન સહિત સર્વ ઇન્દ્રિયોને સ્વસ્વવિષયોથી અટકાવી, ઈશ્વરભાવથી વા ઇશ્વરથી પણ અધિક સમજી ભક્તિ વડે તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનો પ્રબોધ કરનાર પોતાના શ્રીગુરૂપરમાત્માને પ્રેમ પૂર્વક નમસ્કાર કરીને) અનર્થકારી રજોગુણાદિકથી રહિત, રાગદ્વેષાદિ સમસ્ત દોષોથી રહિત એવા પંચચ્છિદ્રાદિ વિશેષણયુક્ત હૃદય-કમલને વિશેષતાથી ચિંતવી, તે હૃદયકમલમધ્યે, શુદ્ધ સ્ફાટિકમણિ સમ નિર્મલ, શોકજન્ય દુઃખોથી રહિત–આનંદસ્વરૂપ, ઇન્દ્રિયોથી સ્પષ્ટ ન જણાય એવા, અને

તેથીજ મનવાણીથી અગોચર, દેશકાલ વસ્તુ પરિચ્છેદ શૂન્ય, કલ્યાણસ્વરૂપ, અવિદ્યાદિ દોષ રહિત–વિક્ષેપાદિકથી રહિત–અતિશાંત, ત્રિકાલાબાધ્ય–મરણધર્મ રહિત, અર્થાત્ નિરતિશયાનંદ સ્વરૂપ, સર્વથી અધિક-પરિપૂર્ણ, જગત્‌નું કારણ, અદ્વિતીય, અને તેથીજ ઉત્પત્તિ સ્થિતિ અને લયરહિત, એટલે જાયતે, અસ્તિ, વર્ધતે, વિપરિણમતે; અપક્ષીયતે, અને વિનશ્યતિ એ ષડ્ વિકાર વર્જિત, વ્યાપક, ચૈતન્ય અને આનંદસ્વરૂપ–સ્વયં-પ્રકાશ નિરતિશય સુખ સ્વરૂપ, રૂપ રહિત, અને તેથીજ આશ્ચર્યકારક એવા તે પરમાત્માનું (અહીં સુધી નિર્ગુણ પરમાત્માનું ધ્યાન કરે અને તે નિર્ગુણ બ્રહ્મના ધ્યાનમાં અશક્ત ચિત્તવાળા મંદ અધિકારી) ઉમા જે ભવાની–પાર્વતી જેના ડાબા અંગમાં ઉત્તમ યુવતી રૂપે સ્થિત છે એવા, સૂર્ય ચંદ્ર અને અગ્નિરૂપ ત્રણ નેત્રવાળા, સમુદ્રમથન સમયે ઉદ્‌ભવેલા હળાહળ વિષના પાનથી કૃષ્ણકંઠ થયેલા, વદન ઇન્દ્રિયાદિક જેમનાં નિરંતર પ્રસન્ન છે. અર્થાત્ સદા શાંત–શીતળ અંતઃકરણવાળા, અને સમર્થ, એવા મહેશ્વર–સદાશિવનું ( અહીં સુધી મંદ અધિકારી ) ધ્યાન કરીને–સાક્ષાત્ અપરોક્ષ કરીને, મનન શીલ યોગી, આકાશાદિ મહા-

ભૂત અને તેના કાર્યભૂત સર્વ પ્રપંચના કારણરૂપ, તથા સર્વ જીવોની બુદ્ધિઓના સાક્ષિરૂપ, અને આવરણ વિક્ષેપાદિ શક્તિવાળી અવિદ્યાથી પર એવા પરંબ્રહ્મ પરમાત્માને પામે છે.

વળી આ ગુરૂગીતાના ૧૨માં શ્લોકમાં **ध्यायेद् द्विबाहुं गुरुम्** " એ વાક્યથી પણ બેહાથવાળા ગુરૂનું ધ્યાન કરવું. એમ શ્રીમહાદેવજીએ સ્પષ્ટ વર્ણવેલું છે.

તેમજ સૂતસંહિતાના યજ્ઞવૈભવખંડમાં શ્રીબ્રહ્મગીતામાં કહ્યું છે કેઃ—" **स्वदेशिकस्यैव शरीर चिन्तनं भवेदनन्तस्य शिवस्य चिन्तनं । स्वदेशिकस्यैव तु पूजनं तथा भवेदनन्तस्य शिवस्य पूजनम् ॥**" ( **ब्रह्मगीता० अ० १०** ) પોતાના શ્રી ગુરૂદેવનાજ શરીરનું ચિંતન ( ધ્યાન ), તેજ અનંત અવિનાશી કલ્યાણસ્વરૂપ બ્રહ્મનું ચિંતવન છે; અને પોતાના શ્રીસદ્‌ગુરૂદેવનુંજ પૂજન, તેજ અવિનાશી પરંબ્રહ્મસ્વરૂપ શિવનું પૂજન છે.

ઉપરોક્ત શ્રુતિસ્મૃતિ વાકયો સગુણ બ્રહ્મસ્વરૂપ દેવોનું ધ્યાન તેમના અવયવો સહિત શરીરનુંજ વર્ણવે છે. શ્રીસદ્‌ગુરૂદેવ પણ સગુણબ્રહ્મસ્વરૂપ મૂર્તિ-

માન્ પરમાત્મા હોવાથી તેમની મૂર્ત્તિનું ધ્યાન કરવા મૂળ શ્લોકમાં નિરૂપણ કરેલું છે.

શ્રીપરમપૂજ્ય જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાન્‌ના શિષ્ય શ્રીપદ્મપાદાચાર્યજી પણ સ્નાન કર્યા પછી શ્રી સદ્ગુરૂ પરમાત્માનું નિત્ય નિયમપૂર્વક ધ્યાન કરતા હતા. તે વાર્તા શ્રીશંકરદિગ્વિજયમાં પ્રસિદ્ધ છે કેઃ—

શ્રીશંકરાચાર્ય મહારાજે પોતાનું મસ્તક કાપીને લેઇ જવા માટે પોતાના શિષ્યોથી ગુપ્તરીતે કાપાલિકને તેના માગવાથી વચન આપેલું કે મ્હારા શિષ્યો વગેરે કોઈ નહોય ત્યારે આવજે. તે પ્રમાણે કાપાલિક મસ્તક કાપવા આવેલો; તે વખતે શ્રી પદ્મપાદાચાર્યજી નદી ઉપર સ્નાન કરી નિન્ય નિયમ પ્રમાણે શ્રીગુરૂપરમાત્માનું ધ્યાન કરતા હતા, તે સમયે કાપાલિકને પોતાના પરમપૂજ્ય શ્રીસદ્ગુરૂભગવાનનું મસ્તક કાપવા તત્પર થયેલો જોઇને એકદંમ નૃસિંહસ્વરૂપે શ્રીસદ્ગુરૂ-ભગવાનની સમીપ આવી કાપાલિકનો નાશ કરેલો, આવો પ્રસંગ દિગ્વિજયમાં છે.

અહીંઆં સ્પષ્ટ પ્રતીત થાય છે કેઃ-શ્રીપદ્મપાદા-ચાર્યજી પોતાના શ્રીગુરૂના શરીરનું જ ધ્યાન કરતા હતા,



અને તેથીજ તેમની પાસે ઉભેલા કાપાલિકને તેમણે દીઠો, અને શ્રીગુરૂનો વિનાશ થતાં અટકાવવામાં સફળ થયા; તેમ પોતાની ફરજ બજાવી ગુરૂસેવા પૂર્ણ કરી પોતાનું શ્રેયઃ કર્યું.

આ ગુરૂગીતાના શ્લોક ૨૨માં જણાવેલા "**सर्व-पापविमुक्ताऽऽत्मा श्रीगुरोः पादसेवनात्** ।" એ વાક્યનું સ્પષ્ટિકરણ આ શ્લોકના "**पूजामूलं गुरोः पदम्** ।" આ વાક્યથી કરેલું છે. કેમકે શ્રીગુરૂના ચરણકમલોની પૂજાથી સર્વ દેવ પૂજાય છે; અને સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ પણ થાય છે.

એટલાજ વાસ્તે પરમભક્તરાજ મૂલદાસે પોતાના ધોળમાં કહ્યું છે કેઃ—

**"પ્રથમ પૂજીએ ગુરૂજીના પાય કે,**
**નયણે નિરખીએ જી રે;"**
**"ધરીએ ચરણ કમલનું ધ્યાન કે,**
**હૈયામાં હરખીએ જી રે;"**

વળી ભક્તરાજે પૂજન—ધ્યાનના ફળની પ્રાપ્તિને માટે ધોળમાં અનેક વચનોથી સામગ્રી પણ જણાવીછે કેઃ-

જો મેલીએ મનમરજાદ તો, લ્હાવો લીજીએજી રે;

જાય કોટી જન્મનાં પાપ, સુધારસ પીજીએજી રે;
સદ્દગુરૂ છે ચૈતન્ય બ્રહ્મ, જીવન ધન જાણીએજી રે;
અડસેઠ તીરથનું ફળ કે, સંતના ચરણમાંજી રે;
તેમાં ન્હાતાં નિર્મળ થાય કે, અંતઃકરણમાંજી રે;
સદ્‌ગુરૂ છે પૂરણ બ્રહ્મ કે, મૂરતિ બ્રહ્મનીજી રે;
વળતાં જોડીને કર પાણ્ય, પ્રકંમા કીજીએજી રે;
સદ્‌ગુરૂ શું રમીએ રસરૂપ કે, તન મન દીજીએજી રે;

આ સર્વ સામગ્રીને હૃદયમાં ધારણ કરી-તે પ્રમાણે ભાવના કરી-વર્ત્તનમાં મૂકી શ્રીગુરૂપરમાત્માના ચરણ કમલોનું પૂજન—અને તેમનું ધ્યાન કરે તો જરૂર ઉત્તમ ફળ પ્રાપ્ત કરાય એમાં સંદેહજ નથી. ૫૬.

**गुरुरादिरनादिश्च गुरुः परमदैवतम् ।**
**गुरुमंत्रसमो नास्ति तस्मै श्रीगुरवे नमः ।५७।**

(**'सदेव सोम्येदमग्र आसीत्'**....(**छान्दोग्योपनिषत्०**) આ નામરૂપ અને ક્રિયાત્મક વિકારી જગત્‌ની ઉત્પત્તિની પહેલાં ત્રિકાલાબાધ્ય નિર્ગુણ નિરાકાર સર્વવ્યાપક સચ્ચિદાનંદ સ્વરૂપ એક અદ્વિતીય બ્રહ્મ જ હતું. આમ છાંદોગ્ય, બૃહદારણ્ય૦ વગેરે ઉપનિષદોમાં કહેલું છે. તેથી ) સર્વ જગત્‌ના આદિકારણ

બ્રહ્મસ્વરૂપ શ્રીગુરૂ છે, તથા સ્વયં અનાદિ એટલે કારણરહિત અર્થાત્ તેમના ઉત્પાદક કોઇ નથી એમ કઠ શ્રુતિમાં કહેલું છે. તેથી સ્વતઃસિદ્ધ છે. તેમજ શ્રીગુરૂ પરમદૈવત છે. શ્રીગુરૂદેવના આપેલા શ્રીગુરૂમંત્ર-સમાન અન્ય કોઈપણ મંત્ર નથી; એવા તે શ્રીગુરૂદેવને વારંવાર નમસ્કાર છે. ૫૭.

**सप्तसागरपर्यन्तं तीर्थस्नानफलं सदा ।**
**गुरुपादोदकस्यापि सहस्रांशेन दुर्लभम् ॥५८॥**

ક્ષાર, ઈક્ષુરસ, સુરા, ઘૃત, દધિ, ક્ષીર અને સ્વાદૂદક એ સાત સમુદ્રપર્યન્તનાં અર્થાત્ તે સાત સમુદ્ર અને તે સમુદ્રોથી વેષ્ટિત પૃથ્વીનાં સમસ્ત તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ થાય છે, તે ફળ શ્રીસદ્ગુરૂદેવના ચરણોદકના હજારમાભાગ સમાન થવાને પણ દુર્લભ છે. અર્થાત્ શ્રીગુરૂના ચરણામૃતના હજારમાભાગ બરોબર પણ સાતસમુદ્રપર્યંતનાં સર્વતીર્થોનું ફળ થતું નથી. ૫૮.

**गुरुरेव जगत्सर्वं ब्रह्मविष्णुशिवात्मकम् ।**
**गुरोः परतरं नास्ति तस्मात्सम्पूजयेद्गुरुम् ॥५९॥**



બ્રહ્મા વિષ્ણુ અને શિવસ્વરૂપ, એટલે રજોગુણ, સતોગુણ અને તમોગુણને ગ્રહણ કરીને ઉત્પત્તિ પાલન અને સંહાર કરેલું, સર્વ જગત્ શ્રીગુરૂરૂપજ છે; કેમકે શ્રીગુરૂ સાક્ષાત્ પરંબ્રહ્મ રૂપ છે, અને તે પરંબ્રહ્મરૂપ શ્રીસદ્‌ગુરૂદેવમાં વિવર્ત્તરૂપે આ જગત્ ભાસેલું છે; તેથી '**सर्वं खल्विदं ब्रह्म**' ( આ સમ્પૂર્ણ જગત્ બ્રહ્મસ્વરૂપ છે. ) આ છાંદોગ્યશ્રુતિઅનુસાર બ્રહ્મસ્વરૂપ સર્વજગત્ શ્રીગુરૂદેવરૂપજ છે. શ્રીગુરૂદેવથી અધિક શ્રેષ્ઠ કોઈ નથી; તેથી શ્રીગુરૂદેવની અવશ્યમેવ પૂજા કરવી.

શ્રીયોગશિખોપનિષત્‌ની શ્રુતિઓ પણ શ્રીગુરૂ અને ઈશ્વરનું અભેદભાવે પૂજન કરવા વિધાન કરે છે. "**यथा गुरुस्तथैवेशो यथैवेशस्तथा गुरुः ।पूजनीयो महाभक्त्या न भेदो विद्यतेऽनयोः ॥**" જેવા શ્રીગુરૂ પૂજ્ય છે, તેવાજ ઇશ્વર પણ પૂજ્ય છે, અને જેવા ઈશ્વર પૂજ્ય છે તેવાજ શ્રીગુરૂ પણ પૂજ્ય છે. આમ બન્નેમાં સમદૃષ્ટિ—અભેદ બુદ્ધિ રાખીને પરમભક્તિથી પૂજા કરવા યોગ્ય છે. આ બન્નેમાં ભેદ જાણવો નહી. "**दिव्यज्ञानोपदेष्टारं देशिकं परमेश्वरं । पूजयेत्परयाभक्त्या तस्य ज्ञानफलं भवेत् ॥** જીવાત્મા

પરમાત્માની ઐક્યતાનું દિવ્યજ્ઞાન આપનારા પરમેશ્વ-રરૂપ સદ્‌ગુરૂદેવનું અતિશય શ્રદ્ધાવાળી ભક્તિથી પૂજન કરવું. આ પ્રમાણે પ્રેમપૂર્વક શ્રીગુરૂનું પૂજન કરનારને જ્ઞાનનું ફળ મુક્તિ પ્રાપ્ત થાય છે.

શ્રીવિષ્ણુ પુરાણમાં પણ " **अर्चयेद्देववत्प्राज्ञः सर्वदेवमयो गुरुः ।**" (શ્રીગુરૂદેવ સર્વ દેવસ્વરૂપ છે; માટે બુદ્ધિમાન પુરૂષ, દેવસમાન અર્થાત્ જેવી શ્રદ્ધા ભક્તિ અને પ્રમથી દેવની પૂજા કરે છે તેવીજ શ્રદ્ધા ભક્તિ અને પ્રેમથી શ્રીગુરૂદેવનું પૂજન કરે ) આ વચનથી દેવસમાન શ્રીગુરૂદેવનું અર્ચન પૂજન કરવાનું વર્ણવે છે. માટે સાધક-ભક્તોએ દેવબુદ્ધિથી શ્રીગુરૂનું નિત્ય નિરંતર પૂજન કરવું ઉચિત છે.

"**यः सकृदुच्चारयति तस्य सँसारमोचनं भवति। सर्वजन्मकृतं पापं तत्क्षणादेव नश्यति सर्वान्कामानवाप्नोति । सर्वपुरुषार्थसिद्धिर्भ-वति ॥**" (**अद्वय ता० उपनिषत्**०) જે ગુરૂ એક-વાર શિષ્યના કર્ણદ્વારમાં તારક મંત્ર ઉચ્ચારણ કરેછે, તેથી તે શિષ્યનો સંસાર ક્ષયતાને પામે છે; તેનાં અનેક જન્મમાં કરેલાં પાપ તત્કાલજ નાશ પામેછે,

અને તે શિષ્યની સર્વમનકામનાઓ સ્વેચ્છાનુસાર પરિપૂર્ણ થાય છે; તથા તેના સર્વ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. આવું અલૌકિક સામર્થ્ય શ્રીગુરૂપદમાં રહેલું છે તેથી; અને **उत्पन्नेऽपि विरागे विना प्रबोधं सुखं न स्यात् । स भवेद्गुरूपदेशात्तस्माद्गुरुमाश्रयेत्प्रथमम् ॥ (श्री शङ्कराचार्य्य०)** વૈરાગ્ય ઉત્પન્ન થયેલો હોય, તથાપિ આત્મજ્ઞાન વિના આનંદ થતો નથી; અને તે આત્મજ્ઞાન શ્રીગુરૂદેવના ઉપદેશથી પ્રાપ્ત થાય છે, માટે શ્રીસદ્‌ગુરુદેવનો પ્રથમ આશ્રય કરવો. આ પ્રમાણે આચાર્ય ભગવાન કહે છે—એજ હેતુથી **શ્રી શિવપુરાણ- જ્ઞાનસંહિતામાં** સર્વ દેવતાઓના પૂજનસમયે પ્રથમ શ્રીગુરૂદેવનું પૂજન કર્યાપછી તે તે દેવતાઓનું પૂજન કરવા વિધાન કરેલું છેઃ—**गुरोश्च स्मरणं कृत्वा तस्मै नत्वा विशेषतः । ध्यानपूजां ततः कृत्वा तदनुज्ञामवाप्य च ॥ अर्घ्यादि पुनरुच्चार्य कामनानि प्रयुज्य च । पूजयेत्परयाभक्त्या शिवं सपरिवारकम् ॥ (शिवपुराण०ज्ञा० सं०अ०२७)** પોતાની શક્તિ પ્રમાણે પૂજાની સામગ્રી લઇ શિવપૂજા કરવા બેઠાપછી, પ્રથમ પોતાના ગુરૂનું સ્મરણ કરી, તેમને વિશેષ કરી ભક્તિપૂર્વક નમસ્કાર

કરીને તથા ધ્યાનપૂજાકરીને, ત્યારપછી શ્રીગુરૂદેવની આજ્ઞા લઇ પશ્ચાત્ '**अद्यश्री**' એ સંકલ્પપ્રયોગ ભણી જે કામનાહોય તેનો પણ સંકલ્પમાં ઉચ્ચાર કરી પરમભક્તિવડે ગણપતિ, દ્વારપાલ, નંદિગણ અને પાર્વતી આદિ કુટુંબ પરિવાર સહિત શ્રીમહાદેવનું પૂજન કરવું.

શ્રીવિષ્ણુભગવાન્‌ના પૂર્ણઅવતારરૂપ ભગવાન્ કલ્કિમહારાજ ભલ્લાટનગરમાં* ગયા, અને ત્યાંના વિષ્ણુભક્ત રાજા શશિધ્વજ સાથે યુદ્ધ કરતાં પોતે મૂર્ચ્છિત થઇ પૃથ્વીપર પડયા, ત્યારે રાજા શશિધ્વજ તેમને ઉઠાવી પોતાના ગૃહમાં લેઇ ગયો, અને ભક્તિથી પોતાની કન્યા રમાનું કન્યાદાન આપી પોતાની મન કામના પૂર્ણકરી પ્રસન્ન થયો. તે સમયે ભગવાન્ શ્રીકલ્કિમહારાજની સાથમાં આવેલા મરૂ, દેવાપિ અને

---

* સિદ્ધપુરૂષો ભવિષ્યમાં થવાની વાતને થઈ ગયા સમાન દેખે છે, તેથી અહીંઆં 'ભલ્લાટ નગરમાં ગયા' એમ કલ્કિપુરાણના મૂળશ્લોકમાં અતીતકાલ (ભૂતકાલ) નો પ્રયોગ કરેલોછે. જેથી ભવિષ્યકાલની ક્રિયાનાસ્થાનમાં ભૂતકાલની ક્રિયાનો પ્રયોગ કેમ કર્યો હશે ? એવી શંકાનો અવકાશજ નથી.

વિશાખયૂપ આદિ રાજાઓએ રાજા શશિધ્વજને ભક્તિનું લક્ષણ અને વિધાન પૂછ્યું હતું; તે વખતે શશિધ્વજે કહ્યું કેઃ–હે રાજાઓ ! હું પૂર્વ અવતારમાં પાંચસો યુગસુધી બ્રહ્મલોકમાં સુખ ભોગવતો હતો, તે સમયે બ્રહ્માજીની સભામાં સનક મુનિએ નારદજીને ભક્તિનું વિધાન પૂછ્યું હતું; તે મેં જેવું શ્રવણ કર્યું છે, તે હું તમોને કહું છું:– નારદજીએ કહ્યું હતું કેઃ–"**मनः षष्ठानीन्द्रियाणि संयम्यपरयाधिया । गुरावपि न्यसेद्देहं लोकतंत्रविचक्षणः । गुरौप्रसन्ने भगवान् प्रसीदति हरिःस्वयम् ॥ (कल्किपुराण०अ०११)** લોકતંત્રને જાણનારો વિચક્ષણ સાધક સૂક્ષ્મબુદ્ધિથી શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જીભ અને નાસિકા એ જ્ઞાનેન્દ્રિય પંચક અને છઠું મન, એ સર્વનો સંયમ કરીને, એટલે તેઓને પોતપોતાના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોથી તથા સંકલ્પવિકલ્પ કરવારૂપ ધર્મથી ઉપરામ કરી પરમજ્ઞાનનિષ્ઠ શ્રીસદ્‌ગુરૂદેવના ચરણોમાં દેહને નિર્લજની પેઠે અર્પણ કરે, અર્થાત્ દેહાભિમાન ત્યજીને ભક્તિભાવથી ભૂમિપર લાંબાપડી શ્રીગુરૂનાચરણોમાં દંડવત્ પ્રણામકરી શરીર સમર્પણ કરે, અહીંઆં મૂળશ્લોકમાં '**अपि**' શબ્દ નવધાભક્તિનું

ઉપલક્ષણ છે. તેથી શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન અર્ચન, વંદન, દાસ્યભાવ, સખાભાવ અને આત્મનિવેદન, એ નવધાભક્તિપૂર્વક શ્રીગુરૂનાચરણોમાં દેહને અર્પણકરે; કારણકે શ્રીગુરૂદેવ પ્રસન્ન થયે ભગવાન્ શ્રીહરિ સ્વયં પ્રસન્ન થાયછે; માટે શ્રીગુરૂદેવને સેવનાદિ ભક્તિથી પ્રથમ પ્રસન્ન કર્યાપછી શ્રીગુરૂદેવના બતાવેલા વિધાન પ્રમાણે શ્રીનારાયણનું ધ્યાન-ચિંતન-સેવન-પૂજન કરવું.

આમ શ્રીગુરૂદેવના પૂજન કર્યાપછી શ્રીશિવવિષ્ણુ આદિ દેવતાઓનું પૂજન કરવાનો વિધિ હોવાથી, શ્રીગુરૂદેવના સમાન બીજું કોઈ ઉત્તમતત્ત્વ નથી શ્રી ગુરૂદેવજ પરંતત્વ છે; માટે અતિપ્રયત્નથી શ્રીગુરૂદેવનું વિધિપુરઃસર પૂજન કરવું.

શ્રીગુરૂપૂજનનું માહાત્મ્ય શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**स्वर्गस्तस्य गृहाङ्गणं सहचरी साम्राज्यलक्ष्मीः शुभा। सौभाग्यादिगुणावलि र्विलसति स्वैरं वपुर्वेष्मनि ॥ संसारः सुतरः शिवं करतरक्रोडे लुठत्यञ्जसा। यः श्रद्धाभरभाजनं निजगुरोः पूजां विधत्ते जनः ॥** જે મનુષ્ય પોતાના શ્રીસદ્ગુરૂ પરમાત્માની અતિશય શ્રદ્ધાવાળી પૂજનાદિ

સેવા–ભક્તિ કરે છે; તે મનુષ્યને સ્વર્ગ તો પોતાના ઘરનું આંગણુંજ છે, અર્થાત્ ગૃહના દ્વારની સમાન સમીપજ છે; અને ચક્રવર્ત્તિ રાજ્યની ઉત્તમ લક્ષ્મી તો દાસીછે; તથા સૌભાગ્ય આદિ સદ્‌ગુણોની પંક્તિ પોતાની મેળેજ દેહ રૂપ ગૃહમાં આવીને નિવાસ કરે છે; વળી સંસાર સમુદ્ર તરવો તો ત્હેને અતિ સેહેલ છે; અને કલ્યાણ તો શીઘ્ર–વિના પરિશ્રમે હાથના મધ્યમાં (હથેલીમાં)જ લોટેછે, અર્થાત્ ત્હેને મુક્તિપણ અવશ્યમેવ પ્રાપ્ત થાય છે. ૫૯.

**ज्ञानविज्ञानमुक्तिश्च लभ्यते गुरुभक्तितः ।**
**गुरोः समं ततो नान्यत्साधयेद्गुरुमार्गिणम् ॥**

શ્રીસદ્‌ગુરૂદેવની ભક્તિથી જ્ઞાન વિજ્ઞાન અને કૈવલ્યમુક્તિ પમાયછે. તેથી જન્મમરણાદિ સાંસારિક દુઃખની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરમાત્માની પ્રાપ્તિ સંપાદન કરવાને માટે શ્રીગુરૂ સમાન અન્ય કોઈ સાધન નથી; એટલાજ માટે જ્ઞાનવિજ્ઞાન અને મુક્તિ આપવામાં સમર્થ અને શ્રીગુરૂભક્તિનામાર્ગનું અવલંબન કરનારા શ્રીગુરૂને સાધવા. જેઓ શ્રીગુરૂભક્તિના માર્ગ પ્રમાણે વર્ત્તતા નથી અને



સ્વતંત્રસ્વચ્છંદપણાથી સ્વેચ્છાનુસાર વર્ત્તેછે, તેઓ પોતે ભ્રષ્ટ થાયછે, અને પોતાના આશ્રિતોને પણ સાંસારિક ભુક્તિથી અને સચ્ચિદાનંદ પરંબ્રહ્મની પ્રાપ્તિરૂપ મુક્તિથી તેમ શ્રીગુરૂની ભક્તિથી, અર્થાત્ સર્વતરફથી ભ્રષ્ટ કરેછે. ૬૦.

**यस्मात्परतरं नास्ति नेति नेतीति वै श्रुतिः ।**
**मनसा वचसा चैव सर्वदाऽऽराधयेद्गुरुम् ॥६१॥**

જે શ્રીગુરૂ પરમાત્માથકી ઉત્કૃષ્ટતમ અન્ય કાંઇ નથી; કેમકે બૃહદારણ્યક શ્રુતિ શ્રીગુરૂપરમાત્માનું સ્વરૂપ **'नेति नेति'** વચનથી સર્વનામરૂપાત્મક દૃશ્યાદૃશ્ય મનવાણીના વિષયરૂપ અસત્ય પદાર્થોનો નિષેધ કરતાં અવશેષ રહેલા અખંડ અવિનાશી સચ્ચિદાનંદ સ્વયં-જ્યોતિઃ પરમાત્મરૂપ વર્ણન કરેછે. અર્થાત્ શ્રીગુરૂ-પરમાત્મા સ્થૂલસૂક્ષ્માદિ દેહરૂપ નથી, જાગ્રતસ્વપ્નાદિ અવસ્થારૂપ નથી, સમસ્ત ઇન્દ્રિયપ્રાણાદિરૂપ નથી, મનબુદ્ધિઆદિ અંતઃકરણરૂપ નથી, શબ્દાદિ વિષયો-રૂપ નથી, જપ, તપ, તીર્થ, વ્રત, યજ્ઞાદિ રૂપ નથી, તેમ આ સ્થાવર જંગમાદિ સર્વ દૃશ્યાદૃશ્ય પ્રપંચરૂપ પણ નથી. તાત્પર્યકે મનવાણીના વિષયરૂપ જે કાંઇ

દૃશ્ય વા અદૃશ્ય પદાર્થો છે તે સર્વનો નિષેધ કરતાં જે કાંઇ અંતે અવશેષ રહે, તે અખંડ આનંદસ્વરૂપ, શુદ્ધ બુદ્ધ, પરિપૂર્ણ, નિર્ગુણ, નિરાકાર, સ્વયંજ્યોતિઃ સચ્ચિદાનંદ સનાતનસ્વરૂપ, શ્રીગુરૂપરમાત્મા છે, એમ શ્રુતિ કહેછે; માટેતે સચ્ચિદાનંદસ્વરૂપ શ્રીગુરૂદેવને મન વાણી અને કાયાવડે સર્વદા આરાધવા–સેવાપૂજા–સ્મરણ-ધ્યાન-નમસ્કારાદિવડે સેવવા. ૬૧.

**गुरोः कृपा प्रसादेन ब्रह्मविष्णुमहेश्वराः ।**
**सामर्थ्यं तत्प्रसादेन केवलं गुरुसेवया ॥६२॥**

શ્રીગુરૂપરમાત્માના કૃપા પ્રસાદ વડે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરાદિ દેવો ઉત્તમ પદવીને પામ્યા છે. તથા શ્રીગુરૂપરમાત્માના સેવન દ્વારા, ફળરૂપ ઉત્પન્ન થયેલા તેઓશ્રીના કેવળ કૃપા પ્રસાદરૂપ અનુગ્રહ વડેજ, જગત્‌ની ઉત્પત્તિ, પાલન અને સંહાર કરવાના સામર્થ્યને પણ પ્રાપ્ત થયેલા છે. ૬૨.

**देवा [illegible]न्धर्वाः पितृयक्षाश्चारणाः ।**
**मुनयोऽपि न जानन्ति गुरु शुश्रूषणे विधिम् ॥**
**मदाहङ्कारगर्वेण तपोविद्याबलाधिकाः ।**

**संसार कुहरावर्त्ते घटीयंत्रं यथा पुनः ॥६४॥**

દેવતાઓ, કિન્નરો, ગંધર્વો પિતૃઓ, યક્ષો, ચારણો અને મુનિઓ પણ શ્રીગુરૂની સેવા કરવાની વિધિને જાણતા નથી. તેથી તે શ્રીગુરૂદેવની સેવાથી વિમુખ રહેલા છે. વળી વિદ્યા અને બલની અધિકતાવાળા છે, તેથી તે દેવાદિક દેહ ઇન્દ્રિયાદિ સંઘાત વિષે આત્મબુદ્ધિના ભ્રમરૂપ અહંકાર વડે, તેમજ ધન યૌવન અને રાજ્યાદિ વૈભવ વડે બીજાથી પોતાને અધિક માનતી ચિત્તવૃત્તિરૂપ ગર્વ વડે તથા મદ વડે ઘટીયંત્ર (કૂવાના રેંટમાલ) ની પેઠે વારંવાર સંસારરૂપ છિદ્રમાં–ખાડામાં પડે છે; અર્થાત્ સંસારચક્રમાં વારંવાર જન્મે છે. અને મરે છે. ૬૩–૬૪.

**न मुक्ता देवगन्धर्वाः पितरो यक्षकिन्नराः।**
**ऋषयः सर्वसिद्धाश्च गुरुसेवापराङ्मुखाः।६५।**

દેવ દૈત્ય, ગંધર્વ, પિતૃઓ, યક્ષ, કિન્નર, ઋષિલોક અને સર્વસિદ્ધલોક પણ શ્રીગુરૂસેવાથી બહિર્મુખ વૃત્તિવાળા હોવાથી મોક્ષ પામતા નથી ૬૫.

હવે મોક્ષદાતા શ્રીગુરૂદેવનું ધ્યાન વર્ણવે છેઃ–

**ध्यानं शृणु महादेवि सर्वानन्दप्रदायकः।**



**सर्वसौख्यप्रदंचैव भुक्तिमुक्तिप्रदायकम्॥६६॥**

હે મહાદેવિ! આલોક પરલોકના સર્વ આનંદને આપનારૂં, અને સર્વ પ્રકારના સુખને આપનાર, તથા સંસારના વૈભવાદિ ભોગ અને મોક્ષને આપનારૂં શ્રી સદ્‌ગુરૂ પરમાત્માનું ધ્યાન શ્રવણ કર. ૬૬.

**श्रीमत्परं ब्रह्म गुरुं नमामि।**
**श्रीमत्परं ब्रह्म गुरुं भजामि॥**
**श्रीमत्परं ब्रह्म गुरुं वदामि।**
**श्रीमत्परं ब्रह्म गुरुं स्मरामि॥६७॥**

શ્રીસચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂને હું નમસ્કાર કરૂં છું. અખંડ અવિનાશી પરંબ્રહ્મસ્વરૂપ શ્રીજ્ઞાન વિજ્ઞાનની શોભાયુક્ત શ્રીસદ્‌ગુરૂ દેવને હું ભજું છું. અર્થાત્ તનમન ધનાદિકથી હું સેવું છું. ઉત્કૃષ્ટ બ્રહ્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવના દૈવી ગુણ ચરિત્રનું વાણી દ્વારા હું સ્તવન-કીર્ત્તન કરૂં છું. તથા સર્વાન્તર્યામી પરંબ્રહ્મપરમાત્મસ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવના અનંત નિર્મળ નામોનું હું વારંવાર સ્મરણ કરૂં છું; તેમજ તેમનું નિરંતર ધ્યાન કરૂં છું. ૬૭.

**ब्रह्मानन्दं परमसुखदं केवलं ज्ञानमूर्तिं ।**
**द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ॥**
**एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं ।**
**भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥**

સચ્ચિદાનંદ સ્વયંપ્રકાશ પરંબ્રહ્મના આનંદવાળા-બ્રહ્માનંદ સ્વરૂપ; સર્વોત્કૃષ્ટ સુખના પ્રદાતા, કેવળ જ્ઞાનની મૂર્ત્તિરૂપ-જ્ઞાનસ્વરૂપ; સુખદુઃખ હર્ષશોક રાગદ્વેષ જન્મમરણાદિ દ્વન્દ્વોથી રહિત, આકાશના સમાન સર્વ વ્યાપક, અથવા આકાશના સદૃશ અસંગ નિર્લેપ, '**तत्त्वमसि**' આદિ મહાવાકયોના લક્ષ્યરૂપ, અદ્વિતીય-સજાતીય વિજાતીય અને સ્વગતભેદ રહિત, અવિનાશી અજ્ઞાન અવિદ્યાદિરૂપ મેલથકી રહિત-નિર્મલ, અચલ, સર્વની બુદ્ધિઓના સાક્ષીરૂપ, (**सर्वदा साक्षिभूतं**) આવો પાઠ હોયતો, સદા સાક્ષી સ્વરૂપ " ); જન્મવું, સ્થિત-રહેવું; વધવું, પરિણામ પામવું, ક્ષીણથવું, અને નાશ પામવું, એ ષડ્ ભાવ વિકારથી રહિત-ઉત્પતિ સ્થિતિ અને લયવાળા સાંસારિક પદાર્થમાત્રથકી રહિત; તથા સત્વ, રજો અને તમો ગુણથી રહિત એવા તે શ્રીસદ્‌ગુરૂ દેવને હું નમસ્કાર કરૂં છું. ૯૮.

आनन्दमानन्दकरं प्रसन्नं
ज्ञानस्वरूपं निजबोधयुक्तम् ।
योगीन्द्रमीडयं भवरोगवैद्यं
श्रीमद्गुरुं नित्यमहं नमामि ॥६९॥

નિરતિશય આનંદ–સુખસ્વરૂપ; લૌકિક સુખ અને બ્રહ્માનંદ સુખના કરનાર; વિક્ષેપાદિ દોષરહિત સદા પ્રસન્ન ચિત્તવાળા, જ્ઞાનસ્વરૂપ તથા સ્વાત્મજ્ઞાનયુક્ત, યોગિઓના રાજા, સ્તુતિ કરવાને યોગ્ય, જન્મમરણાદિ સંસાર રોગના વિનાશક વૈદ્યરૂપ શ્રીસદ્‌ગુરૂદેવને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ૬૯

हृद्यम्बुजे कर्णिक मध्यसंस्थं ।
सिंहासने संस्थितदिव्यमूर्त्तिम् ॥
ध्यायेद्गुरुं चन्द्रकलाप्रकाशं ।
सच्चित्सुखाभीष्टफलप्रदानम् ॥७०॥

હૃદયકમલમાં કર્ણિકાના મધ્યભાગમાં સ્થિત રહેલા પરમાત્મ સ્વયંજ્યોતિઃસ્વરૂપ, બહાર સિંહાસન ઉપર સમ્યક્‌સ્થિત થયેલા દિવ્યમૂર્ત્તિસ્વરૂપ, અને ચંદ્રકલા સમાન શાંત–શીતલ ઉજ્જવલ પ્રકાશવાળા, તથા



સચ્ચિદાનંદ સ્વરૂપ અભીષ્ટ ( મનોવાંછિત ) ફલને આપનાર શ્રીગુરૂદેવનું ધ્યાન કરવું. ૭૦

**नित्यं शुद्धं निराभासं निराकारं निरञ्जनम् ।**
**नित्यबोधं चिदानन्दं गुरुं ब्रह्म नमाम्यहम् ॥**

ત્રણ કાલમાં નાશ ન પામે એવા અવિનાશી, માયા–અજ્ઞાનરૂપી મલિનતાથી રહિત, જીવ ઇશ્વરાદિક ભેદના આભાસ રહિત, અથવા નિરંતર અખંડ દીપ્તિ-માન્, નિરાકાર, નિર્લેપ–નિર્મલ, નિત્ય અખંડિત જ્ઞાન સ્વરૂપ, ચૈતન્ય–જ્ઞાન અને આનંદ સ્વરૂપ, તથા પરંબ્રહ્મ સ્વરૂપ શ્રીસદ્‌ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છે. ૭૧.

**न गुरोरधिकं न गुरोरधिकं**
**न गुरोरधिकं न गुरोरधिकम् ।**
**शिवशासनतः शिवशासनतः**
**शिवशासनतः शिवशासनतः ॥७२॥**

હે દેવિ ! હું વારંવાર કહું છું કેઃ–સચ્ચિદાનંદ શિવના શાસન (ઉપદેશ) ના કરનાર હોવાથી બ્રહ્મવેત્તા શ્રીસદ્‌ગુરૂ દેવથી બીજું અધિક કાંઈ નથી. જીવન્મુક્ત શ્રીગુરૂદેવથી અધિક બીજું કાંઈ નથી. કૈવલ્ય બ્રહ્મસ્વરૂપ

શ્રીસદ્ગુરૂ થકી અન્ય અધિક કાંઇ નથી. શ્રોત્રિય બ્રહ્મતત્ત્વનિષ્ઠ શ્રીસદ્ગુરૂ પરમાત્મા થકી અધિક કંઇ નથી. ૭૨

**इदमेव शिवं इदमेव शिवं**
**इदमेव शिवं इदमेव शिवम् ।**
**मम शासनतो मम शासनतो**
**मम शासनतो मम शासनतः ॥७३॥**

હે પાર્વતિ ! મ્હારી વારંવાર શિક્ષા હોવાથી આ આગળ તથા હવે કહેવાનું શ્રીગુરૂ વિષયક સમસ્ત જ્ઞાન પ્રભાવ વગેરે કલ્યાણકારી છે ઈતિ.

હે દેવિ ! મ્હારી પુનઃપુનઃ આજ્ઞા હોવાથી સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ કૈવલ્યબ્રહ્મનું અને બ્રહ્મવેત્તા શ્રીસદ્ગુરૂનું જે એક અભેદ ભાવે નામ, સ્મરણ, પૂજન સેવન, કીર્ત્તન, ધ્યાનાદિક ઉપાસન કરવાપણું, તથા તેઓશ્રીની આજ્ઞાપાલન કરવાપણું, એજ આ કલ્યાણકારી છે અથવા એજ આ કલ્યાણકારી જ્ઞાન છે; કેમકે શ્રીગુરૂના ઉપાસન વિના કલ્યાણજ નથી. શ્લોક ૭૨ અને ૭૩માં એક એક પદ ચાર ચાર વાર ઉચ્ચારણ

કરવામાં આવ્યું છે, તેતો અતિશ્રદ્ધા અને પ્રેમપૂર્વક બ્રહ્મવેત્તા જીવન્મુક્ત શ્રીસદ્‌ગુરૂપરમાત્માની ભક્તિવિના કલ્યાણનો અભાવ જણાવવાને અર્થે છે; તથા દૃઢનિશ્ચય, ઉલ્લાસ, આદર, અને શંકારહિતપણું જણાવવાને અર્થે છે. ૭૩.

**एवं विधं गुरुं ध्यात्वा ब्रह्म प्रकाशते स्वयम् ।**
**तदा गुरूपदेशेन मुक्तो भवति पार्वति ॥७४॥**

હે દેવિ ! પૂર્વે મેં કહ્યું એ પ્રમાણે જ્યારે શ્રીગુરૂનું ધ્યાન કરવાથી બ્રહ્મ સ્વયમેવ પ્રકાશિત થાયછે, ત્યારે હે પાર્વતિ ! શ્રીગુરૂદેવના ઉપદેશવડેજ અધિકારી શિષ્ય મુક્ત થાયછે; એમ તું નિઃસંદેહ જાણ. ૭૪.

**गुरुसंदर्शिते मार्गे मनःशुद्धे कृते यदा**
**अनित्यं खण्डयेत्सर्वं यत्किञ्चिद् दृष्टिगोचरम्॥**

શ્રીબ્રહ્મવેત્તા ગુરૂના દર્શાવેલા માર્ગમાં પ્રવર્ત્તેલું મન જ્યારે શુદ્ધ થાય ત્યારે, જે કાંઈ દૃષ્ટિગોચર થાયછે તે સર્વ અનિત્ય છે—નાશવાન્ છે, એમ ખંડન કરવું; કેમકે “ **ब्रह्म सत्यं जगन्मिथ्या** ” ( બ્રહ્મ સત્ય છે અને જગત ઝાંઝવાના પાણી સમાન મિથ્યા છે.) એમ શાસ્ત્રવેત્તાઓ કહી ગયા છે. ૭૫.

**ज्ञेयं सर्वमनित्यं च ज्ञानं च मन उच्यते ।**
**ज्ञानं ज्ञेयं समं कुर्यान्नान्योऽर्थोऽस्ति द्वितीयकः**

ઇન્દ્રિયોદ્વારા જાણવાને યોગ્ય સર્વ વસ્તુઓ, અર્થાત્ સર્વદૃશ્યપ્રપંચ અનિત્ય–નાશવાન્ છે. અને જ્ઞાન જે નિશ્ચયાત્મક બુદ્ધિનો અનુભવ તે મન કહેવાય છે; કેમકે " **कामः संकल्पो............एतत्सर्वं मन एव (बृहदारण्यक उप०)** એ શ્રુતિમાં જ્ઞાનને મનસ્વરૂપજ કહેલું છે. તેથી જ્ઞાનરૂપ મન અને જ્ઞેય જે સર્વદૃશ્ય પ્રપંચ એ બન્નેને "**सर्वं खल्विदं ब्रह्म**" (આ સર્વ જગત્ બ્રહ્મસ્વરૂપ છે) ઇત્યાદિ વેદાન્તના વચનોદ્વારા, તથા શ્રીગુરૂદેવદ્વારા સંપાદન કરેલા ધ્યાન સમાધિના અભ્યાસદ્વારા, બ્રહ્મસ્વરૂપ કરે; અર્થાત્ મન અને સર્વપ્રપંચને બ્રહ્મસ્વરૂપથી જુએ એજ પરમ પુરૂષાર્થ છે, અન્ય બીજો કોઈ ઉત્તમ પુરૂષાર્થ નથી. ૭૬.

હવે ગુરૂ નિંદાનું ફળ કહે છેઃ—

**एवं श्रुत्वा महादेवि गुरुनिन्दां करोति यः ।**
**स याति नरकं घोरं यावच्चन्द्रदिवाकरौ ॥७७**

હે મહાદેવિ-પાર્વતિ! આ પ્રમાણે શ્રીસદ્ગુરૂબ્રહ્મ

માહાત્મ્ય શ્રવણ કરીને-જાણીને જે મનુષ્ય શ્રીસદ્ગુરૂ દેવની નિંદા કરેછે, તે મનુષ્ય જ્યાંસુધી સૂર્યચંદ્ર વિદ્યમાન્ રહે ત્યાંસુધી ઘોરનરકને પામે છે.

ભગવાનનો ભક્ત ગમે તે જાતિવર્ણનો હોય તોપણ તેની નિંદા કરવાથી પ્રભુ કોપાયમાન થાય છે; જેથી અનેક જન્મપર્યંત મહાનરકનાં દુઃખો ભોગવવાં પડે છે. તો સાક્ષાત્ પરમાત્મપદનું પ્રસિદ્ધ દાન આપનાર બ્રહ્મવેત્તા શ્રીસદ્ગુરૂ મહાત્મા પુરૂષની નિંદા કરી મહા ક્લેશકારી અસહ્ય દુઃખો ભોગવે એમાં તો કહેવાનુંજ શું ? કહ્યું છે કેઃ- " **मद्भक्तं श्वपचं चापि निन्दां कुर्वन्ति ये नराः। पद्मकोटिशतेनापि न क्षमामि वसुन्धरे ॥"** **(वाराह पुराणे०)** શ્રીભગવાન્ કહે છેઃ-મ્હારો ભક્ત ચંડાલ હોય, તેની પણ જે મનુષ્યો નિંદા કરેછે, તેને સેંકડો પદ્મકોટિવર્ષ સુધી પણ આ પૃથ્વીમાં હું ક્ષમા કરતો નથી. **दृषयद्भगवद्भक्तं यस्तु वाक्यैर्नराधमः मूको भवति जन्मानि सहस्राणि शतानि सः ॥" (भार्गव पुराणे०)** જે અધમમનુષ્ય ભગવાન્‌ના ભક્તને દુષ્ટવાક્યોવડે દૂષણ (દોષ) આપે છે ( નિંદા કરે છે ), તે સેંકડો હજારો જન્મપર્યન્ત મૂગો રહે છે; અર્થાત વાક્ઇન્દ્રિયવિનાનો અનંત દુઃખો

અનુભવેછે. તેમજ વળી " **सर्वेषामपराधानां यतिनिन्दा गरीयसी। यतिर्नारायणः साक्षात्तस्मात्तां परिवर्जयेत् ॥" (हारित०)** સર્વ અપરાધોમાં યત્નશીલ જિતેન્દ્રિય પરમહંસ–સંન્યાસી–મહાત્માની નિંદા મહામોટી છે, અર્થાત્ મહામ્હોટા અપરાધરૂપછે; કેમકે યત્નશીલજિતેન્દ્રિય મહાત્મા સાક્ષાત્ નારાયણ સ્વરૂપછે, તેથી તેમની નિંદાનો સર્વથા ત્યાગ કરવો. શ્રીમનુ ભગવાન્ કહે છે કેઃ–" **परिवादात्खरो भवति श्वा वै भवति निन्दकः । परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥"( मनु०अ०२ )** ગુરૂમાં ખોડ ખાંપણ કાઢવાથી શિષ્ય ગધેડો અવતરે છે. શ્રીગુરૂની નિંદા કરનાર નિંદારૂપ પાપકર્મથી શ્વાન થાયછે; ગુરૂના પદાર્થો ભોગવનાર કૃમિયા થાયછે, અને ગુરૂનો ઉત્કર્ષ નહી સહન કરનાર–અદેખાઈ કરનાર કીડા થાયછે.

કોઈ મદાંધ સ્ત્રીપુરૂષ કોઇ મહાત્મા પુરૂષની જ્યારે નિંદા કરે છે, ત્યારે તે મહાત્મા પોતે મનમાં વિચારે છે કેઃ–આ શરીર તો હાડકાં, ચામડી, મજ્જા માંસ, વીર્ય, રૂધિર, વાત, પિત્ત, કફ, મલમૂત્રાદિકના ઉકરડા રૂપ છે. તોપછી "ભલે ! એની કોઈ નિંદા કરે વા અપ-

માન કરે, એથી મ્હારા સ્વરૂપની તો કદાપિપણ લેશ માત્ર હાનિ થવાની નથી." આવી ભાવના કરી વિક્ષેપ રહિત સદા આનંદમગ્ન રહેછે. "**सपरिकरे वर्चस्के दोषतश्चावधारिते। यदि दोषं वदेत्तस्मै किं तत्रो चारितुर्भवेत् ॥ तद्वत्स्थूले तथा सूक्ष्मे देहे त्यक्ते विवेकतः। यदि दोषं वदेत्ताभ्यां किं तत्र विदुषो भवेत् ॥**" (**नैष्कर्म्यसिद्धि०**) મલ મૂત્રાદિક કે જેને મનુષ્યે દોષરૂપ નક્કી કરેલાં છે. તે મલમૂત્રાદિકની જો કોઈ નિંદા કરે તો તેમાં વિષ્ટાદિક ત્યજનારની શી હાનિ થાય ? કંઈજ નહિં. તેમજ વિવેકદૃષ્ટિથી સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરનો ત્યાગ કર્યા પછી, અર્થાત્ તે શરીરોમાંથી અહંતા મમતાનો સર્વથા પરિત્યાગ કર્યા પછી એટલે એ બન્ને શરીરો હું નથી, અને તે મ્હારાંપણ નથી, એવો દૃઢ નિશ્ચય થયા પછી, જો કોઈ તે બન્ને શરીરોની નિંદા કરે, તો તેમાં વિદ્વાન્–જ્ઞાની પુરૂષની શી હાનિ થાય ? કંઈજ હાનિ થતી નથી." એજ હેતુથી નિંદા–અપમાન–તિરસ્કાર કરવાથી મહાત્મા પુરૂષોને કોઈપણ પ્રકારનો વિક્ષેપ–શોક થતો નથી.

પરંતુ ભગવાન્ તો નિંદક પુરૂષને તેના કર્મોનું ફલ અવશ્ય આપે છે. મૂઢ–અજ્ઞાની જીવો વિના વિચારે

કોઈ સંત મહાત્માની કેવળ ઉપરની સ્થૂલ ચેષ્ટા જોઈ મન ગમતાં દૂષણો આરોપણકરી અનેક દૂષિત અભિપ્રાયો આપવાથી પોતે મહાપાતકોના ભાગી થાય છે, **શાટયાયન શ્રુતિ**માં સ્પષ્ટ કહ્યું છે કેઃ—" **उपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम् ॥** " બ્રહ્મવેત્તા મહાત્મા પુરૂષના મિત્રોને—સ્નેહિઓને તે મહાત્માના પુણ્યકર્મનું ફળ મળે છે; અને દ્વેષકરનારાઓને તે મહાત્માના પાપકર્મનું ફળ મળે છે. આમ મહાત્માનાં પુણ્યપાપ વહેંચાઈ જાય છે, જેથી મહાત્માને કોઈકર્મ નહિં રહેવાથી વિદેહ મુક્તિ મળે છે. " **तत्सुकृतदुष्कृतं विधुनुते । तस्य प्रिया ज्ञातयःसुकृतमुपयन्ति । अप्रिया दुष्कृतम् ॥** " ( **कौशीतकी श्रुति॰**) યોગી મહાત્મા પુણ્ય પાપને ત્યાગ કરે છે. તેમાં તેમના સ્નેહી સંબંધિઓ—સેવા કરનારાઓ પુણ્યને ગ્રહણ કરે છે. અને દ્વેષકરનાર શત્રુઓ તેમનાં દુષ્કૃત—પાપ કર્મને ગ્રહણ કરે છે. **प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतं । विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥**" ( **मनुभगवान्॰** ) જ્ઞાની બ્રહ્મવેત્તા પુરૂષ પોતાનું હિત કરનાર પ્રિય પુરૂષો ઉપર પુણ્યનો, અને દ્વેષ કરનારા અપ્રિય પુરૂષો ઉપર પાપનો પરિત્યાગ

કરીને, પરંબ્રહ્મના ધ્યાન યોગદ્વારા સનાતન બ્રહ્મને પામે છે. આ પ્રમાણે બ્રહ્મવેત્તાનાં સર્વ પુણ્ય પાપનો વિનાશ થાયછે. એ વાત "**हानौ तूपायन शब्द शेषत्वात्**"। આ **બ્રહ્મસૂત્ર**માંપણ સ્પષ્ટપણે વર્ણવેલી છે. આ પ્રમાણે મહાત્માઓનાં પુણ્ય પાપ તેઓની સ્તુતિ નિંદા કરનારાઓને પ્રાપ્ત થાય છે; માટે મહત્પુરૂષોની કદી પણ નિંદા કરવી નહિં; તેમ તેમની શારીરિક ચેષ્ટાઓથી કોઈપણ જાતનો તર્કવા અભિપ્રાય આપવો નહિં; તેઓશ્રીની તો સદા સ્તુતિ સેવાજ કરવી. "**पापानां पापगणनां यः करोति नराधमः। सत्यत्वे तुल्य-पापी स्यान्मिथ्यात्वे द्विगुणो भवेत्**॥ જે અધમ પુરૂષ પાપીમનુષ્યોના પાપોની ગણના—ગણતરી કરે છે અર્થાત્ તેના પાપોની વાત ચીત કરે છે. જો કદાચ તે પાપ સાચું હોયતો તેના પાપ સમાન તે વાત કરનારને પાપ લાગે છે; અને જૂઠું હોય તો વાત કરનાર બમણા પાપનો ભાગી થાય છે, માટે બુદ્ધિમાન્ મનુષ્યે તો કોઇના પાપની ગણનારૂપ નિંદા કરવીજ નહિં. ૭૭.

હવે શિષ્યનું કર્ત્તવ્ય કહે છેઃ—

**यावत्कल्पान्तको देहस्तावद्देवि गुरुं स्मरेत्।**

**गुरुलोपो न कर्त्तव्यः स्वच्छन्दो यदि भावयेत् ॥**

હે દેવિ ! જ્યાં સુધી કલ્પના અંતપર્યંતનો દેહ હોય, અર્થાત્ કલ્પપર્યંન્તનું લાંબુ આયુષ્ય હોય, તોપણ તે આયુષ્ય પર્યંન્ત શ્રીગુરૂદેવનું સ્મરણ કરવું. કદાચ શિષ્ય સ્વેચ્છાચારી છે એમ ભાવના કરી શ્રીગુરૂ અનાદર—તિરસ્કાર કરી હજારો વખત કાઢી મૂકે, તો પણ શ્રીગુરૂની આજ્ઞાનો લોપ તેમ અવજ્ઞા પણ કરવાને યોગ્ય નથી; અથવા શ્રીગુરૂ પોતાના શિષ્યને સ્વતંત્ર બનાવે અર્થાત્ સંસાર બંધનથકી મુક્ત કરી જીવન્મુક્ત બનાવી દે, તોપણ શિષ્યે સ્વતંત્ર છતાં કદીપણ શ્રીગુરૂની આજ્ઞાનો લોપ કરવો નહિં.

પામર મનુષ્યો શ્રીગુરૂપરમાત્માના માહાત્મ્યને નહીં સમજવાથી ઉંધી પ્રવૃત્તિ કરેછે, અને અનેક પુણ્યપુંજથી પ્રાપ્ત થયેલા દુર્લભ મનુષ્યાવતારને એળે ગુમાવી પૃથ્વીઉપર ભારરૂપ થઇ પશુવૃત્તિમાંજ પોતાની જીંદગી પૂરી કરેછે; તથા અંતે લક્ષચોરાશી યોનિઓના ચક્રમાં ભટકી ભટકી અસહ્ય દુઃખો ભોગવે છે. માટે શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ કૃપાળુ શ્રીસદ્‌ગુરૂદેવનું શરણ લેઇ જ્યાંસુધી દેહ રહે ત્યાંસુધી તેઓશ્રીનું સેવન-સ્મરણ-

ધ્યાનાદિક ઉપાસન કરવું; અને તેઓશ્રીની આજ્ઞાનુસારજ વર્ત્તવું એજ મનુષ્યમાત્રને શ્રેયસ્કર છે. શ્રીગુરૂદેવની આવશ્યક્તા પૂર્વે **શ્રીગુરૂપૂજનાદિ વિધિના** પ્રસંગમાં તથા આ ગુરૂગીતાના આરંભથી તે અંત પર્યંતના શ્લોકોમાં જ્યાં ત્યાં નિરૂપણ કરેલી છે. ૭૮

**हुंकारेण न वक्तव्यं प्राज्ञशिष्यैः कदाचन ।**
**गुरोरग्रे न वक्तव्यमसत्यं च कदाचन ॥७९॥**

શ્રીસદ્‌ગુરૂદેવની સન્મુખમાં બુદ્ધિમાન્ વિવેકી શિષ્યોએ હુંકાર એટલે અસભ્યતાપૂર્વક-અહંકારભર્યા રાજસ તામસ વચનોથી વા ઉંચાસ્વરથી કોઈકાલે પણ બોલવું નહિં; તેમજ અસત્ય ભાષણ પણ કદાપિ ન બોલવું. ૭૯.

**गुरुं हुंकृत्य तुंकृत्य गुरुं निर्जित्य वादतः ।**
**अरण्ये निर्जले देशे स भवेद्ब्रह्मराक्षसः ॥८०॥**

શ્રીસદ્‌ગુરૂપરમાત્માને વાદવિવાદથી જીતીને શ્રીગુરૂને હુંકારો તુંકારો કરીને બોલનાર, અર્થાત્ ' અરે! શું તું શાસ્ત્રને જાણેછે? ત્હને એક મંત્રતો આવડતો નથી, હું તો ભણેલો સર્વશાસ્ત્રને જાણનાર છું." વગેરે

હલકા શબ્દોથી બોલનાર તે અધમશિષ્ય જળ વિનાના અરણ્ય દેશમાં બ્રહ્મરાક્ષસ થાયછે. ૮૦.

मुनिभिः पन्नगैर्वापि सुरैर्वा शापितो यदि ।
कालमृत्युभयाद्वापि गुरु रक्षति सर्वदा ॥४१॥
अशक्ता हि सुराद्याश्च ह्यशक्ता मुनयस्तथा ।
गुरुशापहताः क्षीणाः क्षयं यान्ति न संशयः ॥

મુનિઓ દ્વારા અથવા સર્પો દ્વારા કે દેવતાઓ દ્વારા કદાચ શાપ લાગેલો હોય, તો તે શાપના કલેશથી તથા યમરાજના અને મૃત્યુના ભયથી તેમજ બીજા અનેક પ્રકારના ભયથી પણ શ્રીગુરૂ સદા રક્ષા કરે છે. પરંતુ શ્રીગુરૂદેવના શાપથી હણાઈ ક્ષીણ થએલા જીવો નાશનેજ પામે છે એમાં સંશય નથી. ૮૧-૮૨.

હવે 'ગુરૂ' એ બે અક્ષરરૂપ મંત્રનો મહિમા વર્ણવે છેઃ—

मंत्रराजमिदं देवि गुरुरित्यक्षरद्वयम् ।
श्रुति वेदान्तवाक्यानां गुरुःसाक्षात्परं पदम् ॥

હે દેવિ ! 'ગુરૂ' એ બે અક્ષરનો આ મંત્ર, મંત્ર-રાજ છે. વેદ વેદાંત વાક્યોમાં શ્રીગુરૂજ સાક્ષાત્ પરંપદ

રૂપે વર્ણવ્યા છે. તાત્પર્ય કેઃ– શ્રુતિસ્મૃતિ અને વેદાંતના યથાર્થ તાત્પર્યવાળા વાક્યોનું ગુરૂજ સાક્ષાત્ પરમપદ છે. (પરંરહસ્ય–સિદ્ધાંત છે.) અર્થાત્ વેદ વેદાન્તના વાક્યોનો મુખ્ય વિષય સાક્ષાત્ શ્રીગુરૂપરમાત્માજ છે.

**गुकारं च गुणातीतं रुकारं रूपवर्जितम् ।**
**गुणातीतमरूपं च यो दद्यात्स गुरुः स्मृतः ॥**

'ગુરૂ' શબ્દમાં 'ગુ' અક્ષરનો અર્થ સત્વ રજો અને તમો ગુણથી રહિત છે; અને 'રૂ' અક્ષરનો અર્થ નામ રૂપાત્મક પ્રપંચથી રહિત છે. એટલે ત્રિગુણાતીત અને નામરૂપાત્મક પ્રપંચથી રહિત એવા નિર્ગુણ નિરાકાર સચ્ચિદાનંદ પરંબ્રહ્મનો જે ઉપદેશ આપે, તે ગુરૂ કહેવાય છે. ૮૪.

**श्रुतिस्मृतिमविज्ञाय केवलं गुरुसेवकाः ।**
**ते वै संन्यासिनः प्रोक्ता इतरे वेषधारिणः ॥**

વેદ શાસ્ત્રને નહિ જાણીને અર્થાત્ શ્રુતિ સ્મૃતિને જાણતા ન હોય, તો પણ કેવળ શ્રીગુરૂની સેવામાં તત્પર હોય તો તેઓ, સંન્યાસીરૂપ કહેલા છે; બીજાઓ માત્ર વેષધારીઓ છે. કેમકે બ્રહ્મવિદ્ ગુરૂની સેવા વિના પરંબ્રહ્મની પ્રાપ્તિ થતી નથી.

સંન્યાસના લક્ષણના પ્રકરણમાં શ્રીભાષ્યકાર શંકરાચાર્યજી કહે છે કે:—

"**देहन्यासो हि संन्यासो नैव काषाय वाससा। नाहं देहोऽहमात्मेति निश्चयो न्यास लक्षणम् ॥**" દેહ અને દેહના અંગભૂત સર્વ ઈન્દ્રિયો પ્રાણાદિક, તથા તેમનાં ધર્મકર્માદિક તેમજ દેહનાં સંબંધિ સ્ત્રીપુત્ર ધનાદિક અને તેમનાં ધર્મકર્માદિક કે જેઓ જ્ઞાનમાં પ્રતિબંધક રૂપછે; તે સર્વમાંથી અહંતા મમતાનો પરિત્યાગ કરવો તેને સંન્યાસ કહે છે. કેવળ ભગવાં વસ્ત્રોવડે કે શિખાસૂત્રના ત્યાગવડે વા દંડ કમંડલું ધારણ કરવાવડે સંન્યાસી કહેવાતો નથી. પણ હું દેહ નથી, હું તો અખંડ અવિનાશી સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ આત્મા છું; એ પ્રકારનો જે નિશ્ચય છે તેજ સંન્યાસનું લક્ષણછે. વળી "**अतीतान्न स्मरेद्भोगाँस्तथेवानागतानपि। प्राप्ताँश्चनाभिनन्देद्यः स कैवल्याश्रमे वसेत् ॥** (**बृहस्पति०**) ભૂતકાલમાં ભોગવેલા ભોગોને, તથા ભવિષ્યમાં પ્રાપ્ત થવાના ભોગોને પણ સ્મરણમાં ન લાવે, અને વર્ત્તમાનમાં પ્રાપ્ત થતા ભોગોને ભોગવતાં છતાં પણ જે હર્ષ પામતો નથી તે કૈવલ્યાશ્રમ (સંન્યાસાશ્રમ)માં વાસ કરે. "**यदा**



**मनसि वैराग्यं जायते सर्ववस्तुषु। तदैव संन्यसेद्विद्वानन्यथा पतितो भवेत्** (**सौर पुराण॰**) જ્યારે મનમાં દેહ, સ્ત્રી, પુત્ર, ધનાદિક સર્વપદાર્થોમાં પૂર્ણ વૈરાગ્ય થાય, ત્યારેજ વિદ્વાન્ પુરૂષ સંન્યાસ ધારણ કરે; નહિંતો પતિત થાયછે.

" **देहः परमहंसानां न स्पर्शार्होऽपि कस्यचित्** । (**अद्वैतामृत॰ द्वि॰ क॰**) સંન્યાસિપરમહંસોનો દેહ, કોઇને પણ સ્પર્શ કરવા યોગ્ય નથી. અર્થાત્ સંન્યાસી પરમહંસોનું શરીર કામાદિક વિકારોવાળા મનુષ્યોએ કદીપણ સ્પર્શ કરવાને યોગ્ય નથી. વળી " **ज्ञानी देहः अस्पर्शार्हः ज्ञानपूतत्वात्** । **यन्नैवं तन्नैवं यथा कामिदेहः । न चायं तथा, तस्मात्तथा ॥**" આ કેવળવ્યતિરેકિ અનુમાનથી પણ જ્ઞાનીનો દેહ સ્પર્શ કરવાને યોગ્ય નથી એમ સિદ્ધ થાય છે. તેથી અંતરાત્માના પૂર્ણજ્ઞાનરૂપી ગંગાજળથી નિર્મળ કરેલો યતિમહાત્માનો દેહ, નાનાપ્રકારના વિકારરૂપ કીચડથી ભરેલા અંતઃકરણવાળા પામર લોકોએ સ્પર્શ કરી ભ્રષ્ટકરવાને યોગ્ય નથી કેમકે તે પામરોનાં અંતઃકરણોતો કામ ક્રોધ મદ મોહ અને

દેહાદિકના અભિમાનથી ભરેલાં છે, તેમ તેમનું શરીર અને હાથ આદિ અવયવો પણ સર્વદા અશુદ્ધ હોય છે. ૮૫.

**गुरोः कृपाप्रसादेन परमात्मा हि लभ्यते ।**
**अनेन गुरुमार्गेण ह्यन्तर्ज्योतिः प्रकाशते ॥८६॥**

બ્રહ્મવેત્તા જીવન્મુક્ત ગુરૂના કૃપાપ્રસાદથી પરમાત્મા પ્રાપ્ત થાયછે. ઉપર કહી આવેલા શ્રીગુરૂ ઉપદેશના માર્ગદ્વારા અંતઃકરણમાં બ્રહ્મદર્શનરૂપ જ્યોતિઃ પ્રકાશિત થાય છે. કોઇ પુસ્તકમાં **ह्यंतर्ज्ञानं प्रवर्त्तते ।** (અંતરજ્ઞાન ઉદય થાયછે.) આવો પણ પાઠછે. ૮૬.

હવે સર્વવ્યાપી પરમાત્મસ્વરૂપે શ્રીગુરૂને વર્ણવે છેઃ—

**आब्रह्मस्तम्बपर्यन्तं परमात्मस्वरूपिणम् ।**
**स्थावरं जङ्गमं चैव प्रणमामि जगन्मयम् ॥८७॥**

બ્રહ્માથી તૃણગુચ્છ ( ઘાસ ) પર્યન્ત આ સર્વ સ્થાવર જંગમાત્મક બ્રહ્માંડ પરમાત્મસ્વરૂપ છે; તે જગત્મય એટલે જગત્થી અભિન્ન પરમાત્મસ્વરૂપ શ્રીગુરૂદેવને હું નમસ્કાર કરૂંછું.

**ભૂર્લોક, ભુર્વર્લોક, સ્વર્લોક, મહર્લોક, જન લોક, તપોલોક, અને સત્યલોક,** એ એકએકથી ઊર્ધ્વ રહેલા સપ્તલોક; તથા **મહાતલ, રસાતળ, અતળ, સુતળ, વિતળ. તળાતળ** અને **પાતાળ,** એ સાત પાતાળમળીને ચૌદભુવન કહેવાયછે.

સાત પાતાળની નીચે અવીચિ આદિ સાત નરકનાં સ્થાનછે. અવીચિ નરકથી સુમેરૂના પૃષ્ઠભાગપર્યન્ત **ભૂર્લોક** છે. સુમેરૂના પૃષ્ઠથી આરંભી ધ્રુવનામાતારા-પર્યંત ગ્રહ, નક્ષત્ર, અને તારાઓવડે વિચિત્ર જે અંત-રિક્ષલોક છે તે **ભુવર્લોક** છે. અંતરિક્ષ લોકથી ઊર્ધ્વ પાંચ સ્વર્ગલોક કહેવાય છે. તેમાં ભુવર્લોકની ઉપર **સ્વર્ગલોક,** સ્વર્ગલોકને માહેન્દ્ર લોક કહેછે. તેના ઉપર **મહર્લોક** ( પ્રાજાપત્યલોક ) છે. તેનાથી ઊર્ધ્વ **જનલોક, તપોલોક** અને **સત્યલોક** છે. એ ત્રણે લોક બ્રહ્મલોક કહેવાયછે.

પૃથ્વીના અધોભાગમાં સપ્તપાતાળ છે, અને તેની નીચે સાત નરક છે; એમ પૃથ્વીની નીચે બીજા ચૌદ લોક કહેવાય છે. જેમાં સર્વથી નીચે **અવીચિનરક** છે. તેની ઉપર **મહાકાલ નરક** છે; જેમાં કેવળ માટી,

પાષાણ અને કાંકરા છે. તેની ઉપર **અંબરીષ નરક** છે; જેમાં કેવળ જળ છે. તેની ઉપર **રૌરવ નરક** છે; જેમાં કેવળ અગ્નિ ભરપૂર છે. તેની ઉપર **મહારૌરવ નરક** છે; જેમાં કેવળ વાયુ રહેલો છે. તેની ઉપર **કાલસૂત્ર નરક** છે; જે કેવળ ખાલી છે; અર્થાત્ જેમાં આકાશ માત્ર છે. તેની ઉપર **અંધતામિસ્ર નરક** છે; જે કેવળ અંધકારથી વ્યાપ્ત છે. એ નરકોની સાથે **કુંભીપાકાદિ ઉપનરકો** પણ રહેલાં છે. એ નરકોમાં પોતપોતાનાં પાપકર્મોવડે સંપાદન કરેલાં દુઃખો ભોગવનાર પ્રાણીઓ, કષ્ટરૂપ ફળ આપનારા દીર્ઘાયુષ્યને ગ્રહણ કરી ઉપજેછે. તે નરકોની ઉપર સાત પાતાળલોક છે; અને તેના ઉપર સપ્તદ્વીપવાળી પૃથ્વી છે જેને **વસુમતી** કહેછે. આ પૃથ્વીના મધ્યભાગમાં સુવર્ણમય પર્વતરાજ **સુમેરૂ** છે. સુમેરૂને ચારે દિશામાં ચાર શિખર છે. તેમાં પૂર્વભાગનું શિખર રજતમય (રૂપાનું) છે; તેથી પૂર્વભાગમાં રહેલું આકાશ રજતની પ્રભાના સંબંધથી શ્વેતવર્ણનું છે. દક્ષિણભાગમાં વૈદૂર્યમણિમય શિખર છે; તેથી આકાશનો દક્ષિણભાગ વૈદૂર્યમણિની નીલપ્રભાના અનુરાગથી શ્યામ છે. પશ્ચિમદિશામાં સ્ફાટિકમણિમય શિખર છે; તેથી આકાશનો પશ્ચિમ

ભાગ સ્ફાટિકમણિની પ્રભાસમાન સ્વચ્છછે. ઉત્તર દિશામાં સુવર્ણમય શિખર છે; તેથી આકાશનો ઉત્તર ભાગ સુવર્ણમય પ્રભાવાળો પીળો છે. આ સુમેરૂપર્વતની ઉપર દક્ષિણભાગમાં જંબુનામનું વૃક્ષ છે; જેના નામથી આ **જંબુદ્વીપ** કહેવાયછે. સુમેરૂની ચારો તરફ સૂર્યની ગતિ છે; તેમાં સુમેરૂના જે ભાગને સૂર્ય ત્યજે છે, ત્યાં રાત્રી થાય છે, અને જે ભાગને સૂર્ય અલંકૃત કરેછે ત્યાં દિવસ થાય છે.

સુમેરૂની ઉત્તરદિશામાં બે બે સહસ્ત્ર યોજન વિસ્તારવાળા **નીલ, શ્વેત**, અને **શૃંગવાન્** નામવાળા પર્વતો છે, તે પર્વતોના મધ્યમાં જે અવકાશ છે, તેમાં **રમણક, હિરણ્મય** અને **ઉત્તરકુરૂ**, એ ત્રણ વર્ષો(ખંડો) છે; અને તે પ્રત્યેક નવ નવ સહસ્ત્ર યોજન વિસ્તારવાળા છે. તેમાં **નીલગિરિ** સુમેરૂની ઉત્તર દિશામાં છે. નીલગિરિના ઉત્તર ભાગમાં રમણક ખંડ છે. શ્વેતની ઉત્તરમાં હિરણ્મય ખંડ છે. અને શૃંગવાન્‌ની ઉત્તરમાં સમુદ્રપર્યન્ત ઉત્તર કુરૂખંડ છે. સુમેરૂની દક્ષિણ દિશામાં બે બે હજાર યોજન વિસ્તારવાળા **નિષધ; હેમકુટ**, અને **હિમશૈલ** નામા ત્રણ પર્વતો છે; તે પર્વતોના અવકાશમાં



નવનવ સહસ્ત્ર યોજન વિસ્તારવાળા **હરિવર્ષ**, **કિંપુરૂષ**, **અને ભારત**, એ ત્રણ ખંડો છે. તેમાં નિષધપર્વતના દક્ષિણ ભાગમાં હરિવર્ષ ખંડ છે. હેમકૂટ પર્વતના દક્ષિણભાગમાં કિંપુરૂષ ખંડ છે. અને હિમશૈલપર્વતના દક્ષિણ ભાગમાં સમુદ્રપર્યંત ભારત ખંડ છે. સુમેરૂની પૂર્વદિશામાં **માલ્યવાન્** પર્વત છે. અને તે માલ્યવાન્થી સમુદ્રપર્યંત **ભદ્રાશ્વનામા દેશ** છે. સુમેરૂની પશ્ચિમદિશામાં **ગંધમાદન** નામા પર્વત છે. તે પર્વતથી સમુદ્રપર્યંત **કેતુમાલ** નામા દેશ છે. સુમેરૂની આસપાસ ચાર પર્વતો છે, તેની અને સુમેરૂની મધ્યમાં નવસહસ્ત્ર યોજન વિસ્તારવાળો **ઇલાવૃત** નામા ખંડ છે. એ પ્રકારે લક્ષ યોજન વિસ્તારવાળો જંબુદ્વીપ છે. **સુમેરૂ પંચાશ સહસ્ત્ર યોજન** વિસ્તારવાળા પ્રદેશમાં બિરાજમાન છે. અને પંચાશ સહસ્ત્ર યોજન વિસ્તારવાળો પ્રદેશ સુમેરૂની આસપાસ છે; એમ એકંદર **લક્ષયોજન** પરિમાણવાળો **જંબુદ્વીપ** છે. જે સો સહસ્ત્ર યોજનવાળો જંબુદ્વીપ છે, તે બે લક્ષ યોજન વિસ્તારવાળા **ક્ષાર સમુદ્રથી** ચારે ભણી કંકણાકારથી વીંટાયેલો છે. જંબુદ્વીપથી બમણા વિસ્તારવાળો **શાકદ્વીપ** છે, તે ચાર લક્ષ યોજન વિસ્તારવાળા **ઇક્ષુ રસ સમુદ્રથી** ચારે બાજુ કંકણાકારે વેષ્ટિત

છે. શાકદ્વીપથી બમણા વિસ્તારવાળો **કુશદ્વીપ** છે; તે પોતાનાથી બમણા વિસ્તારવાળા **સુરા (મદિરા) સમુદ્રથી** વીંટાએલો છે. કુશદ્વીપથી બમણા વિસ્તારવાળો **ક્રૌંચદ્વીપ** **છે;** તે પોતાનાથી બમણા વિસ્તારવાળા **ઘૃતસમુદ્રથી** કંકણાકારે વીંટાયેલો છે. ક્રૌંચદ્વીપથી બમણા વિસ્તાર વાળો **શાલ્મલદ્વીપ** છે; તે પોતાનાથી બમણા વિસ્તાર વાળા **દધિસમુદ્રથી** વીંટાયેલો છે. શાલ્મલદ્વીપથી બમણા વિસ્તારવાળો **મગધદ્વીપ** (ગોમેદ દ્વીપ) છે; તે પોતાનાથી બમણા વિસ્તારવાળા **ક્ષીર સમુદ્રથી** કંકણાકારે વીંટાયેલો છે. મગધદ્વીપથી બમણા વિસ્તારવાળો **પુષ્કરદ્વીપ** છે; તે પોતાનાથી બમણા વિસ્તારવાળા **સ્વાદૂદક સમુદ્રથી** વેષ્ટિત છે. આ સાત સમુદ્ર અને સપ્તદ્વીપથી આગળ (બહાર) **લોકાલોક પર્વત** છે. તે લોકાલોક પર્વતથી પરિવૃત્ત જે **સાત** સમુદ્ર **સહિત** **સપ્તદ્વીપ** છે; તે એકંદર **પંચાશકોડ યોજન** વિસ્તારવાળા છે. લોકાલોક પર્વતપર્યન્તનું ભૂમંડળ બ્રહ્માડની અંતર્ગત છે. આકાશના એક દેશમાં જેમ ખદ્યોત છે, તેમ એકબ્રહ્માંડ પ્રધાનનો એક સૂક્ષ્મ અવયવ છે. અર્થાત્ પ્રધાનના એક અતિ સ્વલ્પ પ્રદેશમાં આ બ્રહ્માંડની સ્થિતિ છે. તેમાં અને તે બ્રહ્માંડની અંતર્ગત

આવેલા પાતાળ, સમુદ્ર અને પર્વતોમાં દેવ, અસુર, ગંધર્વ, કિન્નર; યક્ષ, રાક્ષસ, ભૂત પ્રેત, પિશાચ, અપસ્મારક, અપ્સરાઓ, બ્રહ્મરાક્ષસો, કૂષ્માંડો અને વિનાયકો વસે છે. સર્વ દ્વીપોમાં પુણ્યાત્મા દેવ, મનુષ્યો નિવાસ કરે છે. સુમેરૂ પર્વત દેવતાઓની **ઉદ્યાનભૂમિ** છે; કેમકે ત્યાં **મિશ્રવન, નંદનવન, ચૈત્રરથવન, સુમાનસવન,** એ ચાર ઉદ્યાનો (વનો) છે. **સુધર્માનામા-દેવસભા છે. સુદર્શન નામા પુર છે. વૈજયંત નામા પ્રસાદ** છે. આ સર્વ ભૂર્લોકમાં ગણાય છે. એની ઉપર અંતરિક્ષ લોક છે; તે ભુવર્લોકમાં સુર્ય મંગળ આદિ ગ્રહ, અશ્વિની આદિ નક્ષત્રો, અને અન્ય ક્ષુદ્ર જ્યોતિઓ (તારાઓ) આકર્ષણ દ્વારા ધ્રુવની સાથે સંબંધ પામી, તે વડે ગતિવાળી થઇ, સુમેરૂની ઉપર ઉપરમાં રહી ધ્રુવની ચારો બાજુ ભ્રમણ કરે છે. તેની ઉપર સ્વર્ગલોક છે; તે **માહેન્દ્રલોકમાં**–સ્વર્ગલોકમાં, **ત્રિદશ, અગ્નિષ્વાત, યામ્ય, તુષિત, અપરિનિર્મિતવશાવર્તી, પરિનિર્મિતવશાવર્તી,** એ છ જાતિના **દેવ** નિવાસ કરે છે. એ સર્વે સંકલ્પસિદ્ધ અર્થાત્ સંકલ્પમાત્રથી વિષયોને સંપાદન કરવાવાળા, અણિમાદિ ઐશ્વર્યસંપન્ન, કલ્પપર્યંતના આયુષ્યવાળા વૃન્દા-



રક (પૂજ્ય) કામભોગી (પશુધર્મનામક મૈથુનમાં પ્રેમ વાળા) ઔપપાદિક દેહવાળા (માતા પિતાના સંયોગ વિના દિવ્ય શરીરવાળા) અને ઉત્તમ અનુકૂલ અપ્સરાઓના પરિવારવાળા છે, અર્થાત્ અપ્સરાઓ એમની સ્ત્રીઓ છે: એ સ્વર્ગલોકની ઉપર **મહર્લોકમાં, કુમુદ, ઋભુ, પ્રતર્દન, અંજનાભ, પ્રચિતાભ,** એ પાંચ જાતિવાળા **દેવો** નિવાસ કરે છે. એ સર્વે મહાભૂતવશી (તેમને જે જે પદાર્થો જોઇએ તે તે પદાર્થાકાર તેમની ઈચ્છાથી તે મહાભૂતો પરિણામ પામે છે તેથી મહાભૂતોને વશ વર્ત્તાવનારા કહેવાય છે. અન્ન વિના ધ્યાન માત્રથી તૃપ્ત તથા પુષ્ટ થનારા, અને સહસ્રકલ્પના આયુષ્યવાળા છે. તેનાથી ઉર્ધ્વ **જનલોકમાં, બ્રહ્મપુરોહિત, બ્રહ્મકાયિક, બ્રહ્મમહાકાયિક,** અને **અમર,** એ ચાર પ્રકારના **દેવો** વસેછે. તેઓ ભૂતો અને ઇન્દ્રિયોને વશવર્ત્તાવનારા, તથા ક્રમથી બે સહસ્ર ચાર સહસ્ર આઠ સહસ્ર, અને સોળ સહસ્ર કલ્પના આયુષ્યવાળા છે. જનલોકથી ઉપર **તપોલોકમાં આભાસ્વર, મહાભાસ્વર,** અને **સત્યમહાભાસ્વર,** એ ત્રણ પ્રકારની જાતિના **દેવો** છે. તે સર્વે મહાભૂતો, ઇન્દ્રિયો અને તેમની પ્રકૃતિ (તન્માત્રા)ઓ, અને ચિત્તને વશવર્ત્તાવનારા


છે. ( પોતાની ઈચ્છાનુસાર તન્માત્રાને કાયાને આકારે પરિણામ પમાડી શકાય, એ તન્માત્રાને વશવર્ત્તાવવી કહેવાયછે.) જનલોકવાસી અમરનામા દેવથી આભાસ્વર દ્વિગુણી આયુષ્યવાળા છે, તેનાથી બમણા આયુષ્ય વાળા મહાભાસ્વર છે, તેનાથી બમણા આયુષ્ય-વાળા સત્યમહાભાસ્વર છે. તેઓ સર્વ ધ્યાન-માત્રથી તૃપ્ત, પુષ્ટથનારા ઊર્ધ્વરેતા (જેમનો વીર્ય પાત કદી થતો નથી એવા, અર્થાત્ અસ્ખલિત વીર્ય-વાળા), સત્યલોકના યથાર્થ જ્ઞાનશૂન્ય, અને અવીચિથી તે તપોલોક પર્યંતના નિખિલલોકના યથાર્થ જ્ઞાનવાળા છે. તપોલોકની આગળ—ઉપર **સત્યલોકમાં, અચ્યુત, શુદ્ધનિવાસ, સત્યાભ,** અને **સંજ્ઞાસંજ્ઞી,** એ ચાર દેવ જાતિઓ નિવાસ કરેછે. તેઓ પોતાને માટે ગૃહ નિર્માણ નહિ કરતાં, પોત પોતાના શરીરરૂપ ગૃહમાં સ્થિતિ કરનારા, ક્રમથી એક એકથી ઉપર ઉપર વસ-નારા, પ્રધાનને વશ વર્ત્તાવનારા ( સ્વેચ્છાનુસાર સત્વ, રજસ્ અને તમસ્‌ને પ્રવૃત્તિ કરાવવાના સામર્થ્યવાળા), અને દ્વિપરાર્ધકલ્પના આયુષ્યવાળા છે, તેમાં અચ્યુત નામ દેવ છે, તે સવિતર્કધ્યાનજન્યસુખથી તૃપ્તછે. શુદ્ધનિવાસ નામા દેવ છે, તે સવિચારધ્યાન જન્યસુખથી



તૃપ્તછે. સત્યાભ નામા દેવ છે તે આનંદમાત્રનાધ્યાન જન્ય સુખથી તૃપ્ત છે. અને સંજ્ઞાસંજ્ઞી નામા દેવ છે, તે અસ્મિતામાત્રના ધ્યાનજન્ય સુખથી તૃપ્તિ પામે છે. એ સર્વે સંપ્રજ્ઞાતસમાધિને ઉપાસે છે; તેથી તે મુક્ત નથી; પરંતુ બ્રહ્માંડની અંતરજ સ્થિતછે. ઉપરોક્ત સાતે લોક બ્રહ્માના (હિરણ્યગર્ભના) લિંગદેહવડે વ્યાપ્ત હોવાથી, તે સર્વે લોકનું બ્રહ્માંડ એવું નામ પડેલું છે.

ઉપરોક્ત અવીચિથી સત્યલોક (બ્રહ્મલોક) પર્યન્ત સમસ્ત લોકરૂપ બ્રહ્માંડ કે જેની અંતર્ગત સમસ્ત સ્થાવર જંગમાત્મકની વિચિત્ર લીલા પ્રતીત થઈ રહી છે, તે સર્વ પરમાત્મામાંજ વિવર્તરૂપથી ભાસેછે; અને સર્વાધિષ્ઠાનભૂત પરમાત્મ ચૈતન્ય સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપેલું છે; એટલે સમસ્ત બ્રહ્માંડ પરમાત્માસ્વરૂપ છે. તે જગત્અભિન્ન પરમાત્મસ્વરૂપ શ્રીસદ્ગુરૂદેવને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ૮૭.

**वन्देऽहं सच्चिदानन्दं भेदातीतं जगद्गुरुम् ।**
**नित्यं पूर्णं निराकारं निर्गुणं स्वात्मसंस्थितम् ॥**

સચ્ચિદાનંદ સ્વરૂપ કે જે ભૂત ભવિષ્ય અને વર્ત્ત- માનકાલમાં નાશ ન પામે એવા, તથા જ્ઞાન—ચૈતન્ય

સ્વરૂપ અને સુખસ્વરૂપ એવા; તથા જીવ ઇશ્વરાદિકના ભેદ રહિત, અવિનાશી, સર્વવ્યાપક વા નિષ્કામ, નિરાકાર, સત્વાદિકગુણોથી રહિત, અને સ્વાત્મસ્વરૂપમાં સ્થિતિવાળા જગત્ ગુરૂને હું નમસ્કાર કરૂં છું. ૮૮.

**परात्परतरं ध्येयं नित्यमानन्दकारकम् ।**
**हृदयाकाशमध्यस्थं शुद्धस्फटिकसन्निभम् ॥**

જગત્‌ના કારણરૂપ હિરણ્યગર્ભાદિકથી ઉત્કૃષ્ટતમ, અવિનાશી, આનંદકારક, શુદ્ધ સ્ફટિકમણિના સમાન પ્રકાશવાળા, અને હૃદયાકાશની મધ્યે સ્થિત રહેલા શ્રી સદ્‌ગુરૂપરમાત્માનું નિરંતર ધ્યાન કરવાને યોગ્ય છે. ૮૯

**स्फटिकप्रतिमा रूपं दृश्यते दर्पणे यथा ।**
**तथा हृदिचिदाकारं पश्यामि गुरुभक्तितः ॥**

જેમ સ્ફાટિકમણિની પ્રતિમાનું રૂપ શુદ્ધ દર્પણમાં દેખાય છે, તેમ શુદ્ધ હૃદયમાં શ્રીગુરૂપરમાત્માની સેવનાદિ ભક્તિથી ચૈતન્ય સ્વરૂપ સચ્ચિદાનંદ પરંબ્રહ્મને હું જોઉં છું. ૯૦.

**अङ्गुष्ठमात्रपुरुषं ध्यायते चिन्मयं हृदि ।**
**तत्र स्फुरति देवोऽयं दृष्टातत्कथयाम्यहम् ॥९१॥**



શ્રીમહાદેવજી કહેછેઃ—હે પાર્વતી ! [" **अङ्गुष्ठमात्रःपुरुषोऽन्तरात्मा सदा जनानां हृदये सन्निविष्टः**" ॥ **कठोपनिषत्०अ०२-३-१७** ॥ અંગુષ્ઠ પરિમાણ પ્રત્યક્ ચૈતન્યરૂપ પરમાત્મા પ્રાણિઓના હૃદયાકાશમાં સદા અવસ્થિત છે. " **सर्वस्य चाहं हृदि सन्निविष्टः** ॥ " **श्रीभगवद्गीता०** ॥ સર્વ પ્રાણિઓના હૃદયમાં હું ભગવાન્ સ્થિત છું. ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ વચનાનુસાર ] હૃદયમાં ચૈતન્યમય અંગુષ્ઠ પરિમાણવાળા આત્મપુરૂષનું ધ્યાન કરાય છે, તેથી ત્યાં આ પરંબ્રહ્મદેવ સ્ફુરાયમાન્—પ્રકટ થાયછે, તેને દેખીને—અનુભવ કરીને હું ત્હારા પ્રત્યે કહુંછું ૯૧.

**अगोचरं तथाऽगम्यं रूपनामादिवर्जितम् ।**
**निःशब्दं तु विजानीयात्स्वभावोब्रह्म पार्वति**

હે પાર્વતિ ! ઇન્દ્રિયોનો અવિષય, મનનો અવિષય વા કળી શકાય નહિ એવો, નામરૂપથી રહિત અને શબ્દાતીત-વાણીનો અવિષય, એવો બ્રહ્મનો સ્વભાવ છે. અર્થાત્ બ્રહ્મનુંસ્વરૂપ એવું છે.

" **यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह** । ( **तैत्तिरीयोपनिषत्** ) જે પરમાત્માને મન-

સહિત વાણીઓ નહીં પહોંચીને પાછી વળેછે."

" **अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसं नित्यमगन्धवच्च यत्** (**कठ०उप०**) જે શબ્દ સ્પર્શ રૂપાદિરહિતછે, અવિનાશીછે, તથા રસરહિત, નિત્ય, અને ગન્ધરહિતછે." " **नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।** (**कठ०उप०**) આત્મા મન વાણી અને ચક્ષુથી પ્રાપ્ત કરવાને શક્ય નથી." **यत्तदद्रेश्य-मग्राह्यम् ।** ( **मुण्डक०उप०** ) જે સમસ્ત જ્ઞાનેન્દ્રિ-યોનો અવિષયછે, તથા કર્મેન્દ્રિયોનો પણ અવિષયછે"

" **दृशिस्तु शुद्धोऽहमविक्रियात्मको, न मेऽस्ति कश्चिद्विषयः स्वभावतः । पुरस्तिरश्चोर्ध्व-मधश्च सर्वतः, सम्पूर्णभूमा त्वज आत्मनि स्थिरः ।** (**उपदेश साहस्त्रा०**) હું વિકાર રહિત શુદ્ધ દૃષ્ટારૂપ ચૈતન્ય છું; સ્વભાવથી-વસ્તુતાએ કોઈપણ મ્હારો વિષય નથી; કારણકે મ્હારા વિના અન્ય કોઇ પદાર્થજ નથી. સન્મુખ, પાછળ, ઊર્ધ્વ, અધઃ, અને સર્વત્ર હુંજ પરિપૂર્ણ વ્યાપક અને અજન્મા છું, હું સદા મ્હારા સ્વરૂપમાંજ સ્થિત છું."

" **अचिन्त्यमव्यक्तमनन्तरूपम् ।** (**कैवल्य०**

उप०) મન વાણીદ્વારા ચિંતન થાય નહિં એવું, અવ્યક્ત અને દેશકાલવસ્તુપરિચ્છેદશૂન્ય-અંતરહિત-,"

" **अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽय-मुच्यते ( श्रीभगवद् गीता )** આ આત્મા દૃષ્ટિએ દેખાય નહિં એવો, મનવાણીથી કલ્પિ શકાય નહિં એવો તથા અવિકારી કહેવાયછે"

ઉપરોક્ત શ્રુતિસ્મૃતિઓ બ્રહ્મના સ્વાભાવિક સ્વ-રૂપનેજ વર્ણવેછે. ૯૨.

**यथा निजस्वभावेन कर्पूरकुङ्कुमादिषु ।**
**शीतोष्णादिस्वभावेन तथा ब्रह्म च शाश्वतम्।**

જેમ કર્પૂર અને કુંકુમ જે કેશર આદિ પદાર્થોમાં પોતપોતાના સ્વભાવથીજ શીત અને ઉષ્ણતા હોયછે; તેમજ બ્રહ્મ પણ સ્વભાવથી શાશ્વત (અવિનાશી) છે.

**अजो नित्यः शाश्वतोऽयं पुराणः (कठ० उप०१-२-१८)** આ આત્મા અજન્મા, સદાવર્તમાન, ક્ષયરહિત, પુરાણ ( **पुराणः पुराऽपि नव एवेति** ) અર્થાત્ પ્રાચીન છતાં પણ નવીનછે, એટલે વૃદ્ધિરહિત છે. શ્રીભગવદ્ગીતામાં પણ આત્માને એજ વચનથી શાશ્વત-અવિનાશી કહેલોછે. ૯૩.

स्वयं ब्रह्ममयो भूत्वा स्थातव्यं यत्र क्वचित् ।
कीटभ्रमरवत्तत्र ध्यानं भवति तादृशम् ॥९४॥

(પૂર્વ શ્લોકોમાં બતાવ્યા પ્રમાણે ધ્યાન કરી) પોતે બ્રહ્મરૂપ થઈ જ્યાં કંઇ સ્વેચ્છાનુસાર સ્થિત રહેવા યોગ્ય છે; અર્થાત્ સ્વેચ્છાનુસાર વિચરે; ત્યાંપણ જેમ કીડો ભમરીનું ધ્યાન કરીને ભમરીરૂપ થાયછે, તેમજ ધ્યાન થાયછે. ૯૪.

गुरुध्यानं तथा कृत्वा स्वयं ब्रह्ममयो भवेत् ।
पिण्डे पदे तथा रूपे मुक्तास्ते नात्र संशयः ॥

ઉપર કહેલા કીટ ભ્રમરની પેઠે શ્રીગુરૂપરમાત્માનું ધ્યાન કરીને ઉપાસક પોતે બ્રહ્મરૂપ થાયછે. તે પુરૂષો પિંડ છતાં, પદ છતાં, અને રૂપ છતાં પણ મુક્ત થાયછે; અર્થાત્ જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ આદિ અવસ્થાઓમાં તથા સ્થૂલ સૂક્ષ્મ કારણાદિ શરીરોમાં રહેતાં છતાં જીવન્મુક્ત થાય છે. એમાં સંદેહ નથી. ૯૫.

ઉપરના શ્લોકમાં જણાવેલા પિંડાદિ શબ્દનો અર્થ પૂછેછે:–

पार्वत्युवाच । પાર્વતી બોલ્યાં:–

**पिण्डं किं तु महादेव पदं किं समुदाहृतम् ।**
**रूपं च रूपातीतं च एतदाख्याहि शङ्कर ॥९६॥**

હે મહાદેવ! પિંડ તે શું? અને પદ તે શું કહેવાય છે? તથા રૂપ અને રૂપાતીત કોને કહેછે? હે શંકર! એ સર્વ વિસ્તારથી કહો. ૯૬.

**श्रीमहादेव (ईश्वर) उवाच ।**

**पिण्डं कुण्डलिनी शक्तिः पदं हंसमुदाहृतम् ।**
**रूपं बिन्दुरिति ज्ञेयं रूपातीतं निरञ्जनम् ॥९७॥**

શ્રીમહાદેવ કહે છેઃ—હે પાર્વતિ! પિંડ એટલે કુંડલિની શક્તિ, અને પદ એટલે હંસઃ બીજ કહેવાય છે, રૂપ એટલે બિન્દુ, અને રૂપાતીત એટલે નિર્વિકાર પરંબ્રહ્મ એ પ્રકારે જાણવું.

પાનીવડે યોનિસ્થાનને દબાવી તેનું દઢ આકુંચન કરી અપાનને ઊર્ધ્વ ખેંચવો, તે મૂલબંધ કહેવાયછે; આથી પ્રાણાપાનની એકતા થાયછે.

નાભિ અને તેની ઉપરનો અને નીચેનો ભાગ બરડાની કરોડભણી ખેંચવો, તે ઉડ્ડીયાન બંધ કહેવાયછે; આ બંધથી પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરેછે.

કંઠને સંકોચવો, તે જાલંધર બંધ કહેવાયછે; આ બંધ મસ્તકમાંથી ટપકતા જલને રોકનારો, કંઠમાંના દુઃખો દૂર કરનારો, અને પ્રાણવાયુનો રોધ કરનારોછે.

ઉપરના બંધસહિત પ્રાણાયામનો ત્રણ વર્ષસુધી નિયમિતરીતે વિધિપૂર્વક અભ્યાસ કરવાથી શરીરમાંની શિરાઓમાં જે વ્યાન નામના પ્રાણનું વ્યાપકપણું છે, તેનો પ્રાણમાં નિરોધ થવા લાગેછે; અને ઉદાનસહિત પ્રાણ નાભિ પ્રદેશ આગળ સમાન તથા અપાન સાથે એકત્ર થઈ કુંડલિનીનું ઉત્થાન કરેછે. એ કુંડલિનીનું ઉત્થાન થવાથી તૈજસની બાહ્ય પ્રવૃત્તિ બંધ પડેછે, અને મેરૂદંડના અધોભાગમાં જે આધાર નામે ચક્રછે, તેમાં પ્રવેશ કરેછે. તૈજસની બાહ્ય પ્રવૃત્તિ કરાવનારી સાડા-ત્રણઆંટાથી વક્રગતિમાં નાભિઆગળ જે સૂક્ષ્મ નાડી વિશેષ રહેલીછે, તેને કુંડલિની કહેછે. તેનો આકાર સર્પિણી જેવોછે, અને સ્થૂલભોગની વાસનારૂપી તેના મુખમાં ઝેર રહેલું છે; એ સ્થૂલભોગની વાસનાથીજ તૈજસનું વિશ્વસ્વરૂપ થાયછે.

**શ્રીજાબાલદર્શન, શાંડિલ્ય, યોગકુંડલી, ત્રિશિ-ખિબ્રાહ્મણ, યોગચૂડામણિ,** વગેરે ઉપનિષદોમાં

કહેલું છે કેઃ—શરીરના મધ્યમાં કૂકડાના ઇંડા જેવો કંદ છે; તેમાં નાભિ છે. કંદમાં સુષુમ્ણા નાડી છે. તે સુષુમ્ણાના મુખને પકડીને નાભિની નીચે અષ્ટ પ્રકૃતિરૂપ કુંડલિની રહીછે. **नाभि कन्दादधःस्थानं कुण्डल्याः । अष्ट प्रकृतिरूपा सा कुण्डली ॥"** (નાભી કંદથી નીચે કુંડલિનીનું સ્થાનછે, તે કુંડલી અષ્ટ પ્રકૃતિરૂપ છે. ) એ શ્રુતિથી કુંડલીનું સ્થાન સ્પષ્ટ પ્રતીત થાયછે.

કુંડલીના સ્થાન સંબંધમાં **શ્રીશિવસંહિતામાં** કહ્યું છે કેઃ—આધારપદ્મની કર્ણિકામાં અર્થાત્ ડંડીમાં સુંદર ત્રિકોણાકાર યોનિ વર્ત્તેછે; તે યોનિ સર્વતંત્રોમાં ગુપ્ત છે. તે સ્થાનમાં કુંડલિની દેવતા સાડાત્રણ આંટા કુટિલ—વાંકી છે. જેની પ્રભા વિદ્યુતની સમાનછે, તે સુષુમ્ણાના માર્ગમાં સ્થિત છે.

**શ્લોકાર્થઃ**—આ શરીરમાં નાભીની નીચે તેજોમય કુંડલિની શક્તિરૂપ પિંડ છે; તે પરમાત્માની અભેદ સત્તા છે; અને અભેદ સત્તાનું "**सोऽहं हंसः**" અથવા "**हंसः सोऽहं**" એ બીજ પરમપદ છે. વિષ્ણુનું સૂક્ષ્મરૂપ બિન્દુ છે. કેમકે **चिदंशः परो बिन्दुः स**

**एष ईश्वरः** । ( કેવળ ચૈતન્ય અંશ તે ઉત્કૃષ્ટ બિન્દુ છે, તેજ આ ઈશ્વર છે. ) આ શ્રુતિ બિન્દુને સગુણબ્રહ્મ-રૂપે વર્ણવેછે. તેથી વિષ્ણુનું સૂક્ષ્મરૂપ બિન્દુ છે. (આનું વિશેષ વિવેચન આ ગુરૂગીતાના શ્લોક ૪૯ માં કરવામાં આવ્યું છે. ) તેજ ઈશ્વર મનવાણીથી અગોચર રૂપાતીત એટલે નિરંજન—માયાદિ મેલ—દોષથી રહિત પરંબ્રહ્મ નિર્ગુણબ્રહ્મ છે. ૯૭.

આત્મ સાક્ષાત્કાર જેને થયો છે તેની દશા વર્ણવેછે.

**यस्यावलोकनादेव सर्वसङ्गविवर्जितः ।**
**एकाकी निःस्पृहः शान्तः स्थातव्यं तत्प्रसादतः ॥**

જે સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મના અપરોક્ષ દર્શનમાત્રથીજ સાધક, માયા અને માયાના કાર્યભૂત આ સર્વ દૃશ્યાદૃશ્ય પ્રપંચના સંગથી રહિત થાયછે; પછી તે શિષ્ય, સચ્ચિદાનંદ પરંબ્રહ્મના કૃપાપ્રસાદથી આલોક પરલોકના પદાર્થોની ઈચ્છારહિત, અને સર્વ વિક્ષેપોથી રહિત—શાંત થઇ, એકાએકી સ્થિતિ કરેછે. અર્થાત્ જીવન્મુક્તદશા અનુભવતો સ્વતંત્રપણે વિચરેછે. ૯૮.

**गुरुध्यानात्तथाऽत्यन्तं स्वयं ब्रह्ममयो भवेत् ।**

**परात्परतरं नान्यत्सर्वमेव निरालयम् ॥९९॥**

શ્રીગુરૂપરમાત્માના ધ્યાનાભ્યાસથી શિષ્ય પોતે સંપૂર્ણરીતે બ્રહ્મમય થાયછે. જેથી જગત્ના કારણરૂપ હિરણ્યગર્ભાદિકથી ઉત્કૃષ્ટતમ અને કોઇના આશ્રયરહિત એક અદ્વિતીય પરબ્રહ્મ છે તેજ આ સર્વ દૃશ્યાદૃશ્ય વિશ્વરૂપ છે, તેનાથી અન્ય કાંઇપણ નથી. એમ તે જાણે છે.

" **यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ मुण्डक० उप०**) જેમ ગંગા નર્મદાદિ નદીઓ વેહેતી વેહેતી પોતાનાં ગંગાઆદિ નામ અને રૂપને ત્યજીને સમુદ્રમાં લીન થઈ જાયછે; તેમ વિદ્વાન્—જ્ઞાની અવિદ્યાકલ્પિત નામરૂપથી મુક્ત થઈ અક્ષરથી (અવ્યાકૃતથી) પર એવા દિવ્ય આત્મપુરૂષને પામેછે. જેથી **यस्मात्परं नापरमस्ति किंचित् । (श्वेताश्वतर० उप०)** જેનાથી ઉત્કૃષ્ટ અન્ય કંઈ છેજ નહિ. અર્થાત્ '**सर्वं ह्येतद्ब्रह्म**' ( એ સર્વ બ્રહ્મજ છે. ) એ શ્રુતિ અનુસાર બ્રહ્મવેત્તા જ્ઞાની સર્વજગત્ને બ્રહ્મરૂપે અનુભવેછે. ૯૯.

लब्धं वाऽथ न लब्धं वा स्वल्पं वा बहुलं तथा ।
निष्कामेनैव भोक्तव्यं सदा सन्तुष्टमानसम् ॥

અન્નવસ્ત્રાદિક આવશ્યક વસ્તુ પ્રાપ્ત ન થાય, થોડી મળે અથવા બહુ મળે, તથાપિ સદા સંતુષ્ટ મનવાળાથકા બ્રહ્મવેત્તા પુરૂષે નિરંતર નિષ્કામ ભાવના વડેજ અદૃષ્ટાધીન પ્રાપ્ત થયેલા શાસ્ત્ર વિહિત ભોગ્ય પદાર્થો ભોગવવા યોગ્યછે. ૧૦૦.

सर्वज्ञपदमित्यत्र देही पूर्णमयो भवेत् ।
सदानन्दः सदाशान्तो रमते यत्रकुत्रचित् ।

શ્રીસદ્‌ગુરૂપરમાત્મતત્વના ચિંતનથી જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયેલો દેહધારી જીવાત્મા પૂર્ણમય—બ્રહ્મ-સ્વરૂપ થાયછે, તેનેજ અહીં સર્વજ્ઞપદ જાણવું. અને તે બ્રહ્મસ્વરૂપ થએલો જીવન્મુક્ત પુરૂષ, સદાઆનંદ અને સદાશાંતરૂપ થકો જ્યાં ત્યાં સ્વેચ્છાનુસાર નિર્દ્વન્દ્વ થઈ વિહાર કરેછે. ૧૦૧.

यत्रावतिष्ठते सोऽपि स देशः पुण्यभाजनः ।
मुक्तस्य लक्षणं देवि तवाग्रे कथितं मया ॥१०२॥

હે દેવિ! તે જીવન્મુક્ત પુરૂષ જે દેશનેવિષે સ્થિતિ

ફરી નિવાસ કરેછે, તથા વિચરેછે; તે દેશ અતિપવિત્ર પુણ્યના પાત્રરૂપછે, અર્થાત્ તે દેશ તીર્થરૂપ-પૂજ્ય-પરંદર્શનીય છે. હે પાર્વતિ ! મુક્તપુરૂષનાં લક્ષણ મેં ત્હારા આગળ કહ્યાં. ૧૦૨.

હવે શ્રી મહાદેવજી ઉપદેશની સમાપ્તિ કરેછે:-

**उपदेशो मया देवि गुरुमार्गेण दर्शितः ।**
**गुरुभक्तिस्तथा ध्यानं सकलं तव कीर्त्तितम् ॥**

હે દેવિ ! શ્રીગુરૂના માર્ગવડે મેં ત્હને ઉપદેશ કર્યોછે; તેમ શ્રીગુરૂની ભક્તિ તથા શ્રીગુરૂનું ધ્યાન વગેરે સઘળું ત્હને કહ્યું છે.

પરમાત્મસ્વરૂપ શ્રીસદ્ગુરૂ પાસેથી ઉપદેશ કેવી રીતે લેવો, તે વિષયમાં જગદ્ગુરૂ શ્રીશંકરાચાર્ય ભગવાન્ કહેછેકે:-

" **उपसीदेद्गुरुं प्राज्ञं यस्माद्बन्धविमोक्षणं । श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ॥ ब्रह्मण्युपरतः शान्तो निरिन्धन इवानलः । अहे कदयासिन्धुर्बन्धुरानमतां सताम् ॥**" (**विवेक चूडामणि०**) વિવેક, વૈરાગ્ય, શમાદિ સાધન સંપન્ન આત્મતત્ત્વને જાણવાની ઈચ્છાવાળો અધિકારી મનુષ્ય

સ્વાત્મતત્વના જ્ઞાતા એવા વિદ્વાન ગુરૂને શરણે જાય, કે જેનાથી સંસારબંધન છૂટી જાયછે. [ એ ગુરૂ કેવા હોય ? એમ શંકા થાય તો ગુરૂનાં લક્ષણ કહેછે. ] એ ગુરૂ વેદ શાસ્ત્રના જ્ઞાતા, પાપરહિત કામાદિ વિકારોથી નહિં હણાયેલા , અથવા આલોક પરલોકની તૃષ્ણાઓથી રહિત; બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ, કૈવલ્યબ્રહ્મને વિષેજ સ્થિતિ પ્રીતિવાળા, કાષ્ટ રહિત અગ્નિની પેઠે શાંત, અને ઉપકારનો બદલો લેવાની કે કોઈ પણ પ્રકારની લાલચની ઈચ્છા વગર દયાના સમુદ્રરૂપ, તથા સેવા કરનારા સત્પુરૂષોના બંધુ રૂપ છે. માટે એવા સદ્ગુણોવાળા શ્રીગુરૂને શરણે જવું.

" **तमाराध्य गुरुं भक्त्या प्रह्वप्रश्रयसेवनैः ।**
**प्रसन्नं तमनुप्राप्य पृच्छेज्ज्ञातव्यमात्मनः ॥** "

**विवेक चू०**) તે શ્રીગુરૂદેવનું ભક્તિથી, નમ્રતાથી, પ્રેમપૂર્વક વિનયથી અને સેવનાદિકથી આરાધન કરી, પ્રસન્ન થયેલા તે શ્રીગુરૂપાસે જઇને પોતાને જાણવા યોગ્ય હોય તે પૂછવું, અર્થાત્ જ્ઞાનની યાચના કરવી, તથા જે શીખવું હોય તે પૂછવું.

"**दुर्वारसंसारदवाग्नितप्तं दोधूयमानं दुरदृष्टवातैः । भीतं प्रपन्नं परिपाहि मृत्योः**

**शरण्यमन्यद्यदहं न जाने"** ॥(**वि० चू०**) હે પ્રભો! કોઇપણ ઉપાય વડે મ્હારાથી અટકાવી શકાય નહિં એવા સંસારરૂપ દાવાનલથી તપેલો, દુષ્ટ પ્રારબ્ધરૂપ પવનોએ કંપાવેલો, ભીતિયુક્ત, અને શરણાગત એવો જે હું, તેનું મૃત્યુના પાસથી—ભયથી—રક્ષણ કરો. આપ વિના શરણ્યરૂપ બીજું કંઈ હું જાણતો નથી.

"**ब्रह्मानन्दरसानुभूति कलितैः पूतैः सुशीतैर्युतै,र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिमुखैर्वाक्यामृतैः सेचय ॥ सन्तप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो । धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः**" ॥ (**वि० चूडा०**) હે પ્રભો! સંસારના તાપરૂપી દાવાનલની જ્વાલાઓથી અત્યંત તપેલા એવા આ મ્હને, બ્રહ્માનન્દના અનુભવથી ભરેલાં, પવિત્ર, અતિશીતલ, યથાયોગ્ય, અને તત્ત્વમસ્યાદિ મહાવાક્યોરૂપી શ્રુતિઓ જેનાં મુખ છે એવાં, આપની વાણીરૂપ કળશમાંથી નીકળેલાં વચનો રૂપી અમૃતોથી સિંચન કરો, અર્થાત્ મ્હને ન્હવરાવો. આપના સ્વીકારેલા અર્થાત્ આપે પોતાના માનેલા ભક્તજનો કે જેઓ ક્ષણમાત્ર આપની કૃપાદ્રષ્ટિના પાત્રીભૂત થયેલા

છે, તેઓ ધન્ય છે—મહાભાગ્યશાળી છે.

**"कथं तरेयं भवसिन्धुमेतं का वा गतिर्मे कतमोऽस्त्युपायः । जाने न किञ्चित्कृपयाव मां भो संसारदुःखक्षतिमातनुष्व"** ॥ **(वि० चूडा०)** હે નાથ ! હું આ સંસારસમુદ્રને શી રીતે તરૂં ? મ્હારી શી ગતિ ? અને સદ્‌ગતિનો શો ઉપાય છે ? એ વિષે હું કંઇપણ જાણતો નથી. હે પ્રભો ! કૃપા કરીને મ્હારૂં રક્ષણ કરો; તથા સાંસારિક જન્મમરણાદિ દુઃખોનો આત્યંતિક નાશ કરો.

**"भूतानामभयं दत्वा युष्मच्छरणमागतः। त्राहि मां योगिनामीश नान्यस्त्राताऽस्ति मे प्रभो !** ॥ **त्रायस्व भो जगन्नाथ गुरो संसार-वह्निना। दग्धं मां कालसंदष्टं त्वामहं शरणागतः** ॥ **(श्री विश्वेश्वरी पद्धत्ति०)** મુમુક્ષુ શિષ્યે પોતાના શ્રી ગુરૂ સન્મુખ વિધિપૂર્વક જઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને ઉભય હાથ જોડી સવિનય પ્રાર્થના કરવી કેઃ—હે ભગવન્ ! ભૂતપ્રાણીમાત્રને અભયદાન આપીને હું આપને શરણે આવ્યો છું. હે યોગિઓના ઈશ્વર ! મ્હારી કાલના પાશથી રક્ષા કરો.

હે પ્રભો ! આપ વિના મ્હારી રક્ષા કરનાર અન્ય કોઈ નથી. હે જગન્નાથ ! જન્મમરણરૂપી ચક્રથી લક્ષચોરાશી યોનિઓમાં ભટકવા રૂપી અગ્નિએ બળેલો, અને કાલ રૂપી મહામ્હોટા નાગ વડે ડંશાયલો હું; સર્વ પીડાઓના વિનાશને અર્થે ત્હમારે શરણ આવ્યો છું. હે ગુરો ! મ્હારૂં રક્ષણ કરો. હે પ્રભો ! ફરીથી મ્હને જન્મમરણનાં દુઃખો ન સંતાપે એવો ઉપદેશ કરો.

" **अविद्या कृष्णसर्पेण दंष्टं तद्विषपीडितं स्ववाक्यामृतपानेन सजीवय पुनर्मृतम् ॥** "
( **श्रीविश्वे०पद्धु०** ) હે કૃપાસાગર ! અવિદ્યારૂપી કાળા સર્પદ્વારા ડંશાયેલો, અને તેના વિષથી પીડા પામી મૃત્યુને વશ થયેલા મ્હને, આપના વચનરૂપી અમૃતપાનવડે ફરીથી સજીવન કરો.

"**वेदवेदान्तनिष्ठस्य महाकारुणिकस्य च । गुरो शुश्रूषणं नित्यं वरिष्ठं परिकीर्त्तितम् ॥**"
(**सूत संहिता०**) વેદ ઉપનિષત્‌માં નિષ્ઠાવાન્ અને મહા કરૂણાસાગર એવા શ્રીગુરૂદેવની નિરંતર સેવાનેજ સર્વોત્તમ કથન કરીછે.



**"अनेक जन्मसंस्कारात्सद्गुरुं सेव्यते बुधैः ।**
**सन्तुष्टे श्रीगुरौ देवे ह्यात्मरूपं प्रदर्शयेत् ॥**
(**श्रीकपिलदेव०**) શ્રીકપિલદેવજી કહે છેઃ હે સિદ્ધો! પુણ્ય, ભજન, સેવન, સ્મરણ, નીતિ સત્સંગ, તથા વર્ણાશ્રમના ધર્મકર્મના પાલનરૂપ અનેક જન્મના સત્કર્મોના સંસ્કારથી વિવેકીપુરૂષોએ શ્રીસદ્ગુરૂદેવનું સેવન કરાયછે; અને સેવનાદિ ભક્તિદ્વારા શ્રીસદ્ગુરૂદેવ પ્રસન્ન થયે આત્માનો સાક્ષાત્ અનુભવ શ્રીગુરૂ કરાવેછે.

શ્રીસદ્ગુરૂપરમાત્માના અનુગ્રહથી થતા લાભનું નિરૂપણ શ્રીમહા વિષ્ણુ અને બ્રહ્માના સંવાદથી '**त्रिपाद्विभूतिनारायणोपनिषद्**' માં વર્ણવ્યું છેઃ-

" **अतः संसारतरणोपायः कथमिति । देशिकस्तमेव कथयति ।**" સંસાર સમુદ્ર તરવાનો ઉપાય કોણછે? એ પ્રશ્નના ઉત્તરમાં તેમના પ્રત્યે જણાવે છેકેઃ-શ્રીગુરૂજ સંસાર તરવાનો ઉપાયછે, એમ કહેછે.

" **सकल वेदशास्त्रासिद्धान्त रहस्य जन्मजन्माऽभ्यस्तात्यन्तोत्कृष्ट सुकृतपरिपाकवशात्सद्भिः संगोजायते । तस्माद्विधिनिषेधविवेको**

भवति । ततः सदाचारप्रवृत्तिर्जायते । सदाचारादखिलदुरितक्षयो भवति । तस्मादन्तःकरणमतिविमलं भवति । ततः सद्गुरुकटाक्षमन्तःकरणमाकांक्षति । तस्मात्सद्गुरुकटाक्षलेशविशेषेण सर्वसिद्धयः सिद्ध्यन्ति । सर्वबन्धाः प्रविनश्यन्ति । श्रेयोविघ्नाः सर्वे प्रलयं यान्ति । सर्वाणि श्रेयांसि स्वयमेवाऽऽयान्ति । यथा जात्यन्धस्य रूपज्ञानं न विद्यते तथा गुरूपदेशं विना कल्पकोटिभिस्तत्त्वज्ञानं न विद्यते । तस्मात्सद्गुरुकटाक्षलेशविशेषणाऽचिरादेव तत्त्वज्ञानं भवति ॥ શ્રીસદ્‌ગુરૂ મુખારવિંદદ્વારા નિખિલ વેદશાસ્ત્રાદિકના સિદ્ધાંતરૂપ રહસ્યનો જન્મજન્માંતરમાં અભ્યાસ કરવાથી, અત્યંત ઉત્કૃષ્ટ સુકૃતની પરિપાક અવસ્થા, અને તેથી સત્પુરૂષોસાથે સમાગમ પ્રાપ્ત થાય છે. અને તેથી વિધિનિષેધનો વિવેક ઉદય થાય છે. તેથી સદાચારમાં પ્રવૃત્તિ થાય છે. સદાચારથી સમસ્ત પાપનો ક્ષય છે. તેથી અંતઃકરણ અતિશય નિર્મલ થાય છે. તેથી અન્તઃકરણ શ્રીસદ્‌ગુરૂના કૃપાકટાક્ષને ઇચ્છે છે. તેથી શ્રીસદ્‌ગુરૂના કૃપાકટાક્ષના લેશથી સર્વ

સિદ્ધિઓ સિદ્ધ થાય છે. તથા સર્વ બંધનો વિનાશ પામે છે; અને શ્રેયસ્માં આવતાં સર્વ વિઘ્નો નાશ પામે છે. સર્વ શ્રેયો પોતાની મેળેજ આવી મળે છે. જેમ જન્માંધને રૂપનું જ્ઞાન હોતું નથી; તેમ શ્રીસદ્ગુરૂના ઉપદેશ વિના કરોડો કલ્પેપણ તત્ત્વજ્ઞાન થતું નથી; તેથી શ્રીસદ્ગુરૂપરમાત્માના કૃપા કટાક્ષના લેશ વિશેષ વડેજ શીઘ્ર તત્ત્વજ્ઞાન થાય છે.

**"यदा सद्गुरुकटाक्षो भवति तदा भगवत्कथा श्रवणध्यानादौ श्रद्धा जायते। तस्माद्धृदयस्थिताऽनादि दुर्वासनाग्रन्थि विनाशो भवति। ततो हृदयस्थिताः कामाः सर्वे विनश्यन्ति। तस्माद्धृदयपुण्डरीककर्णिकायां परमात्माऽऽविर्भावो भवति। ततो दृढतरा वैष्णवी भक्तिर्जायते। ततो वैराग्यमुदेति। वैराग्याद्बुद्धिविज्ञानाऽऽविर्भावो भवति। अभ्यासात्तत्त्वज्ञानं क्रमेण परिपक्वं भवति। परिपक्वविज्ञानाज्जीवन्मुक्तो भवति। ततः शुभाशुभकर्माणि स वासनानि सर्वाणि नश्यन्ति। ततो दृढतर शुद्धसात्त्विकवा ननयाभक्त्यतिशयो भवति। भक्त्यति-**

**शयेन नारायणः सर्वदा सर्वाऽवस्थासु विभाति । सर्वाणि जगन्ति नारायणमयानि प्रविभान्ति। नारायण व्यतिरिक्तं न किञ्चिदस्ति। इत्येतद्बुद्ध्वा विहरत्युपासकः सर्वत्र ॥"** જ્યારે શ્રી-સદ્‌ગુરૂદેવનો કૃપાકટાક્ષ થાયછે, ત્યારે પરમાત્માની કથાના શ્રવણમાં તથા ધ્યાનાદિ ઉપાસનમાં શ્રદ્ધા ઉત્પન્ન થાયછે. શ્રદ્ધાથી તે કરેલા શ્રવણ ધ્યાનાદિકથી હૃદયમાં રહેલી અનાદિકાલની દુર્વાસનાની ગ્રન્થિનો વિનાશ થાયછે. તેથી હૃદયમાં રહેલા સર્વ કામાદિ વિકારો નાશ પામેછે. તેથી હૃદય કમલમાં પરમાત્માનો આવિર્ભાવ (પ્રકટ) થાયછે. તેથી પરમાત્મામાં દૃઢતર ભક્તિનો ઉદય થાયછે. તે ભક્તિથી વૈરાગ્ય ઉદ્‌ભવેછે. વૈરાગ્યથી બુદ્ધિમાં વિજ્ઞાન પ્રકટ થાયછે. તેના અભ્યાસથી તત્ત્વજ્ઞાન ક્રમેક્રમે પરિપક્વ થાયછે. પરિપક્વ વિજ્ઞાનથી સાધક જીવન્મુક્ત થાયછે. તેથી સર્વ શુભાશુભ કર્મો વાસનાસહિત નાશ પામેછે. તેથી દૃઢતર શુદ્ધ સાત્વિક વાસનાનાબળથી ઉત્કૃષ્ટ ભક્તિનો અભ્યુદય થાયછે. ભક્તિના અતિશયપણાવડે સર્વ અવસ્થામાં, સમસ્ત પ્રપંચમાં વ્યાપી રહેલા પરમાત્મા સર્વમય ભાસેછે. તથા સર્વ બ્રહ્માંડો વ્યાપક પરમા-ત્મસ્વરૂપ ભાસેછે. સર્વવ્યાપક નારાયણ પરમાત્માથી

અતિરિક્ત (ભિન્ન) કાંઈપણ નથી; એ પ્રકારે જાણીને ઉપાસક પુરૂષ સર્વત્ર વિચરેછે. આ સર્વ સુખમય ફલ શ્રીગુરૂદેવના કૃપાપ્રસાદથીજ થાયછે. તેથી સદ્‌ગુરૂદેવનો કૃપાપ્રસાદ સર્વોત્કૃષ્ટ સુખનો દાતાછે.

ઉપરોક્ત સર્વશ્રુતિસ્મૃતિ વાક્યો શ્રીસદ્‌ગુરૂદેવનું સેવન પૂજન સ્મરણ ધ્યાનાદિક ઉપાસન કરી, આત્મ જ્ઞાન સંપાદન કરી, જીવન્મુક્તિ વિદેહમુક્તિનું સુખ સંપાદન કરવા ઉપદેશ કરેછે. અને તેજ પ્રમાણે આ શ્રીગુરૂગીતામાં શ્રીમહાદેવજીએ પાર્વતીદેવીને શ્રીગુરૂ-ભક્તિના માર્ગદ્વારા ગુરૂભક્તિ તથા ગુરૂપરમાત્માનું ધ્યાન વગેરેનો ઉપદેશ કરેલોછે; માટે તે ગુરૂભક્તિના માર્ગપ્રમાણે જે કોઈ ભક્ત શ્રીગુરૂદેવનું નામસ્મરણ કીર્ત્તન પૂજન ધ્યાન અભ્યાસાદિક કરશે, તે અવશ્યમેવ બ્રહ્મસ્વરૂપ થઇ બ્રહ્મચૈતન્યમાં લીન થઇ જશે; અર્થાત્ જીવન્મુક્ત થઈ વિદેહ કૈવલ્યમુક્તિને પ્રાપ્ત થશે એમાં સંદેહ નથી. ૧૦૩.

હવે આ શ્રીગુરૂગીતાસ્તોત્રનું ફલ કહેછે:–

**अनेन यद्भवेत्कार्यं तद्वदामि महाशये ।**
**लो· ·पकारकं देवि लैकिकं तु न भावयेत ॥**

लौकिकं भावयन्त्यज्ञास्ते हि यान्ति भवार्णवम्
ज्ञानी च भावयेत्सर्वं कर्म निष्कर्म शाम्यति ।

હે મહાન્ આશયવાળી–બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવાની જીજ્ઞાસાવાળી, હે પાર્વતી ! આ ગુરૂગીતાસ્તોત્રનો પાઠ કરવાથી જે લોકોને ઉપકાર કરવાવાળું કાર્ય ( ફલ ) થાયછે, તે હું ત્હને કહું છું. હે દેવી ! આ શ્રીગુરૂગીતાના પાઠવડે કોઈપણ લૌકિક ફળની ભાવના ન કરવી. અહીં કેવળ પારમાર્થિક કલ્યાણનેમાટેજ આ પાઠછે એમ સમજવું. ૧૦૪.

જે અજ્ઞાનિજીવો લૌકિક ફળની ભાવના કરેછે, તેઓ તો નિશ્ચય સંસારસમુદ્રનેજ પામેછે, જ્ઞાનીપુરૂષ જે સર્વકર્મની ભાવના કરે છે, અર્થાત્ જે જે કર્મ કરે છે, તે તે સર્વકર્મ નિષ્કર્મતાને પ્રાપ્ત થઇ શાંત થાયછે; અર્થાત્ તે કર્મો વિદ્વાન્ જ્ઞાનીને બંધનકરતાં નથી, કેમકે તેમને કર્મના ફળની ઇચ્છાજ નથી, તેમણે તો કેવળ નિષ્કામભાવનાથીજ કરેલાં છે. ૧૦૫.

इदं तु भक्तिभावेन पठते श्रूयते यदि ।
लिखित्वा तत्प्रदातव्यं दानं दक्षिणया सह ।

गुरुगीताऽभिधं देवि शुद्धतत्त्वं मयोदितम् ।
भवव्याधि विनाशार्थे त्विदमेव जपेत्सदा ॥

આ ગુરૂગીતાસ્તોત્રને જે કોઇ ભક્તિભાવથી ભણે છે તથા શ્રવણ કરેછે; અને જો લખીને દક્ષિણાસહિત દાન આપેછે, તેના ઉપર શ્રીગુરૂદેવ પ્રસન્ન થઇ મોક્ષનો ઉપદેશ આપેછે; માટે શ્રીગુરૂગીતાનો પાઠ કરવો અને સાંભળવો; તથા શ્રીગુરૂગીતા લખીને દક્ષિણાસહિત દાન કરવાને યોગ્યછે. કેમકે હેદેવી ! સંસારરૂપ વ્યાધિના વિનાશને અર્થે આ શ્રીગુરૂગીતા નામક પવિત્ર તત્ત્વને મેં કહ્યુંછે; માટે શિષ્યોએ–ભક્તોએ આ શ્રીગુરૂગીતા સ્તોત્રનો નિરંતર જપ (પાઠ) કરવો ઉચિતછે. ૧૦૭.

गुरुगीताक्षरैकैकं मंत्रराजमिदं प्रिये ।
अन्ये च विविधा मंत्राः कलां नार्हन्ति षोडशीम् ॥
सर्वपापहरं चैव सर्वदारिद्रनाशनम् ।
यक्षराक्षसभूतादि चौर व्याघ्रभयापहम् ॥१०९॥

હે પ્રિયે ! આ શ્રીગુરૂગીતાનો એક એક અક્ષર મંત્રરાજ છે. બીજા નાના પ્રકારના મંત્રો છે, પણ તેઓ આ મંત્રરાજના સોળમા ભાગની બરાબર થવાને યોગ્ય



નથી; કેમકે તે સર્વમંત્રો સ્વલ્પફલના આપનારા છે, અને આ ગુરૂગીતારૂપી મંત્રરાજ તો સર્વપાપને હરનાર છે, અને સર્વ દરિદ્રપણાને નાશ કરનારછે; તથા યક્ષ રાક્ષસ ભૂતપ્રેતાદિ તેમ ચોર વ્યાઘ્રાદિકના ભયને નાશ કરનારછે, તેથી અધિક ફળ દાતા છે. ૧૦૮–૧૦૯.

**यं यं चिन्तयते कार्यं तं तं प्राप्नोति निश्चयः ।**
**कामितस्य कामधेनुः कल्पितस्य फलप्रदम् ॥**
**चिन्तामणिश्चिन्तितस्य सर्वमङ्गलकारकम् ।**
**मोक्षकामो जपेन्नित्यं मोक्षसिद्धिमवाप्नुयात् ॥**

આ શ્રીગુરૂગીતાનો પાઠ કરનાર જે જે કાર્યને ચિંતવેછે, તે તે કાર્ય સફલતાપૂર્વક તેને નિશ્ચય પ્રાપ્ત થાયછે. વળી પાઠકરનારોપુરૂષ જે જે કામનાસારૂ પાઠ કરતો હોય, તે વાંછિત પદાર્થને આપનારી કામધેનુ ગાય સમાન આ શ્રીગુરૂગીતા છે. તથા જે પદાર્થની કલ્પના કરે, તે કલ્પિતપદાર્થના ફલને આપનાર કલ્પવૃક્ષરૂપ છે. તેમ જે ઇષ્ટ પદાર્થનું ચિંતવન કરતો હોય, તેને આપનાર ચિન્તામણિ સમાન છે. વિશેષ શું કહું !! સર્વ શુભફલમાત્રને આપનારૂં આ શ્રીગુરૂગીતાસ્તોત્રછે. જો મુમુક્ષુ પુરૂષ આ સ્તોત્રનો નિરંતર જપ–પાઠ કરે,

તો મોક્ષરૂપી સિદ્ધિને અવશ્યમેવ પામેછે. ૧૧૦–૧૧૧.

**यद्यत्कामं जपेद्यो वै तत्तत्कामफलं लभेत् ।**
**अनन्तफलमाप्नोति गुरुगीताजपेन तु ॥११२॥**

જે મનુષ્ય જે જે કામનાથી આ સ્તોત્રનો પાઠ કરેછે તે તે કામનાના ફલને તે પામેછે. અધિક શું કહે!! નિષ્કામભાવે આ શ્રીગુરૂગીતાનો જપ કરવાથી તો અનંતગણું ફળ પ્રાપ્ત થાયછે. ૧૧૨.

**शाक्तः जपेच्छाक्तः शैवश्च गाणपत्यश्च वैष्णवः ।**
**सर्वेषां सिद्धिदं देवि सत्यं सत्यं न संशयः ॥**

હે દેવિ! દેવીનો ભક્ત, શિવભક્ત, ગણપતિનો ભક્ત, વિષ્ણુનો ભક્ત, અથવા ગમે તે દેવનો ભક્ત હોય, તથાપિ જે કોઈ આ શ્રીગુરૂગીતાનો જપ કરે, તે સર્વેને સિદ્ધિ આપે છે, એ વાત સત્યછે સત્યછે, એમાં સંશય નથી. ૧૧૩.

**संसारमलनाशार्थं परमानन्दसिद्धये ।**
**गुरुगीताऽम्भसिस्नानं तत्त्वज्ञः कुरुते सदा ॥**

જન્મમરણરૂપ સાંસારિક પાપના વિનાશને અર્થે અને પરમાનંદની પ્રાપ્તિને વાસ્તે, તત્પદ અને ત્વંપદના



લક્ષ્યાર્થરૂપ આત્મતત્વના જ્ઞાતા પુરુષ શ્રીગુરૂગીતારૂપી જળમાં નિત્યનિરંતર સ્નાન કરેછે. ૧૧૪.

**स एव गुरुवत्साक्षात्सदा सद्ब्रह्मवित्तमः ।**
**तस्य स्थानानि सर्वाणि पवित्राणि न संशयः ।**

તે ઉપર પ્રમાણે શ્રીગુરૂગીતારૂપી જળમાં સ્નાન કરનાર પણ શ્રીગુરૂદેવનીપેઠે સદાકાલ સાક્ષાત્ ત્રણ કાલમાં નાશ ન પામે એવા બ્રહ્મને જાણનારા બ્રહ્મજ્ઞાનિઓમાં શ્રેષ્ઠ છે. તેનાં સર્વસ્થાન અર્થાત્ તે જ્યાં બેસે, નિવાસકરે, તે તે સર્વસ્થાન પવિત્ર છે, એમાં સંદેહ નથી. ૧૧૫.

**सैषा श्रद्धा पवित्रोऽसौ स्वभावाद्यत्र तिष्ठति ।**
**तत्र देवगणाः सर्वे क्षेत्रपीठे वसन्ति हि ॥**

તે આ શ્રદ્ધા, અર્થાત્ તે બ્રહ્મવેત્તા પુરૂષ શ્રદ્ધા કરવાનું સ્થાનછે. તથા આ પવિત્ર પુરૂષ સ્વાભાવિક જ્યાં સ્થિતિકરી નિવાસ કરેછે, તેને તીર્થક્ષેત્ર જાણીને તે ક્ષેત્રપીઠ વિષે સર્વે દેવગણો નિવાસ કરેછે. ૧૧૬.

**आसनस्थः शयानो वा गच्छँस्तिष्ठन्वदन्नपि ।**
**अश्वारूढो गजारूढः सुप्तो वा जाग्रतोऽपि वा ॥**



**शुचिर्भूयात् सदाज्ञानी गुरुगीताजपेन तु ।**
**तस्य दर्शनमात्रेण पुनर्जन्म न विद्यते ॥११८॥**

શ્રીગુરૂગીતાનો પાઠ કરનારો જ્ઞાનીપુરૂષ, આસનપર બેઠેલો હોય, શય્યાપર સૂતેલો હોય, માર્ગે ચાલતો હોય, અથવા ઉભેલો હોય, કે બોલતો હોય, ઘોડાપર ચઢેલો હોય, કે હાથી ઉપર ચડેલો હોય, ઉંઘતો હોય અથવા જાગતો હોય, તોપણ શ્રીગુરૂગીતાના જપ (પાઠ) કરવાવડે તે સદા પવિત્રછે. તેથી તે શ્રીગુરૂભક્તનું શ્રદ્ધા-ભક્તિભાવથી દર્શન કરવામાત્રવડે પુનર્જન્મ થતો નથી; અર્થાત તે તત્વજ્ઞાની શ્રીગુરૂભક્તના દર્શન સ્પર્શન માત્રથીજ ચિત્તશુદ્ધિપૂર્વક જ્ઞાન થાયછે, અને જ્ઞાનદ્વારા સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃપરબ્રહ્મનો અપરોક્ષ અનુભવ થવાથી મુક્તિ મળે છે, જેથી ફરીથી જન્મ થતો નથી. ૧૧૭-૧૧૮.

**समुद्रे च यथा तोयं क्षीरे क्षीरं जले जलम् ।**
**भिन्ने कुम्भे यथाऽऽकाशस्तथाऽऽत्मा परमात्मनि॥**
**तथैव ज्ञानी जीवात्मा परब्रह्मणि लीयते ।**
**ऐक्येन रमते मुक्तो यत्र कुत्र दिवानिशम् ॥**



જેમ સમુદ્રમાં પડેલું જળ સમુદ્રરૂપજ થાયછે, તથા દૂધમાં દૂધ મળવાથી દૂધરૂપજ થાયછે; અને જળમાં જળ મિશ્ર થવાથી જળરૂપજ થાયછે; વળી જેમ ભિન્ન ઘડામાં રહેલું આકાશ, ઘટ નાશ થયે બહારના મહાકાશમાં એકતાને પામેછે; તેમ અવિદ્યા ઉપાધિવિશિષ્ટ આત્મા, અવિદ્યા ઉપાધિ નાશ થયે સર્વવ્યાપી પરમાત્માવિષે એકતાને પામેછે. તેજ પ્રમાણે જ્ઞાનનિષ્ઠ જીવાત્મા પરંબ્રહ્મનેવિષે લીન થાયછે; એટલે પરમાત્મામાં લીન થયેલો જીવન્મુક્ત પુરૂષ નિરંતર ઐક્ય ભાવેકરીને એટલે ('**अहं ब्रह्मास्मि**') હું બ્રહ્મસ્વરૂપ છું, એ પ્રકારના દૃઢ નિશ્ચયપૂર્વક યથેષ્ટ જ્યાં ત્યાં રાત્રિદિવસ વિચરેછે. ૧૧૯–૧૨૦.

**एवं विधो महामुक्तः सर्वदा वर्त्तते तु यः ।**
**तस्य सर्वप्रयत्नेन भक्तिभावं करोति यः ॥**
**गुरौ सन्तोषिते सर्वे मुक्तास्ते नात्र संशयः ।**
**भुक्तिमुक्त्युदयस्तेषां कराग्रे वर्त्तते सदा ॥ १२२ ॥**

એ પ્રકારે શ્રીગુરૂભક્તિએ કરીને પરંબ્રહ્મને વિષે ઐક્યભાવથી રમણ કરનારો જીવન્મુક્ત પુરૂષ સદાકાલ વિચરેછે; તેની સર્વપ્રયત્નથી ભક્તિભાવપૂર્વક જે

મનુષ્ય સેવા કરેછે, તેપણ પરમપદને પામેછે. કેમકેઃ- તે મહામુકત પુરુષોએ શ્રીગુરૂને સેવાભકિતએ સંતોષેલા હોવાથી તે સર્વ મુક્ત છે એમાં સંદેહ નથી; તેથી ભુક્તિ અને મુકિતનો ઉદય તેમના હાથમાં નિરંતર વિદ્યમાન્ છે. એટલે તે મહામુક્ત પુરૂષો પ્રસન્ન થઈ જેના મસ્તકપર હાથ મૂકેછે, તે પ્રાણીને આ લોકનાં અને પરલોકનાં સુખ પ્રાપ્ત થાયછે; માટે જેને સંસારના ભોગ સુખની અથવા સંસારદુઃખની આત્યંતિક નિવૃત્તિ પૂર્વક પરમાનંદની પ્રાપ્તિના સુખની ઇચ્છા હોય, તો તેણે શ્રીગુરૂભક્ત મહામુક્ત મહાત્મા પુરૂષોની તન મન અને ધનાદિકથી પૂર્ણશ્રદ્ધાભક્તિપૂર્વક સેવા કરવી જોઇએ. જુઓઃ-" **एकशतं ह वै वर्षाणि मघवा न्प्रजापतौ ब्रह्मचर्य्यमुवास...०** " (ઇન્દ્રપણ પ્રજાપતિને ત્યાં ગુરૂસેવા કરવા એકસો ને એક વર્ષ પર્યન્ત બ્રહ્મચર્યપાળીને બ્રહ્મના સાક્ષાત્કારને વાસ્તે રહ્યા.) એ છાંદોગ્યશ્રુતિપણ આત્મજ્ઞાનનેવાસ્તે જીવન્મુકત બ્રહ્મવેત્તા શ્રીગુરૂને સેવાભક્તિવડે સંતોષવા સૂચવેછે. ૧૨૧-૧૨૨.

**अनेन प्राणिनः सर्वे गुरुगीताजपेन तु ।**

सर्वसिद्धिमवाप्नोति भुक्तिं मुक्तिं न संशयः ॥

આ શ્રીગુરૂગીતાસ્તોત્રના પાઠ કરવાવડે સર્વ પ્રાણીઓ સર્વપ્રકારની સિદ્ધિઓને તથા સંસારના ભોગ અને મુક્તિને પણ પામેછે, એમાં સંશય નથી.

સિદ્ધિઓ અનેક પ્રકારનીછે તેમાં:-(૧) અત્યંત હલકું થઇજવાનું સામર્થ્ય તે લઘીમા સિદ્ધિ છે. તે લઘિમાસિદ્ધિના પ્રભાવથી શરીર આકડાના તુલ જેવું અત્યંત હલકુ થઇ જવાથી તે આકાશમાં પણ ભ્રમણ કરી શકેછે. (૨) અણિમાસિદ્ધિ પ્રાપ્ત થવાથી મહાન્ પરિમાણવાળો પણ અણુ પરિમાણવાળો થઈ શકેછે; તે સિદ્ધિના બળથી સૂક્ષ્મરૂપે સર્વત્ર વિચરી શકેછે, અને કોઇની દૃષ્ટિગોચર થતો નથી. (૩) અલ્પ પરિમાણવાળો સાધક હસ્તિ, પર્વત, નગરસમાન મહાન્ પરિમાણવાળો થઇ જવાના સામર્થ્યવાળો થાય, તે મહિમાસિદ્ધિ કહેવાયછે. (૪) અત્યંત દૂરવર્ત્તિ પદાર્થો સમીપ થાય તે પ્રાપ્તિનામાસિદ્ધિ છે, તેના આવિર્ભાવથી પૃથ્વીપર છતાં પણ આંગળીના અગ્રભાગથી ચંદ્રને સ્પર્શ કરી શકેછે. (૫) ઇચ્છાનો અભિઘાત ન થવો તે પ્રાકામ્ય સિદ્ધિ છે. તેના પ્રાદુર્ભાવથી ઇચ્છાનો પ્રતિઘાત થતો નથી; પરંતુ

સાધકની ઇચ્છાનુસાર સર્વ થાયછે. તેથી તે જળની પેઠે ભૂમિમાંથી બહાર નીકળવાના તથા ભૂમિમાં ડૂબકી મારવાના સામર્થ્યવાળો થાયછે. (૬) પૃથ્વીઆદિ પંચ ભૂતો અને તેનાથી ઉત્પન્ન થયેલા ભૌતિકપદાર્થો, પોતાને આધીન કરી લેવાં અને પોતે તેમને આધીન થવું નહિ, તે વશિત્વનામા સિદ્ધિ છે. (૭) ભૂત ભૌતિકોની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરવાનું જે સામર્થ્ય તે ઇશિતૃત્વ સિદ્ધિ છે. (૮) યત્રકામાવસાયિત્વ સિદ્ધિનું નામ સત્યસંકલ્પતા પણ છે. તે પ્રાપ્ત થયે જેવો સંકલ્પ કરીએ તેવોજ ભૂતોનો સ્વભાવ થાયછે; તેથી અમૃતને સ્થાને વિષનું ભક્ષણ કરાવીને પણ પુરૂષને જીવતો કરી શકેછે. આ સિવાય પરકાયપ્રવેશ, સર્વજ્ઞતા આદિ અનેક સિદ્ધિઓ છે.

જો કે તે સિદ્ધિવાળાઓ શક્તિમાન્ છે, તોપણ તે પદાર્થોની શક્તિઓનોજ વિપર્યય કરી શકેછે, પદાર્થોનો વિપર્યય કરી શકતા નથી; અર્થાત્ ચંદ્રનો સૂર્ય કે સૂર્યનો ચંદ્ર કરી નાખવો, તેમ વિષનું અમૃત, કે અમૃતનું વિષ કરી નાખવું, એમ પદાર્થોનો વિપર્યય કરી શકતા નથી; પરંતુ વિષમાં જે પ્રાણવિયોગ ( પ્રાણનાશ ) કરવાની શકિત છે તેને નિવૃત્ત કરી તે

વિષમાં જીવનશકિત સંપાદન કરી શકેછે. પદાર્થોનો વિપર્યય કરવો એ નિત્યસિદ્ધ ઈશ્વરના સત્યસંકલ્પથી વિરૂદ્ધ છે, તેથી પદાર્થોનો વિપર્યય બની શકતો નથી. પદાર્થોની શકિતઓતો જાતિ દેશકાલ અને અવસ્થાના ભેદવડે અનિયત સ્વભાવવાળી છે, તેથી તેમનો વિપર્યય કરવામાં સિદ્ધપુરૂષો નિરંતર સ્વતંત્ર છે. ૧૨૩.

હવે પાર્વતીજીને દૃઢ શ્રદ્ધા કરાવવા પુનઃપુનઃ શ્રીગુરૂગીતાસ્તોત્રનું માહાત્મ્ય, અને ગ્રંથનો ઉપસંહાર વર્ણવે છેઃ—

**सत्यं सत्यं पुनः सत्यं धर्मसंज्ञं मयोदितम् ।**
**गुरुगीतासमं नास्ति नास्ति तत्त्वं गुरोः परम् ॥**

ધર્મસંજ્ઞા (ધર્મનામ) વાળું આ શ્રીગુરૂગીતાસ્તોત્ર મેં ત્હારા પ્રત્યે કહ્યું. આ શ્રીગુરૂગીતાસ્તોત્ર સમાન અધિક ફળવાળું બીજું કોઈ સ્તોત્ર નથી, અને શ્રીગુરૂથી અધિક કોઇ પરમ તત્ત્વ નથી; આ વાત સત્ય છે સત્ય છે. અને ફરીથી સત્ય છે. ત્રણવાર ઉચ્ચારણ અત્યંત આદર જણાવવાને અર્થેછે. ૧૨૪.

**गुरुर्देवो गुरुर्धर्मो गुरुर्निष्ठा परं तपः ।**
**गुरोः परतरं नास्ति सत्यं सत्यं वरानने ॥**

હે સુંદર મુખવાળી પાર્વતિ ! પરબ્રહ્મરૂપ ગુરૂજ મુખ્ય દેવ છે; ધર્મપ્રવર્ત્તક હોવાથી શ્રીગુરૂજ પરમ ધર્મમૂર્ત્તિ છે; અને શ્રીગુરૂનેવિષે ઈશ્વરબુદ્ધિરૂપ જે નિષ્ઠા છે તેજ પરમતપ છે; શ્રીગુરૂદેવથકી અન્ય કાંઇપણ ઉત્કૃષ્ટતમ નથી. એ વાત સત્યછે, સત્યછે. અતિ આદરને અર્થે સત્ય શબ્દનું વારંવાર ઉચ્ચારણછે.

**"गुरुर्माता पिता वाऽपि गुरुर्दैवमुदाहृतम् । गुरुर्बन्धुः सखातद्वन्न गुरोरपरं सुहृत् ॥ "** ( **श्रीआत्मपुराण०** ) શ્રીગુરૂજ માતા, પિતા છે, શ્રીગુરૂજ પરમ દૈવ કહેલાછે. શ્રીગુરૂજ બંધુ અને સખા–મિત્રછે; તથા શ્રીગુરૂથી અન્યકોઈ સુહૃત્ નથી, અર્થાત્ ઉપકારના બદલાની ઈચ્છા નહી રાખતાં કેવળ કૃપાદૃષ્ટિથી ઉપકાર કરનાર શ્રીગુરૂવિના બીજા કોઈ નથી. ૧૨૫.

**धन्या माता पिता धन्यो धन्यो वंशः कुलं तथा धन्या च वसुधा देवि गुरुभक्तस्तु दुर्लभः ॥**

સચ્ચિદાનંદ પરબ્રહ્મસ્વરૂપ શ્રીગુરૂની ભક્તિવાળા ગુરૂભક્તની માતા પુણ્યવાન્–ભાગ્યશાળી છે. પિતા, વંશ, અને કુલ પણ પુણ્યવાન્ છે. તથા જે પૃથ્વીપર તે જન્મ્યો છે, તેમ વિચરે છે, તે પૃથ્વી પણ તીર્થરૂપ–

પુણ્યક્ષેત્ર છે. હે દેવી ! સંસારમાં શ્રીગુરૂની શ્રદ્ધાભક્તિ અને પ્રેમપૂર્વક સેવા-ભક્તિ કરનાર ગુરૂભક્ત અતિ દુર્લભ છે. ૧૨૬.

**शरीरमिन्द्रियं प्राणा अर्थः स्वजनबान्धवाः ।**
**माता पिता कुलं दैवं गुरुरेव न संशयः ॥**

**गुरुर्देवः सदाच्युतः (योगशिखोपनिषत्)** (શ્રીગુરૂજ સદા અવિનાશી પરમાત્મદેવછે.) એ શ્રુતિ વચનાનુસાર, શ્રીગુરૂમાં પરંબ્રહ્મ બુદ્ધિવાળા ગુરૂભક્તને તો શરીર, ઇન્દ્રિયો, પ્રાણો, ધન, સ્વજન, બાંધવો, માતા, પિતા, કુલ, અને દૈવપણ શ્રીગુરૂદેવજ છે; એમાં સંદેહ નથી.

" **गुरुरेव परं ब्रह्म गुरुरेव परा गतिः । गुरुरेव परा विद्या गुरुरेव परायणम् ॥ गुरुरेव परा काष्ठा गुरुरेव परं धनम् । यस्मात्तदुपदेष्टाऽसौ तस्माद्गुरुतरो गुरुः ॥ (अद्वयता० उपनिषत्०)** શ્રીગુરૂજ પરંબ્રહ્મ છે, શ્રીગુરૂજ ઉત્તમ ગતિછે, શ્રીગુરૂજ બ્રહ્મવિદ્યાછે; અને શ્રીગુરૂજ પરમમોક્ષરૂપ નિવાસસ્થાન છે, વા પરમ ઉત્તમ મોક્ષમાર્ગ છે. શ્રીગુરૂજ ઉત્કૃષ્ટ અવધિ છે, અને શ્રીગુરૂજ ઉત્તમ ધનછે, જેથી તે આ

ઉપદેષ્ટા છે, તેથી આ બ્રહ્મવેત્તા ગુરુજ સર્વગુરુઓમાં ઉત્કૃષ્ટ ગુરૂ છે. " **त्वमेव माता च पिता त्वमेव त्वमेव बन्धुश्च सखा त्वमेव त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव॥** હેદેવાધિદેવ! માતા, પિતા, બંધુ અને સખા–મિત્ર ત્હમોજ છો; તથા બ્રહ્મવિદ્યા અને સર્વ દ્રવ્ય પણ ત્હમોજછો. હે દેવ ! મ્હારૂં જે કાંઇ છે, તે સર્વ ત્હમોજછો. ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓ સર્વસ્વરૂપ શ્રીગુરૂજ છે એમ કહેછે. ૧૨૭

**आकल्पं जन्मनां कोट्या यज्ञव्रततपः क्रियाः ।**
***तत्सर्वं सफलं देवि गुरुसन्तोषमात्रतः ॥१२८॥**

હે દેવિ ! કલ્પના આરંભથી તે આજ પર્યન્તના અનેક જન્મોની કરેલી કરોડો યજ્ઞ વ્રત તપ આદિ ક્રિયાઓ છે, તે સર્વ શ્રીગુરૂદેવના સંતોષમાત્રથી સફલ થાયછે; માટે અતિ પ્રયત્નપૂર્વક સેવનાદિ ઉપાસનદ્વારા તેઓશ્રીને સંતોષ પમાડવા.

" **गुरुप्रसादतः सर्वं लभ्यते शुभमात्मनः ।**
**तस्मात्सेव्यो गुरुर्नित्यमन्यथा न शुभं भवेत् ॥**
**प्रदक्षिणत्रयं कृत्वा स्पृष्ट्वा सव्येन पाणिना ।**

* **ताः सर्वाः सफला देवि ।** આવો પાઠાન્તર છે.

**अष्टाङ्गेन नमस्कुर्याद्गुरुपादसरोरुहम् ( शिव संहिता० )** શ્રીગુરૂદેવના કૃપા પ્રસાદથી જીવાત્માનું સર્વપ્રકારે કલ્યાણ થાયછે; તેથી શ્રીસદ્‌ગુરૂ નિરંતર સેવવા યોગ્યછે. બીજા કોટિ ઉપાયે કલ્યાણ થતું નથી. તેથી પ્રેમસહિત શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રીગુરૂદેવનું અર્ચન-પૂજન કરી, તેમની ત્રણ પ્રદક્ષિણા કરીને, જમણા હાથ વડે તેમના ચરણકમલોને સ્પર્શ કરી, તેઓશ્રીના ચરણારવિંદમાં અષ્ટાંગવડે દંડવત્ પ્રણામ કરવા.

**श्रद्धयाऽऽत्मवतां पुंसां सिद्धिर्भवति नान्यथा । अन्येषां च न सिद्धिः स्यात्तस्माद्यत्नेन साधयेत् ॥ ( शिवसंहिता० )** આત્મનિષ્ઠાવાળા પુરૂષોને શ્રદ્ધાભક્તિથીજ આત્મનિષ્ઠતાની સિદ્ધિ થાયછે; બીજા કોઈ ઉપાયે થતી નથી. **શ્રીકૃષ્ણપરમાત્માએ** પણ "**श्रद्धावाँल्लभते ज्ञानं ।**" (શ્રદ્ધાભક્તિવાળો આત્મજ્ઞાનને પામે છે.) ઇત્યાદિ વાક્યોથી શ્રદ્ધાવાન્‌નેજ જ્ઞાનની સિદ્ધિ કહીછે. તેથી શ્રદ્ધાહીન પુરૂષોને આત્મનિષ્ઠાની સિદ્ધિ થતી નથી, તે કારણથી મહા-પ્રયત્નથી શ્રીગુરૂને સાધવા—અર્થાત્ સેવાભક્તિવડે સંતોષ પમાડવા. ૧૨૮.

विद्याधनमदेनैव मन्दभाग्याश्च ये नराः ।
गुरुसेवां न कुर्वन्ति सत्यं सत्यं वदाम्यहम् ॥

હું સત્યજ કહું છું; પુનઃ પણ સત્યજ કહું છું કેઃ–મંદભાગ્યવાળા પુરૂષો વિદ્યા, ધન, રાજ્ય, યૌવનાદિકના મદે કરીનેજ શ્રીગુરૂની સેવા કરતા નથી, તેથી તેઓ અધોગતિને પામેછે. ૧૨૯.

ब्रह्मविष्णुमहेशादिदेवर्षिपितृकिन्नराः ।
सिद्धचारणयक्षाश्च ह्यन्येऽपि मुनयो जनाः ॥
गुरुसेवापरंतीर्थमन्यतीर्थं निरर्थकम् ।
सर्वतीर्थानि देवेशि सद्गुरोश्चरणाम्बुजे ॥१३१॥

શ્રીમહાદેવ કહેછેઃ–બ્રહ્મા વિષ્ણુ રૂદ્રાદિ દેવ, ઋષિ, પિતૃલોક, કિન્નરો, તથા સિદ્ધ, ચારણ, યક્ષો, અને મુનિઓ આદિ અન્ય જનો પણ કહેછે કેઃ–'**પરબ્રહ્મરૂપ શ્રીગુરૂની સેવાજ મહામ્હોટું તીર્થ છે, અન્ય તીર્થ નિરર્થક છે.**' માટે હે દેવેશિ ! હે પાર્વતિ ! સર્વતીર્થો શ્રીસદ્ગુરૂ પરમાત્માના ચરણકમલોમાંજ નિવાસ કરેછે. તેથી તેઓશ્રીના ચરણકમલોનુંજ નિરંતર સેવન કરવું ૧૩૦–૧૩૧.

सर्वतीर्थफलं देवि पादाङ्गुष्ठे च वर्त्तते ।
अतः पूर्वं मया देवि न कस्य कथितं प्रिये ॥
रहस्यं नैव वक्तव्यं तवाग्रे कथितं मया ।
सुगोप्यं च प्रयत्नेन येन ब्रह्म प्रयास्यसि ॥

હે પાર્વતી દેવિ ! સર્વ તીર્થોનું ફલ શ્રીગુરૂદેવના જમણા પગના અંગુઠામાં રહેલું છે. જેથી હે દેવિ ! મેં આજથી પૂર્વે આ વાત કોઇને પણ કહી નથી. હે પ્રિયે ! મેં ત્હારી આગળ કહેલું આ રહસ્ય કોઇને કદીપણ કહેવાને યોગ્ય નથી. માટે પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવા યોગ્યછે. જેના વડે તું બ્રહ્મપદને પામીશ.

ઉપરોક્ત શ્લોક ૧૩૧–૧૩૨–૧૩૩માં શ્રીમહાદેવજીએ કહ્યું છે કેઃ—સર્વ તીર્થો શ્રીગુરૂદેવના ચરણ કમલમાં છે, અને તેમાં સ્નાન કરવાથી સર્વતીર્થનું ફળ મળે છે; તેથી તે અતિગુપ્ત રાખવા યોગ્ય છે. એજ હેતુથી શ્રીકૃષ્ણભગવાને પણ શ્રીમહાત્મા પુરૂષોના ચરણોની રજનો મહાન્ મહિમા વર્ણવ્યો છે કેઃ—

" **निरपेक्षं मुनिं शान्तं निर्वैरं समदर्शनम् ।**
**अनुव्रजाम्यहं नित्यं पूयेयेत्यङ्घ्रिरेणुभिः ॥** "

( भागवत०स्कं०११ अ०१४ ) શ્રીકૃષ્ણ કહે છે કે હે ઉદ્ધવ! અપેક્ષારહિત–તૃષ્ણા વિનાના, વૈરભાવરહિત, શાંતસ્વરૂપ અને સમદૃષ્ટિવાળા વા સર્વત્ર બ્રહ્મદૃષ્ટિવાળા મનનશીલ મહાત્મા પુરૂષોના ચરણકમલની ધૂળીવડે હું મ્હારા આત્માને (મન, શરીર અને જીવાત્માને) પવિત્ર કરૂં એવી ઇચ્છાથી નિત્ય તેમની પાછળ પાછળ ફરૂં છું; કે જેથી તેમના ચરણોની ઉડતી રજ મ્હારા શરીર ઉપર પડી મને પવિત્ર કરે.

વળી શ્રીજડભરતજીએ પણ રહૂગણ રાજાને એવા જ અભિપ્રાયનો ઉપદેશ કર્યો છે કે:–

" **रहूगणै तत्तपसा न याति न चेज्यया निर्वपणा [illegible] गृहाद्वा । न छन्दसा नैव जलाग्नि सूर्यै र्विना महत्पादरजोऽभिषेकम् ॥"** હે રહૂગણ રાજન્ ! મહત્પુરૂષના ચરણકમલની રજ-ધુળીને મસ્તક-પર ધારણ કર્યા વિના, કેવળ તપથી, યજ્ઞથી, સંન્યાસ ધારણ કરવાથી, ગૃહસ્થાશ્રમના ધર્મ પાલન કરવાથી કે વેદાધ્યયન કરવાથી પરંબ્રહ્મ પરમાત્મા પ્રાપ્ત થતા નથી; તેમ શીતઋતુમાં શીતળ જળમાં બેશી, કે ગ્રીષ્મઋતુમાં મધ્યાહ્ન સમયે અગ્નિના તાપમાં અથવા

સૂર્યના તાપમાં બેસી તપાનુષ્ઠાન કરવાથી પણ પ્રાપ્ત થતા નથી; પરંતુ મહાત્માપુરૂષના ચરણકમલોની રજના મસ્તકપર અભિષેકપૂર્વક યજ્ઞ તપ સંન્યાસાદિ કરવાથી ચિત્તશુદ્ધિ દ્વારા બ્રહ્માત્મ્યૈકજ્ઞાન સંપાદન કરી બ્રહ્મપદ પમાય છે. કેમકે તે સત્પુરૂષના ચરણોનાં રજઃકણ શુદ્ધ સાત્વિકી પરમાણુંવાળાં હોવાથી તે મસ્તકપર ધારણ કરવાથી સ્વાત્માનુભવ ઉદ્ભવે છે. ૧૩૨-૧૩૩.

હવે આ ગુરૂગીતા સ્તોત્રના અધિકારી જણાવેછેઃ-

**मनसाऽपि न वक्तव्यं ब्रह्मसान्निध्यकारकम् ।**
**असन्तं [चि]त्तविभ्रान्तं श्रद्धाभावं विलोक्य वै ॥**
**वक्तव्यामेदं देवि ह्यन्यथा नैव सिद्ध्यति ।**
**यस्यास्ति मनसि श्रद्धा तस्मै देयं वरानने ॥**

હે પાર્વતિ ! જે સંતના લક્ષણથી રહિત હોય, અને જેનું ચિત્ત ભ્રમિત થયેલું હોય એવા અનધિકારીઓને, બ્રહ્મની પ્રાપ્તિ કરાવનારૂં આ રહસ્ય મનવડે પણ કહેવું નહિં. શ્રદ્ધાભાવ જોઇને અધિકારીને આ રહસ્ય કહેવું. હે દેવિ ! જેના મનમાં શ્રદ્ધા હોય તેને આ આપવું. હે સુંદરમુખવાળી ! શ્રદ્ધાહીન પુરૂષને આપવાથી તે ફલસિદ્ધિને આપતું નથી. ૧૩૪-૧૩૫.

**अभक्ते वञ्चके धूर्त्ते पाखण्डे नास्तिके शठे ।**
**मनसाऽपि न वक्तव्या गुरुगीता कदाचन ॥**

જે ભક્તિહીન હોય, ઠગ હોય અર્થાત્ જુઠું બોલી છેતરનાર હોય એટલે શિયાલના જેવા સ્વભાવવાળો હોય, ધૂતિને દ્રવ્યાદિકનો લેનાર ધૂતારો હોય અથવા જુગારી હોય, પાખંડ ચલાવી સ્રીધનાદિકનો હરનાર હોય, વેદ શાસ્ત્ર અને શ્રીગુરૂના વચનોમાં વિશ્વાસ નહિ કરનાર, તથા કુટીલ હૃદયવાળો શઠ હોય, તેને આ ગુરૂગીતા કદી મનવડેપણ કહેવા યોગ્ય નથી, અર્થાત્ એવા દુર્જનોને કદીપણ કહેવી નહિં. ૧૩૬.

હવે ગ્રંથનું અંતિમ મંગળાચરણ કરે છે:—

**सच्चिदानन्दरूपाय व्यापिने परमात्मने ।**
**नमः श्रीगुरुनाथाय ह्यविद्याग्रन्थिभेदिने ॥**

સચ્ચિદાનંદ સ્વરૂપ, સર્વવ્યાપક, અને પરમાત્મ-સ્વરૂપ તથા અવિદ્યાદિ ગ્રંથિઓને નાશ કરનાર શ્રી સદ્ગુરૂનાથને મ્હારો નમસ્કાર હો. ૧૩૭.

**गुरवो बहवः सन्ति शिष्यवित्तापहारकाः ।**
**तमेकं दुर्लभं मन्ये शिष्यसंतापहारकः ॥**

શિષ્યોના ધનને હરનારા ગુરૂઓ તો બહુજ છે; પરંતુ શિષ્યોના જન્મમરણરૂપ સંતાપને હરનાર, અર્થાત્ સંસારના દુઃખોની આત્યંતિક નિવૃત્તિ પૂર્વક પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષસુખના પ્રદાતા તો કોઈએક દુર્લભજ હોયછે, એમ હું માનું છું. ૧૩૮.

હવે શ્રીસદ્‌ગુરૂ પરમાત્માને નમસ્કાર કરી ગ્રન્થની સમાપ્તિ કરેછેઃ–

**संसारसागरसमुत्तरणकमंत्रं**
**ब्रह्मादिदेवमुनिपूजितसिद्धमंत्रम् ।**
**दारिद्र्यदुःखभवशोकविनाशमंत्रं**
**वन्दे महाभयहरं गुरुराजमंत्रम् ॥१३९॥**

આકાશાદિ પંચમહાભૂત અને તેના કાર્ય રૂપ દેહ ઇન્દ્રિયાદિ જડ વર્ગમાં આસક્તિરૂપ જલવાળા, પુત્રમિત્ર કલત્રાદિક વિષે જે મહામોહ તે રૂપી સેંકડો આવર્ત્ત (વમલ–ભમરા) યુક્ત; કામ ક્રોધ લોભ મોહ મદ મત્સર અહંકાર મમકારાદિ ચિત્તવિકારરૂપ મહા ગ્રાહ (ઝૂડ–મઘર)ની વૃદ્ધિ યુક્ત, નાના પ્રકારની મહાવ્યાધિરૂપ તિમિતિમિંગલ (શતયોજન–ચારસો ગાઉ–લાંબા પહોળા મત્સ્ય વિશેષ) ના સમુદાય યુક્ત, ક્ષુધા

પિપાસાદિ રૂપ મહાકલ્લોલ (તરંગો)વાળા, અધ્યાત્માદિ તાપત્રયરૂપ મહાવડવાનલ જ્વાલામાલા પ્રયુક્ત; પ્રિય સ્વજનોના મરણથી થતા રૂદનના વિલાપરૂપ મહાધ્વનિથી ગર્જિત, નિત્યનિરંતર દુર્વાસનારૂપ શૈવાલથી યુક્ત; તથા વિષયરૂપ વિષથી પરિપૂર્ણ એવા પ્રચંડ દુઃખમય સંસાર સમુદ્રથી પાર ઉતરવાના સાધનભૂત અદ્વિતીય મંત્રરૂપ; અને બ્રહ્મા આદિ દેવ મુનિઓ દ્વારા પૂજન ઉપાસન કરાયેલા સિદ્ધ મંત્રરૂપ; તથા દરિદ્રતાને, શારીરિક માનસિક દુઃખોને, અને વારંવાર જન્મ મરણાદિની પ્રાપ્તિરૂપ સંસારના શોકને નાશ કરનાર, મહામંત્રરૂપ; તેમજ મહાભયંકર કલેશોને હરનાર, શ્રીગુરૂરાજમંત્રને હું વારંવાર વંદન કરૂં છું. અર્થાત્ જ્યાંસુધી આ દેહ રહે ત્યાં સુધી શ્રીગુરૂરાજમંત્રને હું નમસ્કાર કરૂં છું. ૧૩૯.

**इति श्री स्कन्द पुराणे उत्तरखण्डे श्री उमामहेश्वर संवादे श्रीगुरुगीतास्तोत्रं सम्पूर्णम् ॥**

**ॐ तत्सद्ब्रह्मार्पणमस्तु ।**

**ॐ शान्तिः शान्तिः शान्तिः ॥**

**ॐ श्रीसद्गुरुरूपमात्मने नमो नमः ॥**

# अथ श्रीवाक्यपुष्पाञ्जलिः ।

ॐ नमो नमस्ते गुरवे महात्मने,
विमुक्तसङ्गाय सदुत्तमाय ।
नित्याद्वया-[illegible]णे,
भूम्ने सदाऽपारदयाऽम्बुधाम्ने ॥१॥*

માયા અને માયાના કાર્યભૂત સર્વ દૃશ્યાદૃશ્ય પ્રપંચના સંગથી મુક્તથયેલા, ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન્ એ ત્રણેકાલમાં નાશ ન પામે એવા સર્વોત્તમ, અવિનાશી અદ્વિતીય આનંદસ્વરૂપ, સર્વવ્યાપક, અને નિરંતર અમાપ દયાના સમુદ્રરૂપ એવા તે મહાત્મા શ્રીસદ્ગુરૂદેવને મ્હારો નમસ્કાર છે, પ્રણામ હો. બે વાર ઉચ્ચારણ અતિ આદર જણાવે છે. ૧.

वाक्यपुष्पाञ्जलिस्तोयं मया भक्त्या समर्पितम् ।
ब्रह्मविद्याप्रदस्यास्तु सद्गुरोः श्रीपदाब्जयोः ॥

શ્રીબ્રહ્મવિદ્યાના પ્રદાતા શ્રી સદ્ગુરૂદેવના પરમ-પૂજ્ય બન્ને ચરણકમલોમાં આ વાક્યપુષ્પાંજલિરૂપી

*विवेकचूडामणौ

જળ મેં ભક્તિપૂર્વક અર્પણ કરેલું થાઓ. ૨.

**दोर्भ्यां पद्भयां च जानुभ्यामुरसा शिरसा दृशा ।**
**मनसा वचसा चेति प्रणामोऽष्टाङ्ग ईरितः ॥**

બે હાથથી, બે પગથી, અને બે ઢીંચણથી, હૃદય-છાતીથી, મસ્તકવડે, દૃષ્ટિથી, મનવડે, અને વાણીદ્વારા એ પ્રકારે કરેલો પ્રણામ આઠ અંગવાળો કહેવાયછે. ૩

**स्वदेशिकस्यैव शरीर चिन्तनं ।**
**भवेदनन्तस्य तदेव चिंतनम् ॥**
**स्वदेशिकस्यैव तु पूजनं तथा ।**
**भवेदनन्तस्य शिवस्य पूजनम् ॥४॥***

પોતાના શ્રીગુરૂદેવનાજ શરીરનું ચિંતન (ધ્યાન), તેજ અનંત (અવિનાશી) બ્રહ્મનું ચિન્તવન છે. અને પોતાના શ્રીસદ્‌ગુરૂદેવનુંજ પૂજન, તે જ અવિનાશી પરંબ્રહ્મ શિવનું પૂજન છે. ૪.

**स्वदेशिकस्यैव तु नाम कीर्त्तनम् ।**
**शिवादिशब्दस्य च कीर्त्तनं भवेत् ॥**

---

*सूतसंहितायां यज्ञवैभवखण्डे श्रीब्रह्मगीतायां अ. १० श्लोक ५३-५४-५५. (ત્રણે શ્લોક.)

स्वदेशिकस्यैव तु बाधनं तथा ।
भवेदनन्तस्य शिवस्य बाधनम् ॥५॥

પોતાના શ્રીગુરૂદેવના જ નામનું સ્મરણ કીર્ત્તન તે શિવાદિ શબ્દનું જ કીર્ત્તન છે. તથા પોતાના શ્રી-ગુરૂદેવનું જ વિસ્મરણ થવું, તેજ અવિનાશી સચ્ચિ-દાનંદ શિવનું વિસ્મરણ કર્યા સમાન છે. ૫.

तस्माद्विद्वान्सर्वमेतद्विहाय ।
श्रद्धा[illegible]क्तः सद्गुरुं सत्यनिष्ठम् ॥
विद्याकोशं वेदवेदान्तनिष्ठं ।
गच्छेन्नित्यं सत्यधर्मादियुक्तः ॥६॥

તેથી સત્યધર્માદિ સહિત અને શ્રદ્ધાભક્તિવાળા વિદ્વાને, આ સર્વ માયિક પ્રપંચને છોડીને, સત્યસ્વરૂપ પરંબ્રહ્મમાં નિષ્ઠાવાળા, વિદ્યાના ભંડારરૂપ, અને વેદ વેદાન્ત (ઉપનિષત્) માં નિષ્ઠાવાળા શ્રીસદ્ગુરૂપરમાત્માને શરણે નિરંતર જવું. ૬.

[illegible]रुचरणस्मरणेन पूजया च
स्वधितमसः परि[illegible]च्यते हि जन्तुः ।

न हि मरणप्रभवप्रणाशहेतु-
गुरुचरणस्मरणादृतेऽस्ति किञ्चित् ॥७॥

શ્રીસદ્ગુરૂદેવના ચરણકમલના સ્મરણ પૂજનવડે જીવાત્મા અજ્ઞાનરૂપી ગાઢ અંધકારથી પૂર્ણરીતે મુક્ત થાયછે. કેમકેઃ—શ્રીસદ્ગુરૂના ચરણકમલોના સ્મરણ સિવાય બીજું કંઇપણ જન્મમરણના વિનાશનું કારણ નથીજ. ૭.

यदक्षरंपदंभ्रष्टं मात्राहीनं च यद्भवेत् ।
तत्सर्वं क्षम्यतां देव प्रसीद परमेश्वर ॥८॥

હે સદ્ગુરૂદેવ ! મ્હારા પાઠના ઉચ્ચારણમાં જે અક્ષર કે પદ અશુદ્ધ બોલાયાં હોય, તથા જે માત્રાહીન ઉચ્ચાર થયો હોય, તે સર્વે ક્ષમા કરો; હે પરમેશ્વર ! આપ પ્રસન્ન થાઓ. ૮.

अन्यथा शरणं नास्ति त्वमेव शरणं मम ।
तस्मात्कारुण्यभावेन रक्ष रक्ष कृपानिधे ॥९॥

હે કૃપાસાગર ! આપના સિવાય મ્હારે બીજું શરણ નથી, મ્હારે તો માત્ર આપજ શરણ (રક્ષાકરનાર) છો; તેથી હે સદ્ગુરો ! કેવળ કરૂણાભાવથી આપ મ્હારૂં

રક્ષણ કરો રક્ષણ કરો. (અતિ આદર ભક્તિ જણાવવાને વાસ્તે બે વાર ઉચ્ચારણ કરેલું છે. ) ૯.

❀ ❀ ❀ ❀

**संसारसागरं घोरं तर्तुमिच्छन्ति ये नराः ।**
**गुरुगीताप्लवं प्राप्य सुखं पारं प्रयान्ति ते ॥१॥**

ઘોર સંસારસમુદ્રને તરવાની જે મનુષ્યો ઇચ્છા કરેછે; તેઓ શ્રીગુરૂગીતારૂપી નૌકાને પ્રાપ્તકરી, અર્થાત્ તેનો પાઠ કરી, સુખપૂર્વક—સહેલાઇથી સંસાર સાગરના પારને (મોક્ષને) પામે છે. ૧.

**यत्पादपङ्करजसा बहवो मनुष्याः ।**
**प्राप्ताः परं पदमिहैव सुखेन पूताः ॥**
**वेदान्तपङ्करविमीड्यमसङ्गमीडे ।**
**श्री माधवं गुरुमहं परमेशरूपम् ॥२॥**

જેમના ચરણકમલોની રજવડે ઘણા મનુષ્યો આ સંસારમાંજ પવિત્ર થઇ સુખપૂર્વક પરમપદ ( મોક્ષ ) ને પ્રાપ્ત થયાછે; તે વેદાન્તરૂપી કમલને પ્રફુલ્લ કરનાર સૂર્યરૂપ, સ્તુતિ કરવાને યોગ્ય, માયા અને માયાના કાર્ય આદિના સંગથી રહિત, અને સાક્ષાત્ પરમેશ્વર

સ્વરૂપ એવા શ્રી જ્ઞાનવિજ્ઞાનની શોભાયુક્ત શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવની હું સ્તુતિ કરૂં છું. ૨.

अज्ञानान्धमबान्धवं कवलितं-
रक्षोभिरक्षाभिधैः ।
क्षिप्तं मोहमदान्धकूपकुहरे-
दुर्हृद्भिराभ्यन्तरैः ॥
क्रन्दन्तं शरणागतं गतधृतिं-
सर्वापदामास्पदं ।
मा मा मुञ्च महेश पेशलदृशा-
सत्रासमाश्वासय ॥३॥

અજ્ઞાનથી આંધળો થયેલો, બંધુઓ રહિત, ઇન્દ્રિયોરૂપી રાક્ષસોદ્વારા ભક્ષણ કરાયેલો, કામક્રોધાદિ આંતરિક શત્રુઓએ મોહ અને મદરૂપી અંધારા કૂવામાં ફેંકેલો; એવી અનેક આપત્તિઓના સ્થાનરૂપ, અધીર, આપના શરણમાં આવેલો, આક્રંદ કરતો-રોતો, અને ભયભીત થયેલો એવો મ્હને, હે મહેશ્વર ! આપની ચતુર મનોહર કૃપાદૃષ્ટિવડે શીઘ્ર આશ્વાસન આપો; મ્હારો ત્યાગ ન કરો. ૩.

यस्ते ददाति रवमस्य वरं ददासि ।
योवा मदं वहति तस्य दमं विधत्से ॥
इत्यक्षरद्वयविपर्ययकेलिशील ।
किं नाम कुर्वति नमो न मनः करोषि ॥४॥

હે પ્રભો ! જે આપને સ્તુતિના શબ્દ આપેછે, અર્થાત્ આપની સ્તુતિ કરેછે, તેને આપ ( રવ' શબ્દના બદલામાં રવ શબ્દનો ઉલટો શબ્દ ) 'વર' દાન આપો છો. વળી જે મૂર્ખ આપની સન્મુખ મદ પ્રકટ કરેછે, તેને આપ ('મદ' શબ્દનો ઉલટો શબ્દ) દમ એટલે દમન-દંડ આપોછો, એ પ્રકારે બે અક્ષરોનો ઉલટ ફેર કરવાનો ખેલ આપને બહુ પસંદ છે; એવા સ્વભાવવાળા હે નાથ ! આપ એવા છો તો પછી મ્હારા '**નમઃ**' એટલે નમસ્કાર હો, એમ હું કહુંછું છતાં (નમઃ શબ્દનો ઉલટો શબ્દ) આપનું 'મન' મ્હારા તરફ કેમ નથી કરતા ? આપ કૃપાદૃષ્ટિથી મ્હારૂં સદા સર્વદા રક્ષણ કરો; એવી મ્હારી વારંવાર સવિનય પ્રાર્થના છે. ૪.

त्राता यत्र न कश्चिदस्ति विषमे
तत्र प्रहर्तुं पथि ।

द्रोग्धारो यदि जद्यात ·तिविधेः
 ·स्तत्र शक्यक्रियः ॥
यत्र त्वं करुणार्णवस्त्रि-ुवन-
 त्राणप्रवीणः प्रभु-
स्तत्राऽपि प्रहरन्ति चत्प रिभवः
 कस्यैष गर्हावहः ॥५॥

હે નાથ ! જે ભયંકર માર્ગમાં કોઇપણ રક્ષક નથી, ત્યાં યદિ શત્રુઓ નાશ કરવાવાસ્તે તૈયાર હોય, તો ત્યાં તેની નિવૃત્તિનો શો ઉપાય કરી શકાય ? અર્થાત્ ત્યાં તો કોઈ ઉપાયજ નથી; પરંતુ જ્યાં આપ જેવા કરૂણાસિન્ધુ ત્રૈલોક્યની રક્ષા કરવામાં કુશળ સ્વામી બિરાજમાન છે, ત્યાંપણ જો તે કામક્રોધાદિ શત્રુઓ પ્રહાર કરે, તો એ કોંનો અનાદર (અપમાન) છે? અને કોંની નિન્દા છે ? આપ એનો વિચાર જરૂર કરશો. ૫.

तस्माद्रक्ष कृपा[illegible]न्धो पाहि पाहि [illegible] ।
नमस्तुभ्यं नमस्तुभ्यं नम[illegible]भ्यं नमो नमः ॥

તે હેતુથી હે કૃપાસાગર ! મ્હારી રક્ષા કરો, હે જગદ્ગુરો ! મ્હારૂં પાલન-રક્ષણ કરો, મ્હારૂં રક્ષણ કરો;

આપને મ્હારો નમસ્કાર છે, આપને મ્હારો પ્રણામ છે, આપને મ્હારો નમસ્કાર, નમસ્કાર નમસ્કાર છે. સંસાર સમુદ્રમાં ડુબકીઓ ખાતાં ગભરાઈ અતિ આકુલવ્યાકુલ થયેલાની (મ્હારી) અતિઆતુરતાની પ્રાર્થના જણાવવા વાસ્તે વારંવાર નમઃ શબ્દનું ઉચ્ચારણ છે. ૬.

**सच्चिदानन्दबोधाय शिष्यहृत्तापहारिणे ।**
**माधवानन्द नाम्ने मेऽजस्रं श्रीगुरवे नमः ॥**

સચ્ચિદાનંદ પરમાત્માના અપરોક્ષ-સાક્ષાત્કાર જ્ઞાનવાળા, અને શિષ્યોના હૃદયના સંતાપોને નાશ કરનાર; શ્રીમાધવાનંદ નામવાળા મ્હારા શ્રીગુરૂદેવને મ્હારો નિરંતર નમસ્કાર છે. ૭.

**ॐ श्री सच्चिदानन्द माधवानन्द-**
**सद्गुरुदेवतार्पणमस्तु ॥**
**हरि ॐ तत्सत् ॥**



ૐ

# શ્રીસદ્‌ગુરૂપ્રાતઃસ્મરણસ્તોત્રમ્ ।



નૌમિ શ્રીમાધવાનન્દં સચ્ચિદાનન્દવિગ્રહમ્ ।
યસ્યેક્ષણપ્રસાદેન તીર્ણોહિં ભવસાગરમ્ ॥૧॥

લસદ્દયાતરંગકં ક્ષમારવિન્દશોભિતમ્ ।
યતીન્દ્રહંસસેવિતં ભજામિ માધવં નદમ્ ॥૨॥

વિવેકરત્નભારિણં ભવાર્ત્તિતાપહારિણમ્ ।
યતીન્દ્રહંસસેવિતં ભજામિ માધવં નદમ્ ॥૩॥

યદર્થમેવ ભાવિતં તદર્થમેવ દાયિનમ્ ।
યદંઘ્રિરક્તપંકજં ભજામિ માધવં નદમ્ ॥૪॥

શ્લોકત્રયમિદં પુણ્યં બ્રહ્માનન્દપ્રદાયકમ્ ।
યઃ પઠેત્પ્રાતરુત્થાય સ ગચ્છેત્પરમં પદમ્ ॥૫॥

ઇતિશ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્-
સ્વામિ માધવાનન્દ પૂજ્યપાદ પ્રમુખશિષ્ય-
શાસ્ત્રિસ્વામિવિનિર્મિતં શ્રીસદ્‌ગુરૂ-
પ્રાતઃસ્મરણસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥
ૐસચ્ચિદાનન્દ માધવાનન્દ ॥





# અથ શ્રી ગુરુગીતા



શ્રી સચ્ચિદાનંદાય નમઃ ।

શ્રી પરમાત્મને નમઃ ।

શ્રી માધવાનન્દ સદ્દગુરુભ્યો નમઃ ।

## મંગલાચરણમ્ ।

નૌમિ શ્રીમાધવાનન્દં સચ્ચિદાનન્દવિગ્રહમ્ ।
યસ્યેક્ષણપ્રસાદેન તીર્ણોઽહં ભવસાગરમ્ ॥

*  *  *  *  *

ૐ અસ્ય શ્રીગુરુગીતાસ્તોત્રમાલા મંત્રસ્ય-
ઈશ્વર (સદાશિવ) ઋષિઃ, નાના વિધાનિ-
છન્દાંસિ, શ્રીગુરુર્દેવતા, મમ ચતુર્વિધ-
પુરુષાર્થ સિદ્ધયર્થે શ્રીગુરુ પ્રીત્યર્થે-
જપે વિનિયોગઃ ॥

ઋષય ઊચુઃ—

હે સૂત સર્વપુરાણજ્ઞ સર્વમાહાત્મ્યવિદાં વર ।
ગુરૂમાહાત્મ્યં વિશેષેણ શ્રોતુકામા હિ વયં સદા ॥
આચાર્યવાન્ હિ પુરૂષો વેદેત્યાદિશ્રુતિર્જગૌ ।
તસ્માત્સર્વપ્રયત્નેન ગુરૂમાહાત્મ્યં વદ પ્રભો ॥૨॥
ત્વન્મુખા-તુ યથા શ્રુત્વા તથા સમ્યગુપાસ્મહે ।
ઈત્યેવં વચનં તેષાં શ્રુત્વા સૂતોઽબ્રવીદિદમ્ ॥૩॥

સૂત ઉવાચ—

સાધુપૃષ્ટં ભવદ્ભિશ્ચ લોકાનાં હિતકારકૈઃ ।
ભવન્તશ્ચ તથા ધન્યાઃ પવિત્રાઃ કુલભૂષણાઃ ॥૪॥
યેષાં ચૈવ ગુરૂઃ સાક્ષાદ્દૈવતં પરમં શુભમ્ ।
તેષાં ગુરૂકથા લોકે વલ્લભા ભવતાં સદા ॥૫॥
તે ધન્યાશ્ચ કૃતાર્થાશ્ચ સફલં દેહધારણમ્ ।
ઉદ્ધૃતં ચ કુલં તૈસ્તુ યે ગુરૂં સમુપાસતે ॥૬॥
યસ્ય દેવે પરા ભક્તિર્યથા દેવે તથા ગુરૌ ।
તસ્યૈતે કથિતા હ્યર્થાઃ પ્રકાશન્તે મહાત્મનઃ ॥૭॥
કૈલાસશિખરે રમ્યે ભક્તિસાધનહેતવે ।
પ્રણમ્ય પાર્વતી ભક્ત્યા શંકરં પરિપૃચ્છતિ ॥

પાર્વત્યુવાચ—

ૐ નમો દેવદેવેશ પરાત્પર જગદ્ગુરો ।

સદાશિવ મહાદેવ ગુરૂદીક્ષાં પ્રદેહિ મે ॥૯॥
કેન માર્ગેણ ભો: સ્વામિન્દેહી બ્રહ્મમયોભવેત્ ।
તત્કૃપાં કુરૂ મે દેવ નમામિ ચરણૌ તવ ॥૧૦॥

શ્રીમહાદેવ (ઈશ્વર) ઉવાચ—

મમ રૂપાસિ દેવિ ત્વં ત્વદ્ભક્ત્યર્થં વદામ્યહમ્ ।
લોકોપકારક: પ્રશ્નો ન કેનાપિ કૃત: પુરા ॥૧૧॥
હંસાભ્યાં પરિવૃત્તપત્રકમલૈર્દિવ્યૈર્જગત્કારણે—
ર્વિશ્વોત્તીર્ણમનેકદેહ નિલયં સ્વચ્છન્દમાત્મેચ્છયા॥
તત્તદ્યોગતયા સ્વદેશિકતનું ભાવૈકદીપાંકુરં ।
પ્રત્યક્ષાક્ષરવિગ્રહં ગુરૂપદં ધ્યાયેદ્ દ્વિબાહું ગુરૂમ્॥
'ગુ'શબ્દસ્ત્વન્ધકારોઽસ્તિ
'રૂ'શબ્દસ્તન્નિરોધક: ।
અન્ધકારવિરોધિત્વાદ્ ગુરૂરિત્યભિધીયતે ॥૧૩॥
યદંધ્રિકમલદ્વન્દ્વં દ્વન્દ્વતાપનિવારકમ્ ।
તારકં ભવસિન્ધોશ્ચ શ્રીગુરૂં પ્રણમામ્યહમ્ ॥
લોકોપકારક: પ્રશ્નો ન કેનાપિ કૃત: પુરા ।
દુર્લભસ્ત્રિષુ લોકેષુ તચ્છૃણુષ્વ યથા તથા ॥૧૫॥
કિંચિદ્ ગુરૂં વિના નાન્યત્સત્યં સત્યં વરાનને ।
મંત્રયંત્રાદિવિદ્યાનાં સ્મૃતિરુચ્ચાટનાદિકમ્ ॥૧૬॥
શૈવશાક્ત્યાગમાદીનિ સન્તિ બહુમતાનિ ચ ।

અપભ્રંશેત્સમસ્તાનાં જીવાનાં ભ્રાન્તચેતસામ્ ॥
વેદશાસ્ત્રપુરાણાનિ કૃતાનિ ગુરૂકામ્યયા ।
સ્વયં લોકે ગુરૂઃ સાક્ષાજ્જાયતે ચૈવ તત્ત્વવિત્ ॥
યજ્ઞો દાનં તપસ્તીર્થં વ્રતં ધર્મપરં ચ યત્ ।
ગુરૂતત્ત્વમવિજ્ઞાય મૂઢાસ્તેન્યપરા જનાઃ ॥૧૯॥
ગુરૂબુદ્ધ્યાત્મનો નાન્યત્સત્યં સત્યં વરાનને ।
મોક્ષાર્થં હિ પ્રયત્નેન કર્ત્તવ્યં ચ મનીષિભિઃ ॥
ગૂઢવિદ્યા ચ સર્વેષાં દેહિનાં જ્ઞાન સંભવઃ ।
ઉદયઃ સ્વપ્રકાશેન ગુરૂશબ્દેન કથ્યતે ॥૨૧॥
દેહી બ્રહ્મ ભવેદ્યસ્માત્તત્કૃપાર્થં વદામ્યહમ્ ।
સર્વપાપવિમુક્તાત્મા શ્રીગુરોઃ પાદસેવનાત્ ॥
સર્વતીર્થાવગાહસ્ય પ્રાપ્નોતિ સ ફલં નરઃ ।
ગુરૂપાદોદકં પીત્વા શેષં શિરસિ ધારયેત્ ॥૨૩॥
શોષણં પાપપંકસ્ય દીપનં જ્ઞાનતેજસામ્ ।
ગુરોઃ પાદોદકં સમ્યક્ સંસારાર્ણવતારકમ્ ॥
અજ્ઞાનાર્ત્તિહરં ચૈવ જન્મકર્મનિવારણમ્ ।
જ્ઞાનવિજ્ઞાનસિદ્ધ્યર્થં ગુરોઃ પાદોદકં પિબેત્ ॥
ગુરોઃ પાદોદકં પાનં* ગુરોરુચ્છિષ્ટ ભોજનમ્ ।
ગુરૂમૂર્ત્તેઃ સદા ધ્યાનં ગુરૂસ્તોત્રં સદા જપેત્ ॥

* 'પીત્વા' એવો પાઠાંતર છે.

કાશીક્ષેત્રં નિવાસોસૌ જાહ્નવીચરણોદકમ્ ।
ગુરૂર્વિશ્વેશ્વરઃ સાક્ષાત્તારકં બ્રહ્મનિશ્ચિતમ્ ॥૨૭॥
શિરઃપાદાંકિતં કૃત્વા ગયાસાવક્ષયો વટઃ ।
તીર્થરાજઃ પ્રયાગોસૌ ગુરૂમૂર્ત્તે*નમોઽસ્તુ તે ॥
ગુરૂમૂર્ત્તિં સ્મરેન્નિત્યં ગુરોર્નામ સદા જપેત્ ।
ગુરોરાજ્ઞાં પ્રકુર્વીત ગુરોરન્યં ન ભાવયેત્ ॥૨૯॥
ગુરૂવક્ત્રે સ્થિતં બ્રહ્મ પ્રાપ્યતે તત્પ્રસાદતઃ ।
ગુરોર્મૂ-ર્તેઃ સદા ધ્યાનં યથા સ્વૈરિણી યોષિતા ॥
નિજાશ્રમં સ્વજાતિં ચ સ્વકીર્ત્તિં પુષ્ટિ વર્ધનીમ્ ।
એતત્સર્વં પરિત્યજય ગુરોરન્યં ન ભાવયેત્ ॥
અનન્યાશ્ચિન્તયન્તો [1]યે સુલભં પરમં પદમ્ ।
તસ્માત્સર્વપ્રયત્નેન ગુરોરારાધનં કુરુ ॥૩૨॥
ગુરૂ વક્ત્રે સ્થિતા વિદ્યા ગુરૂભક્ત્યા ચ લભ્યતે ।
ત્રૈલોક્યે સ્યુર્ન વક્તારો દેવાદ્યસુરપન્નગાઃ ॥૩૩॥
ગુકારસ્ત્વન્ધકારોસ્તિ રૂકારસ્તેજ ઉચ્યતે ।
અજ્ઞાનગ્રાસકં બ્રહ્મ ગુરૂરેવ ન સંશયઃ ॥૩૪॥
ગુકારઃ પ્રથમો વર્ણો માયાદિગુણભાસકઃ ।
રુકારો દ્વિતીયં બ્રહ્મ માયા ભ્રાન્તિવિમોચકમ્ ॥

*ગુરૂમૂ-ર્ત્યૈ નમો નમઃ। આવો પાઠાંતર છે.
૧'માં' આવો પાઠાંતર છે.

એવં ગુરૂપદં શ્રેષ્ઠં દેવાનામપિ દુર્લભમ્ ।
હાહા હૂહૂ ગણૈશ્ચૈવ ગન્ધર્વાદ્યૈશ્ચ પૂજ્યતે ॥૩૬॥
એવં તેષાં ચ સર્વેષાં નાસ્તિ તત્ત્વં ગુરોઃપરમ્ ।
આસનં શયનં વસ્ત્રં વાહનં ભૂષણાદિકમ્ ॥૩૭॥
સાધકેન પ્રદાતવ્યં ગુરોઃ સંતોષકારણમ્ ।
ગુરોરારાધનં કાર્યં જીવિત્વં ચ નિવેદયેત્ ॥
કર્મણા મનસા વાચા સદ્ભિરારાધયેદ્ ગુરૂમ્ ।
દીર્ઘદંડં નમસ્કૃત્ય નિર્લજ્જો ગુરૂસન્નિધૌ ॥૩૯॥
શરીરમર્થસમ્પ્રાપ્તં સદગુરૂભ્યો નિવેદયેત્ ।
કૃમિવિટ્ભસ્મનિષ્ઠાન્તં દુર્ગન્ધમલમૂત્રકમ્ ॥
શ્લેષ્મરક્તત્વચામાંસં તનુરિત્થં વરાનને ।
સંસારવૃક્ષમારૂઢાઃ પતન્તિ નરકાર્ણવે ॥૪૧॥
શ્રીગુરૂચરણદ્વન્દ્વં યસ્યાં દિશિ વિરાજતે ।
તસ્યૈ દિશે નમસ્કુર્યાદ્ભક્ત્યા પ્રતિદિનં પ્રિયે ॥
ગુરૂપાદપ્રસાદેન ચિદાત્મા લભ્યતે સદા ।
યેનોધ્ધૃતમિદં વિશ્વં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૩॥
ગુરૂર્બ્રહ્મા ગુરૂર્વિષ્ણુર્ગુરૂર્દેવો મહેશ્વરઃ ।
ગુરૂરેવ પરં બ્રહ્મ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૪॥
અજ્ઞાનતિમિરાન્ધસ્ય જ્ઞાનાંજનશલાકયા ।
ચક્ષુરુન્મીલિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૫॥

અખંડમંડલાકારં વ્યાપ્તં યેન ચરાચરમ્ ।
તત્પદં દર્શિતં યેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૬॥
સર્વશ્રુતિશિરોરત્નવિરાજિતપદાંબુજઃ ।
વેદાન્તપદ્મસૂર્યાય તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૭॥
યસ્ય સ્મરણમાત્રેણ કૈવલ્યં લભતે સ્વયમ્ ।
સદૈવ સર્વસમ્પત્તિસ્તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૮॥
ચૈતન્યં શાશ્વતં શાન્તં વ્યોમાતીતં નિરંજનમ્ ।
બિન્દુનાદકલાતીતં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૪૯॥
સ્થાવરં જંગમં ચૈવમચરં ચરમેવ ચ ।
યેન વ્યાપ્તં જગત્સર્વં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥
જ્ઞાનશક્તિસમારૂઢં તત્ત્વમાલા વિભૂષિતમ્ ।
ભુક્તિમુક્તિપ્રદાતારં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૫૧॥
અનેકજન્મસમ્પ્રાપ્તકર્મબંધવિદાહિને ।
બ્રહ્મજ્ઞાનપ્રભાવેન તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૫૨॥
શોષણં ભવસિન્ધોશ્ચ દીપનં મોક્ષસમ્પદામ્ ।
ગુરૂપાદોદકં સમ્યક્ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૫૩॥
નગુરોરધિકં તત્ત્વં ન ગુરોરધિકં તપઃ ।
ગુરૂજ્ઞાનાત્પરં તત્ત્વં તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૫૪॥
મન્નાથસ્ત્રિજગન્નાથો મદ્ગુરુસ્ત્રિજગદ્ગુરૂઃ ।
મમાત્મા સર્વભૂતાત્મા તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥

ધ્યાનમૂલં ગુરોર્મૂર્ત્તિઃ પૂજામૂલં ગુરોઃ પદમ્ ।
મંત્રમૂલં ગુરોર્વાક્યં મોક્ષમૂલં ગુરોઃ કૃપા ॥૫૬॥
ગુરૂરાદિરનાદિશ્ચ ગુરૂઃ પરમદૈવતમ્ ।
ગુરૂમંત્રસમો નાસ્તિ તસ્મૈ શ્રીગુરવે નમઃ ॥૫૭॥
સપ્તસાગરપર્યન્તં તીર્થસ્નાનફલં સદા ।
ગુરૂપાદોદકસ્યાપિ સહસ્રાંશેન દુર્લભમ્ ॥૫૮॥
ગુરૂરેવજગત્સર્વં બ્રહ્મવિષ્ણુશિવાત્મકમ્ ।
ગુરોઃ પરતરં નાસ્તિ તસ્માત્સમ્પૂજયેદ્ ગુરૂમ્ ॥
જ્ઞાનવિજ્ઞાનમુક્તિશ્ચ લભ્યતે ગુરૂભક્તિતઃ ।
ગુરોઃ સમં તતો નાન્યત્સાધયેદ્ ગુરૂમાર્ગિણમ્ ॥
યસ્માત્પરતરં નાસ્તિ નેતિ નેતીતિ વૈ શ્રુતિઃ ।
મનસા વચસા ચૈવ સર્વદારાધયેદ્ ગુરૂમ્ ॥૬૧॥
ગુરોઃ કૃપાપ્રસાદેન બ્રહ્મવિષ્ણુમહેશ્વરાઃ ।
સામર્થ્યં તત્પ્રસાદેન કેવલં ગુરૂસેવયા ॥૬૨॥
દેવકિન્નરગન્ધર્વાઃ પિતૃયક્ષાશ્ચચારણાઃ ।
મુનયોપિ ન જાનન્તિ ગુરૂશુશ્રૂષણે વિધિમ્ ॥૬૩॥
મહાહંકારગર્વેણ તપોવિદ્યાબલાધિકાઃ ।
સંસારકુહરાવર્ત્તે ઘટીયંત્રં યથા પુનઃ ॥૬૪॥
ન મુક્તા દેવગન્ધર્વાઃ પિતરો યક્ષકિન્નરાઃ ।
ઋષયઃ સર્વસિદ્ધાશ્ચ ગુરૂસેવાપરાઙ્મુખાઃ ॥૬૫॥

ધ્યાનં શૃણુ મહાદેવિ સર્વાનન્દપ્રદાયકમ્ ।
સર્વસૌખ્યપ્રદં ચૈવ ભુક્તિમુક્તિપ્રદાયકમ્ ॥૬૬॥

શ્રીમત્પરં બ્રહ્મ ગુરૂં નમામિ ।
શ્રીમત્પરં બ્રહ્મ ગુરૂં ભજામિ ॥
શ્રીમત્પરં બ્રહ્મ ગુરૂં વદામિ ।
શ્રીમત્પરં બ્રહ્મ ગુરૂં સ્મરામિ ॥૬૭॥

બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્ત્તિમ્ ।
દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્ ॥
એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષિભૂતમ્ ।
ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરૂં તં નમામિ ॥

આનન્દમાનન્દકરં પ્રસન્નં ।
જ્ઞાનસ્વરૂપં નિજબોધયુક્તમ્ ॥
યોગીન્દ્રમીડ્યં ભવરોગવૈદ્યં ।
શ્રીમદ્ગુરૂં નિત્યમહં નમામિ ॥૬૯॥

હૃદયમ્બુજે કર્ણિકમધ્યસંસ્થમ્ ।
સિંહાસને સંસ્થિતદિવ્યમૂર્ત્તિમ્ ॥
ધ્યાયેદ્ ગુરૂં ચંદ્રકલાપ્રકાશં ।
સચ્ચિત્સુખાભીષ્ટફલપ્રદાનમ્ ॥૭૦॥

નિત્યં શુદ્ધં નિરાભાસં નિરાકારં નિરંજનમ્ ।
નિત્યબોધં ચિદાનન્દં ગુરૂં બ્રહ્મ નમામ્યહમ્ ॥

ન ગુરોરધિકં ન ગુરોરધિકં ।
ન ગુરોરધિકં ન ગુરોરધિકમ્ ॥
શિવશાસનતઃ શિવશાસનતઃ ।
શિવશાસનતઃ શિવશાસનતઃ ॥૭૨॥
ઈદમેવ શિવં ઈદમેવ શિવં ।
ઈદમેવ શિવં ઈદમેવ શિવમ્ ॥
મમ શાસનતો મમ શાસનતો ।
મમ શાસનતો મમ શાસનતઃ ॥૭૩॥
એવં વિધં ગુરૂં ધ્યાત્વા બ્રહ્મ પ્રકાશતે સ્વયમ્ ।
તદા ગુરૂપદેશેન મુક્તો ભવતિ પાર્વતિ ॥૭૪॥
ગુરૂસંદર્શિતે માર્ગે મનઃશુદ્ધે કૃતે યદા ।
અનિત્યં ખંડયેત્સર્વં યત્કિંચિદ્ દષ્ટિગોચરમ્ ॥
જ્ઞેયં સર્વમનિત્યં ચ જ્ઞાનં ચ મન ઉચ્યતે ।
જ્ઞાનં જ્ઞેયં સમં કુર્યાન્નાન્યોર્થોસ્તિ દ્વિતીયકઃ ॥
એવં શ્રુત્વા મહાદેવિ ગુરૂનિંદાં કરોતિ યઃ ।
સ યાતિ નરકં ઘોરં યાવચ્ચન્દ્રદિવાકરૌ ॥૭૭॥
યાવત્કલ્પાન્તકો દેહસ્તાવદ્દેવિ ગુરૂં સ્મરેત્ ।
ગુરૂલોપો ન કર્ત્તવ્યઃ સ્વચ્છન્દો યદિ ભાવયેત્ ।
હુંકારેણ ન વક્તવ્યં પ્રાજ્ઞશિષ્યૈઃ કદાચન ।
ગુરોરગ્રે ન વક્તવ્યમસત્યં ચ કદાચન ॥૭૯॥

ગુરૂં હુંકૃત્ય તુંકૃત્ય ગુરૂં નિર્જિત્ય વાદતઃ ।
અરણ્યે નિર્જલે દેશે સ ભવેદ્ બ્રહ્મરાક્ષસઃ ॥
મુનિભિઃ પન્નગૈર્વાપિ સુરૈર્વા શાપિતો યદિ ।
કાલમૃત્યુભયાદ્વાપિ ગુરૂ રક્ષતિ સર્વદા ॥૮૧॥
અશક્તા હિ સુરાદ્યાશ્ચ હ્યશક્તા મુનયસ્તથા ।
ગુરૂશાપહતાઃ ક્ષીણાઃ ક્ષયં યાન્તિ ન શંશયઃ ॥
મંત્રરાજમિદં દેવિ ગુરૂરિત્યક્ષરદ્વયમ્ ।
શ્રુતિવેદાન્તવાક્યાનાં ગુરૂઃ સાક્ષાત્પરં પદમ્ ॥
ગુકારં ચ ગુણાતીતં રૂકારં રૂપવર્જિતમ્ ।
ગુણાતીતમરૂપં ચ યો દદ્યાત્સ ગુરૂઃ સ્મૃતઃ ॥
શ્રુતિસ્મૃતિમવિજ્ઞાય કેવલં ગુરૂસેવકાઃ ।
તે વૈ સંન્યાસિનઃ પ્રોક્તા ઇતરે વેષધારિણઃ ॥
ગુરોઃ કૃપાપ્રસાદેન પરમાત્મા હિ લભ્યતે ।
અનેન ગુરૂમાર્ગેણ હ્યન્ત*ર્જ્યોતિઃ પ્રકાશતે ॥
આબ્રહ્મસ્તમ્બપર્યન્તં પરમાત્મસ્વરૂપિણમ્ ।
સ્થાવરં જંગમં ચૈવ પ્રણમામિ જગન્મયમ્ ॥
વન્દેહં સચ્ચિદાનન્દં ભેદાતીતં જગદ્ગુરૂમ્ ।
નિત્યં પૂર્ણં નિરાકારં નિર્ગુણં સ્વાત્મસંસ્થિતમ્ ॥
પરાત્પરતરં ધ્યેયં નિત્યમાનન્દકારકમ્ ।

* હ્યન્તર્જ્ઞાનં પ્રવર્તતે ॥ આવો પાઠાંતર છે.

હૃદયાકાશમધ્યસ્થં શુદ્ધસ્ફટિકસન્નિભમ્ ॥૮૯॥
સ્ફટિકપ્રતિમારૂપં દૃશ્યતે દર્પણે યથા ।
તથા હૃદિ ચિદાકારં પશ્યામિ ગુરૂભક્તિતઃ ॥
અંગુષ્ઠમાત્રપુરૂષં ધ્યાયતે ચિન્મયં હૃદિ ।
તત્ર સ્ફુરતિ દેવોયં દૃષ્ટ્વા તત્કથયામ્યહમ્ ॥૯૧॥
અગોચરં તથા ગમ્યં રૂપનામાદિવર્જિતમ્ ।
નિઃશબ્દં તુ વિજાનીયાત્સ્વભાવો બ્રહ્મ પાર્વતિ ॥
યથા નિજસ્વભાવેન કર્પૂરકુંકુમાદિષુ ।
શીતોષ્ણાદિસ્વભાવેન તથા બ્રહ્મ ચ શાશ્વતમ્ ॥
સ્વયં બ્રહ્મમયો ભૂત્વા સ્થાતવ્યં યત્ર કુત્રચિત્ ।
કીટભ્રમરવત્તત્ર ધ્યાનં ભવતિ તાદૃશમ્ ॥૯૪॥
ગુરૂધ્યાનં તથા કૃત્વા સ્વયં બ્રહ્મમયો ભવેત્ ।
પિંડે પદે તથા રૂપે મુક્તાસ્તે નાત્ર સંશયઃ ॥૯૫॥

પાર્વત્યુવાચ—

પિંડં કિંતુ મહાદેવ પદં કિં સમુદાહૃતમ્ ।
રૂપં ચ રૂપાતીતં ચ એતદાખ્યાહિ શંકર ॥૯૬॥

શ્રીમહાદેવ(ઈશ્વર)ઉવાચ—

પિંડં કુંડલિની શક્તિઃ પદં હંસમુદાહૃતમ્ ।
રૂપં બિંદુરિતિ જ્ઞેયં રૂપાતીતં નિરંજનમ્ ॥
યસ્યાવલોકનાદેવ સર્વસંગવિવર્જિતઃ ।

એકાકી નિઃસ્પૃહઃ શાન્તઃ
સ્થાતવ્યં તત્પ્રસાદતઃ ॥૯૮॥
ગુરૂધ્યાનાત્તથાત્યન્તં સ્વયં બ્રહ્મમયો ભવેત્ ।
પરાત્પરતરં નાન્યત્સર્વમેવ નિરાલયમ્ ॥૯૯॥
લબ્ધં વાથ ન લબ્ધં વા સ્વલ્પં વા બહુલં તથા ।
નિષ્કામેનૈવ ભોક્તવ્યં સદા સંતુષ્ટ માનસમ્ ॥
સર્વજ્ઞપદમિત્યત્ર દેહી પૂર્ણમયો ભવેત્ ।
સદાનન્દઃ સદાશાન્તો રમતે યત્રકુત્રચિત્ ॥
યત્રાવતિષ્ઠતે સોપિ સ દેશઃ પુણ્યભાજનઃ ।
મુક્તસ્ય લક્ષણં દેવિ તવાગ્રે કથિતં મયા॥૧૦૨॥
ઉપદેશો મયા દેવિ ગુરૂમાર્ગેણ દર્શિતઃ ।
ગુરૂભક્તિસ્તથા ધ્યાનં સકલં તવ કીર્ત્તિતમ્ ॥
અનેન યદ્ ભવેત્કાર્યં તદ્વદામિ મહાશયે ।
લોકોપકારકં દેવિ લૌકિકં તુ ન ભાવયેત્॥૧૦૪॥
લૌકિકં ભાવયન્ત્યજ્ઞાસ્તે હિ યાન્તિ ભવાર્ણવમ્ ।
જ્ઞાની ચ ભાવયેત્સર્વં કર્મ નિષ્કર્મ શામ્યતિ ॥
ઈદં તુ ભક્તિભાવેન પઠતે શ્રૂયતે યદિ ।
લિખિત્વા તત્પ્રદાતવ્યં દાનં દક્ષિણયા સહ ॥
ગુરૂગીતાભિધં દેવિ શુદ્ધતત્ત્વં મયોદિતમ્ ।
ભવવ્યાધિ વિનાશાર્થં ત્વિદમેવ જપેત્સદા ॥

ગુરૂગીતાક્ષરૈકૈકં મંત્રરાજમિદં પ્રિયે ।
અન્યે ચ વિવિધા મંત્રાઃ
કલાં નાર્હન્તિ ષોડશીમ્ ॥૧૦૮॥
સર્વપાપહરં ચૈવ સર્વદારિદ્રનાશનમ્ ।
યક્ષરાક્ષસભૂતાદિચૌરવ્યાધ્રભયાપહમ્ ॥૧૦૯॥
યં યં ચિન્તયતે કાર્યં તં તં પ્રાપ્નોતિ નિશ્ચયઃ ।
કામિતસ્ય કામધેનુઃ કલ્પિતસ્ય ફલપ્રદમ્ ॥
ચિન્તામણિ શ્ચિન્તિતસ્ય સર્વમંગલકારકમ્ ।
મોક્ષકામો જપેન્નિત્યં મોક્ષસિદ્ધિમવાપ્નુયાત્ ॥
યદ્યત્કામં જપેદ્યો વૈ તત્તત્કામફલં લભેત્ ।
અનન્તફલમાપ્નોતિ ગુરૂગીતા જપેન તુ ॥
કો જપેચ્છાક્તઃ શૈવશ્ચ ગાણુપત્યશ્ચ વૈષ્ણવઃ ।
સર્વેષાં સિદ્ધિદં દેવિ સત્યં સત્યં ન સંશયઃ ॥
સંસારમલનાશાર્થં પરમાનન્દસિદ્ધયે ।
ગુરૂગીતાંભસિસ્નાનં તત્ત્વજ્ઞઃ કુરૂતે સદા ॥૧૧૪॥
સ એવ ગુરૂવત્સાક્ષાત્સદા સદ્બ્રહ્મવિત્તમઃ ।
તસ્ય સ્થાનાનિ સર્વાણિ પવિત્રાણિ ન સંશયઃ ॥
સૈષા શ્રદ્ધા પવિત્રોસૌ સ્વભાવાદ્યત્ર તિષ્ઠતિ ।
તત્ર દેવગણાઃ સર્વે ક્ષેત્રપીઠે વસન્તિ હિ ॥ ૧૧૬॥
આસનસ્થઃ શયાનોવા ગચ્છઁસ્તિષ્ઠન્વદન્નપિ ।

અશ્વારૂઢો ગજારૂઢઃસુપ્તો વા જાગૃતોપિ વા ॥
શુચિર્માશ્ચ સદા જ્ઞાની ગુરૂગીતા જપેન તુ ।
તસ્ય દર્શન માત્રેણ પુનર્જન્મ ન વિદ્યતે ॥૧૧૮॥
સમુદ્રે ચ યથા તોયં ક્ષીરે ક્ષીરં જલે જલમ્ ।
ભિન્ને કુંભે યથાકાશસ્તથાત્મા પરમાત્મનિ ॥
તથૈવ જ્ઞાની જીવાત્મા પરબ્રહ્મણિ લીયતે ।
ઐક્યેન રમતે મુક્તો યત્ર કુત્ર દિવાનિશમ્ ॥
એવં વિધો મહામુક્તઃ સર્વદા વર્ત્તતે તુ યઃ ।
તસ્ય સર્વ પ્રયત્નેન ભક્તિભાવં કરોતિ યઃ॥૧૨૧॥
ગુરૌ સન્તોષિતે સર્વે મુક્તાસ્તે નાત્ર સંશયઃ ।
ભુક્તિમુક્ત્યુદયસ્તેષાં કરાગ્રે વર્ત્તતે સદા ॥૧૨૨॥
અનેન પ્રાણિનઃ સર્વે ગુરૂગીતા જપેન તુ ।
સર્વસિદ્ધિમવાપ્નોતિ ભુક્તિ મુક્તિ ન સંશયઃ ॥
સત્યં સત્યં પુનઃ સત્યં ધર્મસંજ્ઞંમયોદિતમ્ ।
ગુરૂગીતાસમં નાસ્તિ નાસ્તિ તત્ત્વં ગુરોઃપરમ્ ॥
ગુરૂર્દેવો ગુરૂર્ધર્મો ગુરૂનિષ્ઠા પરં તપઃ ।
ગુરોઃ પરતરં નાસ્તિ સત્યં સત્યં વરાનને ॥
ધન્યા માતા પિતા ધન્યો ધન્યો વંશઃ કુલં તથા ।
ધન્યા ચ વસુધા દેવિ ગુરૂભક્તસ્તુ દુર્લભઃ ॥
શરીરમિન્દ્રયં પ્રાણા અર્થઃસ્વજનબાંધવાઃ ।

માતાપિતા કુલં દેવં ગુરૂરેવ ન સંશયઃ ॥૧૨૭॥
આકલ્પં જન્મનાં કોટ્યા યજ્ઞવ્રતતપઃક્રિયાઃ ।
તત્સર્વં સફલં દેવિ ગુરૂસન્તોષમાત્રતઃ ॥૧૨૮॥
વિદ્યાધનમદેનૈવ મન્દભાગ્યાશ્ચ યે નરાઃ ।
ગુરૂસેવાં ન કુર્વન્તિ સત્યં સત્યં વદામ્યહમ્ ॥
બ્રહ્મવિષ્ણુમહેશાદિદેવર્ષિપિતૃકિન્નરાઃ ।
સિદ્ધચારણયક્ષાશ્ચ હ્યન્યેપિ મુનયો જનાઃ ॥
ગુરૂસેવાપરંતીર્થમન્યતીર્થં નિરર્થકમ્ ।
સર્વતીર્થાનિ દેવેશિ સદ્ગુરોશ્ચરણામ્બુજે॥૧૩૧॥
સર્વતીર્થફલં દેવિ પાદાંગુષ્ઠે ચ વર્ત્તતે ।
અતઃ પૂર્વં મયા દેવિ ન કસ્ય કથિતં પ્રિયે ॥
રહસ્યં નૈવ વક્તવ્યં તવાગ્રે કથિતં મયા ।
સુગોપ્યં ચ પ્રયત્નેન યેન બ્રહ્મ પ્રયાસ્યસિ ॥
મનસાપિ ન વક્તવ્યં બ્રહ્મસાનિધ્યકારકમ્ ।
અસન્તં ચિત્તવિભ્રાન્તં શ્રદ્ધાભાવં વિલોકય વૈ ॥
પ્રવક્તવ્યમિદં દેવિ હ્યન્યથા નૈવ સિદ્ધયતિ ।
યસ્યાસ્તિ મનસિ શ્રદ્ધા તસ્મૈ દેયં વરાનને ॥
અભકતે વંચકે ધૂર્ત્તે પાખંડે નાસ્તિકે શઠે ।
મનસાપિ ન વક્તવ્યા ગુરૂગીતા કદાચન ॥૧૩૬॥
સચ્ચિદાનન્દરૂપાય વ્યાપિને પરમાત્મને ।

નમઃ શ્રીગુરૂનાથાય હ્યવિદ્યાગ્રન્થિભેદિને ॥૧૩૭॥
ગુરવો બહવઃ સન્તિ શિષ્યવિત્તાપહારકાઃ ।
તમેકં દુર્લભં મન્યે શિષ્યસંતાપહારકમ્ ॥૧૩૮॥
સંસારસાગરસમુત્તરણૈકમંત્રં ।
બ્રહ્માદિદેવમુનિપૂજિતસિદ્ધમંત્રમ્
દારિદ્ર્યદુઃખભવશોકવિનાશમંત્રં ।
વન્દે મહાભયહરં ગુરૂરાજમંત્રમ્ ॥૧૩૯॥
ઈતિશ્રીસ્કન્દપુરાણેઉત્તરખંડે-
શ્રીઉમામહેશ્વર સંવાદે—
શ્રીગુરૂગીતાસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥
ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ।
ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ ॥
ૐશ્રીસદ્ગુરૂ પરમાત્મને નમો નમઃ ॥

* * * * *

## અથ શ્રી વાકયપુષ્પાંજલિઃ—

નમો નમસ્તે ગુરવે મહાત્મને ।
વિમુક્તસંગાય સદુત્તમાય ॥
નિત્યાદ્વયાનન્દરસસ્વરૂપિણે ।
ભૂમ્ને સદાપારદયાંબુધામ્ને ॥૧॥
વાકયપુષ્પાંજલિસ્તોયં ।

મયા ભક્ત્યા સમર્પિતમ્ ॥
બ્રહ્મવિદ્યાપ્રદસ્યાસ્તુ ।
સદ્ગુરોઃ શ્રીપદાબ્જયોઃ ॥૨॥
દોર્ભ્યાં પદ્ભ્યાં ચ જાનુભ્યામુરસા શિરસા દશા ।
મનસા વચસા ચેતિ પ્રણામોષ્ટાંગ ઈરિતઃ ॥૩॥
સ્વદેશિકસ્યૈવ શરીરચિન્તનં ।
ભવેદનન્તસ્ય તદેવ ચિન્તનમ્ ॥
સ્વદેશિકસ્યૈવ તુ પૂજનં તથા ।
ભવેદનન્તસ્ય શિવસ્ય પૂજનમ્ ॥૪॥
સ્વદેશિકસ્યૈવ તુ નામકીર્ત્તનમ્ ।
શિવાદિશબ્દસ્ય ચ કીર્ત્તનં ભવેત્ ॥
સ્વદેશિકસ્યૈવ તુ બાધનં તથા ।
ભવેદનન્તસ્ય શિવસ્ય બાધનમ્ ॥૫॥
તસ્માદ્વિદ્વાન્સર્વમેતદ્વિહાય ।
શ્રદ્ધાયુક્તઃ સદ્ગુરૂં સત્યનિષ્ઠમ્ ॥
વિદ્યાકોશં વેદવેદાન્તનિષ્ઠં ।
ગચ્છેન્નિત્યં સત્યધર્માદિયુક્તઃ ॥૬॥
ગુરૂચરણસ્મરણેન પૂજયા ચ ।
સ્વધિતમસઃ પરિમુચ્યતે હિ જન્તુઃ ॥
નહિ મરણપ્રભવપ્રણાશહેતુ—

ગુરૂચરણસ્મરણાદ્દતેસ્તિ કિંચિત્ ॥૭॥
યદક્ષરં પદં ભ્રષ્ટં માત્રાહીનં ચ યદ્ભવેત્ ।
તત્સર્વં ક્ષમ્યતાં દેવ પ્રસીદ પરમેશ્વર ॥૮॥
અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ ।
તસ્માત્કારૂણ્યભાવેન રક્ષ રક્ષ કૃપાનિધે ॥૯॥

* * * * *

સંસારસાગરંઘોરં તર્તુમિચ્છન્તિ યે નરાઃ ।
ગુરૂગીતાપ્લવં પ્રાપ્ય સુખં પારં પ્રયાન્તિતે ॥૧॥
યત્પાદપદ્મરજસા બહવો મનુષ્યાઃ ।
પ્રાપ્તાઃ પરં પદમિહૈવ સુખેન પૂતાઃ ॥
વેદાન્તપદ્મરવિમીડ્યમસંગમીડે ।
શ્રીમાધવં ગુરૂમહં પરમેશરૂપમ્ ॥૨॥
સચ્ચિદાનંદ બોધાય શિષ્યહૃત્તાપહારિણે ।
માધવાનન્દનામ્ને મેજસ્રં શ્રીગુરવે નમઃ ॥૩॥
ૐ શ્રીસચ્ચિદાનન્દ માધવાનન્દ—
સદ્ગુરૂદેવતાર્પણમસ્તુ ॥
ૐતત્સત્ ॥



# શ્રીગુરૂદેવની આરતી-ધોળ-વગેરે.

———×———

**આરતીના આરંભથી તે અંત સુધી શ્રીગુરૂ-પરમાત્માની મૂર્ત્તિ અંતરમાં કે પોતાની સન્મુખ ધારી આરતીનો આરંભ કરવો. આડું અવળું જોવું નહિં, તેમ શ્રીગુરૂ વિના બીજું કંઈ પણ ચિંતવવું નહિં. કોઇને આડું આવવા દેવું નહિં. આરતી સાંજના ચારપાંચ વાગ્યાથી તે રાત્રિના નવ વાગ્યા સુધી ભોજન કરતા પહેલાં થઈ શકે છે.**

**શ્રીસચ્ચિદાનન્દાય નમઃ ।**

**શ્રીમાધવાનન્દસદ્ગુરૂભ્યો નમોનમઃ ॥**

## અથ આરતી.

આરતી ઉતારૂં મ્હારા, બ્રહ્મગુરૂ સંત,
ટાળ્યા સર્વે ફંદ, ચોરાશીના બંધ;-
બ્રહ્મગુરૂદેવની આરતી.........૧

આરતી કરીને લેઉં વારણાંરે,
ધરૂં શ્રવણ મનન નિત્ય ધ્યાન;
સદ્ગુરૂજીને શિશ સોંપતાંરે, મ્હારૂં ટળી ગયુંરે,
મ્હારૂં ટળી ગયું દેહાભિમાન;—બ્રહ્મગુરૂ૦....૨
સદ્ગુરૂજીએ શાનમાં, સમજાવ્યું સુખ અપાર;
ૐ બ્રહ્માનંદ સ્વામી અનુભવ્યારે, મુને ભાસ્યોરે,

મુને ભાસ્યો છે બ્રહ્માકાર;—બ્રહ્મગુરૂ૦........૩
મ્હાનુભાવજીએ મ્હેર કરી, સમજાવી સર્વે રીત;
જાગ્રત સ્વપ્ન સુષુપતિરે, મુને ભાસ્યોરે,
મુને ભાસ્યો છે તુરીયાતીત;—બ્રહ્મગુરૂ૦....૪
સદ્ગુરૂ શોભા શી કહું, મુખે વર્ણવી નવ્ય જાય;
હરિહર બ્રહ્માદિક સ્તુતિ કરેરે, તોય શબ્દારે,
તોય શબ્દાતીત સોહાય;—બ્રહ્મગુરૂ૦........૫
અખે બ્રહ્મ અવલોકિયું, સદ્ગુરૂ કેરી ચોજ;*
અન્તર્યામિ પરમાત્મારે, બ્રહ્મદર્શારે,
વ્હાલો દર્શા પોતાની મોજ;—બ્રહ્મગુરૂ૦....૬
આરતી ઉતારૂં મ્હારા, બ્રહ્મગુરૂ સંત,
ટાળ્યા સર્વે ફંદ, ચોરાશીના બંધ;—
બ્રહ્મગુરૂ દેવની આરતી.....૭

**બેઠાં બેઠાં આરતી બોલ્યા પછી, ઉભા થઇને નીચેના શ્લોકથી સ્તુતિ કરી, શ્રીગુરૂપંચક બોલી શ્રીસદ્ગુરૂદેવને પાંચ સાષ્ટાંગ નમસ્કાર કરવા.**

સ્તુતિઃ- નમસ્કારઃ—

ॐ બ્રહ્માનંદં પરમસુખદં કેવલં જ્ઞાનમૂર્ત્તિં ।
દ્વન્દ્વાતીતં ગગનસદૃશં તત્ત્વમસ્યાદિલક્ષ્યમ્ ॥

---

* ચોજ = રહસ્ય – તાત્પર્ય – સાંનકા.

એકં નિત્યં વિમલમચલં સર્વધીસાક્ષીભૂતં ભાવાતીતં ત્રિગુણરહિતં સદ્ગુરું તં નમામિ ॥†

* * * * *

## શ્રી ગુરુપંચક સ્તોત્રમ્ ॥

શ્રીમાધવાનન્દ ગુરું નમામિ ।
શ્રીમાધવાનન્દ ગુરું ભજામિ ॥
શ્રીમાધવાનન્દ ગુરું વદામિ ।
શ્રીમાધવાનન્દ ગુરું સ્મરામિ ॥૧॥
જિજ્ઞાસુસેવ્યં ચરણારવિન્દં ।
બ્રહ્માદિવન્દ્યં મનસા તથા તમ્ ॥
સચ્ચિત્સ્વરૂપં સ્વત એવ સિદ્ધં ।
શ્રીમાધવાનન્દ ગુરું નમામિ ॥૨॥
સંસાર દુ:ખેન વિદુ:ખિતાનાં ।
પરાત્મદાનેન સુશંકરં વૈ ॥
અજ્ઞાનદુ:ખાશ્રયદાહિનં તં ।
શ્રીમાધવાનન્દ ગુરું ભજામિ ॥૩॥
સર્વેષુ વેદેષુ સુનિશ્ચિતં તં ।

† આ શ્લોકનો અર્થ શ્રીગુરુગીતાના શ્લોક ૬૮ ની ટીકામાં લખેલો છે.



વેદાન્તસિદ્ધાન્તસરોજસૂર્યમ્ ॥
સ્મૃત્યાદિવિદ્યાસુ ચ સારભૂતં ।
શ્રીમાધવાનન્દગુરૂં વદામિ ॥૪॥
આત્મસ્વરૂપં હિ ચિદેકભૂતં ।
સત્યાદિલક્ષ્યં સ્વત ઈદ્ધરૂપમ્ ॥
જિજ્ઞાસુસંસારવિમોચકં તં ।
શ્રીમાધવાનન્દગુરૂં સ્મરામિ ॥૫॥
યઃ પંચકં વૈ પઠતે મનુષ્યો ।
વાક્કાયચિત્તૈઃ સ્થિરતામુપેત્ય ॥
તસ્યાશુ સંસારદવાગ્નિઘોરઃ* ।
શાન્તિ પ્રયાત્યેવ ગુરોઃ પ્રસાદાત્ ॥૬॥

ઇતિ શ્રીમત્પરમહંસપરિવ્રાજકાચાર્યશ્રીમત્-સ્વામિમાધવાનન્દ પૂજ્યપાદશિષ્યાનન્દગિરિ-વિરચિતંશ્રીગુરૂપંચકસ્તોત્રં સમ્પૂર્ણમ્ ॥

* * * * *

## અથ શ્રીગુરોરષ્ટક સ્તોત્રમ્ ॥

કલંત્રં ધનં પુત્રપૌત્રાદિસર્વં ।

---

* તસ્યાશુ સંસાર દવાગ્નિ તાપઃ। આવો પણ પાઠાંતર બોલે છે.

ગૃહં બાંધવાઃ સર્વમેતદ્ધિ જાતમ્ ॥
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન દત્તં* ।
તતઃકિં તતઃકિં તતઃકિં તતઃકિમ્ ॥૧॥
ષડંગાદિવેદો મુખે શાસ્ત્રવિદ્યા-
કવિત્વાદિગદ્યં સુપદ્યં કરોતિ ॥ગુરો૦॥૨॥
વિદેશેષુ માન્યઃ સ્વદેશેષુ ધન્યઃ ।
સદાચારવૃત્તેષુ મત્તો ન ચાન્યઃ ॥ગુરો૦॥૩॥
ક્ષમામંડલે ભૂપભૂપાલવૃન્દૈઃ ।
સદા સેવિતં યસ્ય પાદારવિન્દમ્ ॥ગુરો૦॥૪॥
યશો મે ગતં દિક્ષુ દાનપ્રતાપા—
જજગદ્વસ્તુ સર્વં કરે યત્પ્રસાદાત્ ॥ગુરો૦॥૫॥
ન ભોગે ન યોગે ન વા વાજિરાજૌ ।
ન કાન્તામુખે નૈવ વિત્તેષુ ચિત્તમ્ ॥ગુરો૦॥૬॥
અરણ્યે ન વા સ્વસ્ય ગેહે ન કાર્યે ।
ન દેહે મનો વર્ત્તતે મે ત્વનાર્યે卐 ॥ગુરો૦॥૭॥
[૧]અનર્ઘ્યાણિ રત્નાનિ શુભ્રાણિ સમ્યક્ ।

---

*'લગ્ન'-પાઠાન્તર છે. 卐'ત્વનર્ઘ્યે'-પાઠાંતર છે.
૧ "અનર્ઘ્યાણિ રત્નાનિ મુક્તાનિ સમ્યક્ । સમાલિંગિતા કામિની યામિનીષુ" ॥ આવો પાઠાંતર છે.

સદા યસ્ય સર્વાંગકે ભૂષિતાનિ ॥ગુરો૦॥૮॥
ગુરોરષ્ટકં યઃ પઠેત્પુણ્યદેહી ।
યતિર્ભૂપતિર્બ્રહ્મચારી ચ ગેહી ॥
લભેદ્વાંછિતાર્થં પદં બ્રહ્મસંજ્ઞં ।
ગુરોરુક્ત વાક્યે મનો યસ્ય લગ્નમ્ ॥૯॥
ઈતિ શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય-
શ્રીમચ્છંકરાચાર્યવિરચિતં-
શ્રીગુરોરષ્ટકસ્તોત્રંસમ્પૂર્ણમ્ ॥ 卐

---

**શ્રી ગુરૂપંચક, અને શ્રીગુરૂઅષ્ટક બોલી રહ્યા પછી "સચ્ચિદાનંદ માધવાનંદ"ની ધૂન બોલી નીચે બેસી શ્રીસદ્ગુરૂવર્ય શ્રીસ્વામીજી મહારાજને બે હાથ જોડી ત્રણ વખત નમસ્કાર કરવા; પછી ઉભા થઇ નીચેના શ્લોકથી સન્મુખ બેઠેલા મહાત્મા શ્રીસ્વામીજી મહારાજને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી તેમની પાસે જઈ નીચે બેસી તેમને ત્રણ વખત હાથ જોડી નમસ્કાર કરવા, અને તેમની આજ્ઞા હોય તો તેમના જમણા ચરણકમલની રજ**

---

卐 "શ્રીગુરૂપંચક" અને "શ્રીગુરોરષ્ટકસ્તોત્ર" ની ટીકા આગળ લખવામાં આવશે.

લેઈ મસ્તકે ચઢાવવી. પછી પોતાના આસન પર જતાં "સર્વેને સચ્ચિદાનંદ" એમ બોલી આરતીમાં આવેલા સર્વે ભક્તોને નમસ્કાર કરવો. પછી પોતાના આસનપર બેસી નીચેનાં બે ધોળ બોલી શ્રીસદ્‌ગુરૂવર્યને પ્રણામ કરી આરતી સમાપ્ત કરવી.

* * * * *

શ્રીમત્પરં બ્રહ્મગુરૂં નમામિ ।
શ્રીમત્પરં બ્રહ્મગુરૂં ભજામિ ॥
શ્રીમત્પરં બ્રહ્મગુરૂં વદામિ ।
શ્રીમત્પરં બ્રહ્મગુરૂં સ્મરામિ ॥†

---

અથ રાગ ધોળ:—(૧)

હું તો લળી લળી લાગું પાય, અખંડ પદરાય;
નિગમ નેતિ ગાય, વારી જાઉં વારણે;૦....૧
પુરૂષોત્તમ પરિબ્રહ્મ પૂરણ, પ્રકટીયા જગમાંહિરે;
સદ્‌ગુરૂરૂપે શોભિતારે,
જિજ્ઞાસુની ગ્રહેવા બાંય;-વારી૦૨
અધમજનને ઓધારવારે, પાવન પગલાં સારરે;

---

† આ શ્લોકનો અર્થ શ્રીગુરૂગીતાના શ્લોક ૬૭ની ટીકામાં લખેલો છે.

ભવજળસિંધુ તારતાંરે,
　　ત્હમને ક્ષણુએ ન લાગી વાર;-વારી૦૩
દર્શનથી દુષ્કૃત ટળેરે, સ્પર્શતાં પાવન થાયરે;
બ્રહ્માનંદ સુખ ઉપજેરે,
　　આવરણુ અવિદ્યા જાય;-વારી૦૪
પૂરણુ પુણ્ય હોય પાછલુંરે,
　　નિત્ય નિયમિત બ્રહ્મધ્યાનરે;
અનેક જન્મને આદરેરે,
　　તેણે પ્રગટ મળ્યા ભગવાન;-વારી૦૫
સકળ તીરથનું તીરથ સદ્‌ગુરૂ, સકળ દેવના દેવરે;
ધન્ય ધન્ય એ નરનારનેરે,
　　મન કર્મ વચને કરે [નિત્ય] સેવ;-વારી૦૬
બ્રહ્મા લે અતિ *ભામણાંરે,
　　શિવ સનકાદિક ગાયરે;
વિષ્ણુને વલ્લભ ઘણાંરે,
　　મહિમા મુખે કહ્યો નવ જાય;-વારી૦૭
મંદજન એ મર્મ નસમજે, વર્ણાશ્રમની આડ્યરે;
ત્રિગુણમાં તાણ્યો ફરેરે,
　　બાંધી જીવપણાની જાડ્ય;-વારી૦૮

* ભામણાં=વારણાં.

કહે અખો એ અવિચળ પદના,
સદ્ગુરૂ દાતા સોયરે;
કાળ જાળમાં આવે નહિરે,
ફરી જન્મમરણુ નવ્ય હોય;-વારી૦૯
હું તો લળીલળી લાગું પાય, અખંડ પદરાય;
નિગમ નેતિ ગાય, વારી જાઉં વારણે;-૦....૧૦

રાગ ધોળ:—(૨)

પરથમ પૂજીએ ગુરૂજીના પાય કે,
નયણે નિરખીયેજીરે;
ધરીએ ચરણુકમલનું ધ્યાન કે,
હૈડામાં હરખીયેજીરે;—૧
જો મેલીએ મનમરજાદ તો, લ્હાવો લીજીએજીરે;
જાય કોટી જનમનાં પાપ,
સુધારસ પીજીએજીરે;—૨
ગુરૂ અક્ષરાતીત આનંદ, કહ્યા વેદવાણીએજીરે;
સદ્ગુરૂ છે ચૈતન્ય બ્રહ્મ,
જીવન ધન જાણીએજીરે;—૩
તેમાં આણીશ માં દેહભાવ કે,
મ્હોટો મર્મ છે જીરે;
તેની પૂરે છે સાખ્ય પુરાણુ કે,

પૂરણુ બ્રહ્મ છે જીરે;—૪
અડસેઠ તીરથનું ફળ કે, સંતના ચરણુમાં જીરે:
ત્હેમાં ન્હાતાં નિરમળ થાય કે,
અંતઃકરણુમાં જીરે;—૫
માનોજી કહું એક વાત, નિશાંના કામની જીરે;
સદ્ગુરૂ છે પૂરણુ બ્રહ્મ કે, મૂરતિ બ્રહ્મની જીરે;—૬
વળતાં જોડીને કરપાણ્ય, પ્રકંમા કીજીએ જીરે;
સદ્ગુરૂ શું રમીએ રસરૂપ કે,
તનમન દીજીએ જીરે;—૭
કરતાં તપ તીરથ વ્રત યોગ કે, ફરતાં ખૂટીએ જીરે;
સંત ટાળે ત્રિવિધિનાં તાપ કે,
શબ્દે છૂટીએ જીરે;—૮
એ છે તિલક ત્રિભુવન સાર, ત્રિગુણાતીત છે જીરે;
એ છે ગુણુવાણીના ઇશ કે,
પૂરણુ પ્રીછજો જીરે;—૯
જો આપે ભજીએ બ્રહ્મરુપ તો,
બ્રહ્મને ભાળીએ જીરે;
મૂલદાસ કહે મહાનિશ્ચ્ય કે,
વસ્તુ નિહાળીએ જીરે;—૧૦
સચ્ચિદાનંદ માધવાનંદ.

પ્રભુ પ્રાર્થના:-(લલિત છંદની ચાલ)

પ્રણમિને કૃપાનાથને ભજું,
દુરિત વાસના સર્વ હું તજું;
પ્રભુ બચાવશો પાપકર્મથી,
શરણ રાખશો હે દયાનિધિ;-૧
સકલ કાર્યમાં તુજ સહાયતા,
અતિ અવશ્ય છે હે જગત્પિતા;
મુક્તિ આપશો, શુદ્ધ ચિત્ત અતિ,
શરણ રાખશો હે દયાનિધિ;-૨
જગત્માં સહુ વસ્તુઓ વિષે,
ઘટિત યોજના નાથની દીશે;
સ્તુતિ નહિં થશે અલ્પ જીવથી,
શરણ રાખશો હે દયાનિધિ;-૩
હૃદયમાં રૂડું ધ્યાન હું ધરૂં,
પ્રભુ ઉપાસના પ્રેમથી કરૂં;
નવ બીજો પ્રભુ માનું હું વિધિ,
શરણ રાખશો હે દયાનિધિ;-૪
અસત્ય માર્ગથી વૃત્તિ વાળશો,
દીનપર દયા નાથ લાવશો;
ભવપતિ કરો મુજ ઉન્નતિ,

## શરણુ રાખશો હે દયાનિધિ;-૫

### કીર્ત્તન-(રાગ ભાવનો)

શ્રીગુરૂ માધવાનંદ-નંદરે,
  ભરતખંડમાં શ્રીગુરૂ માધવાનંદ;-ટેક.
અનેક જન્મના પુણ્યથી રે,
  મળીયા સદ્‌ગુરૂ ચંદ્ર (૨);
પ્રેમ ભક્તિથી સેવતાં રે,
  ટળશે કાળનો ફંદ,-ફંદરે ભરતખંડમાં૦૧
સેહેજ સમાધિમાં સંચરો રે,
  ભમશો નહીં મતિમંદ (૨)
જન્મ મરણુ દુઃખ ટાળવા રે,
  સમરો સોહં કંદ,-કંદરે ભરતખંડમાં૦૨
સુત બંધુ તરીયા નેહમાં રે,
  લપટો નહિં ગુણવંત! (૨);
ભટકશો મોહ ચક્રમાં રે,
  આવે નહીં ભવ અંત,-અંતરે ભરતખંડમાં૦૩
ધ્યાનધરો ગુરૂ દેવનું રે,
  લેવા અખંડ આનંદ (૨);
જગન્નાથ નિશ્ચય કહે રે,
  અનુભવી સચ્ચિદાનંદ,-નંદરે ભરતખંડમાં૦૪

# આવશ્યક સૂચના:-

પૂજન માલા પાઠ આદિ નિત્યકર્મ કર્યાપછી શ્રીસદ્‌ગુરૂ પરમાત્માની મૂર્ત્તિ હૃદયમાં વા ત્રિપૂટીમાં ધારી હંસમંત્રદ્વારા શ્રીગુરૂદેવનું ધ્યાન કરવું. ધ્યાનનો વિધિ, આસનાદિ, તથા હંસમંત્ર, હંસમંત્ર જપવાનો વિધિ, તેનું સ્વરૂપ, તેમાં થતાં વિઘ્નો, વિઘ્નનાશક ઉપાય હંસમંત્રનું ફળ, હંસમંત્રથી ૐકારની ઉત્પત્તિ વગેરે; શ્રીસદ્‌ગુરૂદેવ પાસેથી અધિકારી બની જાણી લેવું. આરંભમાં થોડોકાલ શ્રીસદ્‌ગુરૂદેવની સન્મુખ રહી ધ્યાન ક્રિયા શીખવી. અને તે શ્રીગુરૂની સેવાભક્તિ કરવાથીજ સિદ્ધ થાયછે. સિદ્ધ થયા પછી હમેંશાં એકાંતસ્થલમાં ધ્યાનાભ્યાસ કરવો.

स्नातं तेन समस्ततीर्थसलिले
सर्वाऽपि दत्ताऽवनि-
र्यज्ञानां च कृतं सहस्रमखिला
देवाश्च सम्पूजिताः ॥
संसाराच्च समुध्धृताः स्वपितर-
स्त्रैलोक्यपूज्याऽप्यसौ ।

**यस्य ब्रह्मविचारणे क्षणमपि**
**स्थैर्यं मनः प्राप्नुयात् ॥१॥**

જે મહાનુભાવ પુરૂષનું મન સ્વાત્મસ્વરૂપના ચિન્તનમાં એક ક્ષણકાળપણ એકાગ્રતાથી સ્થિરતાને પ્રાપ્ત થયું છે; તે મનુષ્યે સમસ્ત તીર્થોમાં અને નદીઓમાં સ્નાન કર્યું; અને તેણે સંપૂર્ણ પૃથ્વી સુપાત્રને દાન પણ કરી; તથા હજારો યજ્ઞોનું તેણે અનુષ્ઠાન કર્યું; અને નિખિલ દેવતાઓનું પૂજન પણ તેણે કર્યું, તથા તેણે પોતાના પિતૃઓને સંસારસમુદ્રથી ઉદ્ધાર્યા; તેથી આ મહાપુરૂષ ત્રિલોકને વિષે પૂજવાને યોગ્યછે. ૧.

**कुलं पवित्रं जननी कृतार्था**
**वसुन्धरा पुण्यवती च तेन ।**
**अपारसंवित्सुखसागरेऽस्मिँ-**
**ल्लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥२॥**

જે મહાપુરૂષનું મન અપાર જ્ઞાનસ્વરૂપ અને આનંદના સમુદ્રરૂપ એવા આ (પોતાના આત્મસ્વરૂપ ભૂત) સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરમાત્માને વિષે લીન થયેલું છે; તે પુરૂષે પોતાનું કુલ પવિત્ર કર્યું; અને

પોતાની માતુશ્રી કૃતાર્થ કરી; તથા જે ભૂમિ ઉપર તે જન્મ્યા છે, અને વિચરેછે, તે ભૂમિને પણ પુણ્યશાળી તીર્થરૂપ કરીછે. ૨.

(મહાત્મા પુરૂષોએ-ગુરૂઓએ શિષ્યનો યથાયોગ્ય અધિકાર જોઈ, અધિકારી બનાવી, યોગ્યસમયમાં હંસમંત્રનો ઉપદેશ કરવો; શિષ્યનો ગમે તેવો આગ્રહ હોય તથાપિ અનધિકારીને કદીપણ હંસમંત્રનો ઉપદેશ કરવો નહિ; એ ખુબ લક્ષ્યમાં રાખવું.)

આ પ્રમાણે બ્રહ્મનિષ્ઠ ધ્યાની પુરૂષ ઉપરોક્ત ફળ પ્રાપ્ત કરી સ્વયં જન્મમરણાદિ દુઃસહ દુઃખોથી મુક્ત થાયછે; તથા પોતાના માતા પિતા આદિ કુલને તેમ પોતાના આશ્રિત જનોને પણ સંસારસાગરથી તારેછે. માટે અવશ્યમેવ થોડોઘણોકાળપણ ધ્યાન અભ્યાસમાં ગાળવો.

---

શુદ્ધ અન્નજળથી ભોજન તૈયાર થયા પછી ભોજનસમયે કોઇ સંત મહાત્મા પધારેલા હોય તો તેમને પ્રથમ ભોજનાદિ કરાવી, ત્યારપછી પોતે-ભક્તોએ ભોજન કરવું. મહાત્માને સ્નાન કરવાની ઇચ્છા હોય તો સ્નાન કરાવવું.



**यदा [illegible]ते स्नानं यतीनां यो द्विजोत्तमः।**
**स्नानजं लभते पुण्यं गङ्गा[illegible]ः शतवार्षिकम्॥**
(श्रीशिववचनम्)

જે ઉત્તમદ્વિજ યત્નશીલ સંન્યાસી પરમહંસ મહાત્માઓને શુદ્ધજળથી જો તેમની રૂચી પ્રમાણે સ્નાન કરાવેછે, તો તે સો વર્ષ પર્યંત શ્રીગંગાજીના સ્નાનથી ઉદય થતા પુણ્યને પામેછે.

**[illegible] गृहे भुंक्ते तस्य भुंक्ते स्वयं हरिः।**
**हरिर्यस्य गृहे भुंक्ते तस्य भुङ्क्ते जगत्त्रयम्॥**
(ऋतु०)

જે ગૃહસ્થના ગૃહમાં પરમહંસ સંન્યાસી મહાત્મા ભોજન કરેછે, તેના ઘરમાં સાક્ષાત્ વિષ્ણુ ભગવાન ભોજન કરેછે; અને જેના ગૃહમાં વિષ્ણુભગવાન ભોજન કરેછે, તેના ઘરમાં ત્રણે લોક ભોજન કરેછે; અર્થાત્ એક સંન્યાસી પરમહંસ મહાત્માને ભોજન કરાવ્યાથી ત્રિલોકી જગત સહિત સાક્ષાત્ વિષ્ણુભગવાન્‌ને ભોજન કરાવ્યા સમાન ફળ થાયછે.

એટલા માટે **શ્રીશિવગીતામાં ( ज्ञानिभ्यो दीयते किञ्चित्तत्कोटि[illegible]णितं भवेत्** ) જ્ઞાનીને

થોડુક આપ્યું હોય તો તેપણ કોટિગણું ફળ આપેછે, એમ કહેલું છે.

**यतिपादोदकं राजन् हन्ति पापं पुराकृतम् ।**
**सप्तजन्मार्जितं सद्यः श्रद्धया शिरसा धृतम् ॥**

(स्कन्द पुराणे०)

હે રાજન્! શ્રદ્ધાભક્તિથી મસ્તકપર ધારણ કરેલું જિતેન્દ્રિય યત્નશીલ પરમહંસ સંન્યાસી મહાત્માના ચરણોનું જળ, ગૃહસ્થના પાછલા સાત જન્મમાં સંપાદન કરેલા સર્વ પાપને તત્કાલ નાશ કરેછે. શ્રીગુરૂચરણોદકનું વિશેષ માહાત્મ્ય પાછળ શ્રીગુરૂગીતાના શ્લોક ૨૩-૨૪-૨૫-૨૬માં વિસ્તારથી વર્ણવેલુંછે.

**चातुर्मास्यं यतीनां तु यः कारयति धर्मवित् ।**
**स यात्यैहिकमैश्वर्यमामुष्मिकसुखं महत् ॥**

(क्रतु०)

જે ધર્મને જાણનારો ગૃહસ્થ, પરમહંસ સંન્યાસિ મહાત્માઓને ચાતુર્માસ્ય કરાવેછે; તે પુરૂષ આલોકના સમગ્ર ઐશ્વર્યને તથા પરલોકનાં મહાન્ સુખને પામેછે.

ઉપરોક્ત વચનો ઉપદેશ કરતાં સ્પષ્ટ જણાવે છેકેઃ- સંન્યાસિ પરમહંસ મહાત્માઓને અન્નજળથી સંતુષ્ટ કરી, પછીથી ગૃહસ્થે ભોજન કરવું.

ભોજન સમયે હાથપગધોઇ, મુખ ચક્ષુ સ્વચ્છકરી, કોગળા કરી, દર્ભાસન અથવા કાષ્ટના પાટલાપર બેસી ભોજન કરવું. ભોજનના આરંભમાં બ્રહ્માર્પણ કરી શાંતચિત્તથી ભોજન કરવું:—

## બ્રહ્માર્પણ કરવાનો મંત્રઃ-

**ૐ બ્રહ્માર્પણં બ્રહ્મહવિર્બ્રહ્માગ્નૌ બ્રહ્મણા હુતમ્ ।**
**બ્રહ્મૈવ તેન ગંતવ્યં બ્રહ્મકર્મ સમાધિના ॥**
**ૐ તત્સદ્ બ્રહ્માર્પણમસ્તુ ॥**

જે અર્પણ કરવાનું સાધન સ્રુવાદિક તે પણ બ્રહ્મ છે, અને હવન કરવાને યોગ્ય દ્રવ્ય પણ બ્રહ્મછે, તથા જે બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપકર્તાએ હવન કર્યો, તે પણ બ્રહ્મછે; જેથી બ્રહ્મરૂપ કર્મમાં સમાધિસ્થ થયેલા તે પુરૂષદ્વારા જે પ્રાપ્ત થવા યોગ્યછે, તે પણ બ્રહ્મજછે. તેથી આ સર્વ ૐ તત્સદ્ બ્રહ્મને અર્પણ થાઓ.

ભોજન કરતાં મધ્યમાં પાણી પીવું અમૃતસમાન ઉત્તમછે; પરંતુ ભોજનના અંતમાં બહુ પાણી પીવું એતો "**भोजनान्ते विषं वारि**"। આ વચનાનુસાર વિષસમાન છે, માટે ભોજનના અંતમાં માત્ર મુખ સાફ થાય એટલું થોડું પાણી પીવું. પછી હાથ મુખ સાફ

કરવાં, તેમાં આઠ અથવા તેથી વધારે કોગળા કરી મુખ ચક્ષુઓ સાફ કરી મુખવાસ લેવો. પછી "**भोजनान्ते शतं गच्छेत् ।**" એ વાક્યાનુસાર સો પગલાં (ડગલાં) ફરી વિશ્રાંતિ લેવી. ભોજન કર્યા પછી બે કલાક અથવા ચાર ઘડી વ્યતીત થયે પાણી પીવું.

## શિષ્યનાં લક્ષણુ અને કર્ત્તવ્યઃ—

શ્રીગુરૂજી મહાત્મા સ્વામીજી પધાર્યા હોય, અને કથાવાર્ત્તા સત્સંગ કરાવતા હોય, તો ત્યાં તેમના નિયમ પ્રમાણે પ્રવચન—કથા શ્રવણ કરવા નિયમપૂર્વક જવું; અને તેમને યથાવિધિ નમસ્કાર કરી યથાયોગ્ય બેસવું, તથા પૂર્ણ આસ્થાથી પ્રેમપૂર્વક શ્રવણ કરી હૃદયમાં ધારણ કરવું. ત્યાં ગુરૂસ્થાનમાં કોઇની નિંદા સ્તુતિ કે વ્યવહારિક વાર્તા વિનોદ કરવો નહીં. શાંતચિત્તથી કથાશ્રવણ સત્સંગ કરી ઘેર આવવું. પછી રાત્રિએ એકાન્તમાં બેસી સત્સંગમાં જે કંઇ શ્રવણ કરેલું હોય તેનું મનન કરવું. અને મનસાથે વિચાર કરવો કે આમાંથી આપણે શું ગ્રહણ કરવાનું છે. જે જે વાતની

આપણામાં ખામી હોય, તે પૂર્ણ કરવા પ્રયત્નશીલ થવું, અને જે જે કરવા યોગ્ય હોય તેનો આરંભ કરવો. સત્સંગમાં શિષ્યનાં લક્ષણ તથા શિષ્યોને કરવાને યોગ્ય જે કંઇ શ્રવણ કરવામાં આવે, તેને આદરથી ગ્રહણ કરી તે પ્રમાણે વર્ત્તવાને પ્રયત્ન કરવો.

अलुब्धः स्थिरगात्रश्च आज्ञाकारी जितेन्द्रियः।
आस्तिको दृढभक्तश्च गुरौ मंत्रे च दैवते ॥
एवं विधो भवेच्छिष्य इतरो दुःखकृद्गुरोः ॥

निर्लोभी, चंचळता रहित शरीरवाळो, श्रीगुरुनी સંપૂર્ણરીતે આજ્ઞા પાળનાર, જિતેન્દ્રિય–વિષયલંપટ ન હોય, ગુરુ શાસ્ત્રના વચનોમાં વિશ્વાસવાળો, શ્રીગુરુમાં, ગુરુમંત્રમાં, અને પૂજ્યદેવમાં દૃઢભક્તિવાળો, એ પ્રકારનાં લક્ષણવાળો જે હોય તે શિષ્ય કહેવાયછે; બાકીના તો શ્રીગુરુને દુઃખ આપનારાજ છે.

हितैषी प्राणिनां नित्यमास्तिकस्त्यक्तवञ्चनः ।
स्वधर्मनिरतो भक्त्या पितृमातृहिते स्थिरः ॥
गुरुशुश्रूषणरतो वाङ्मनःकायकर्मभिः ।
शिष्यस्तु सद्गुणैर्युक्तो गुरुभक्तिरतः सदा ॥

धर्मकामादि संयुक्तो गुरुमंत्रपरायणः ।
सत्यबुद्धिगुरुमंत्रे देवपूजनतत्परः ॥
गुरूपदिष्टमार्गे च सत्यबुद्धिरुदारधीः ।
शरीरमर्थं प्राणाँश्च गुरुभ्यो यः समर्पयन् ॥
गुरुभिः शिष्यते नित्यं स शिष्य इति कथ्यते ॥

નિરંતર પ્રાણિઓનો હિતેચ્છુ, આસ્તિકબુદ્ધિવાળો, વંચકતા ત્યાગેલી હોય, અર્થાત્ જુઠું બોલી બેતરનાર ઠગાઈ કરનાર ન હોય, સ્વધર્મમાં પ્રીતિવાળો, ભક્તિપૂર્વક માતાપિતાના હિતમાં પ્રવૃત્તિવાળો, મન વચન શરીર અને કર્મથી ગુરૂસેવાપરાયણ, સદ્‌ગુણસંપન્ન, શ્રીગુરૂની ભક્તિમાં નિરંતર પ્રીતિવાળો, ધર્માદિની કામનાવાળો, ગુરૂના આપેલા મંત્રને જપવામાં પ્રવૃત્તિવાળો, શ્રીગુરૂમંત્રમાં સત્યબુદ્ધિવાળો શ્રદ્ધાળુ, દેવપૂજનમાં તત્પર, ગુરૂએ ઉપદેશ કરેલા માર્ગમાં સત્યત્વ બુદ્ધિ, અર્થાત્ ગુરૂવચનમાં પૂર્ણ શ્રદ્ધાવાળો, આ પ્રકારના લક્ષણવાળો પુરૂષ, શરીર, અર્થ, અને પોતાના પ્રાણો પણ શ્રીગુરૂને અર્પણ કરીને અર્થાત્ તનમનધનથી શ્રીગુરૂસેવાપરાયણ થઇને નિત્ય શ્રીગુરૂદ્વારા શિક્ષા—ઉપદેશ પ્રાપ્ત કરેછે; તે શિષ્ય કહેવાયછે.



ઉપરોક્ત લક્ષણવાળો ભક્ત શ્રીગુરૂભક્તિથી શુદ્ધ અંતઃકરણવાળો થઇ, આલોક પરલોકના ભોગ અને મોક્ષને સંપાદન કરેછેઃ-

**कथं विना रोमहर्षं द्रवता चेतसा विना ।**
**विनाऽऽनन्दाश्रुकलया शुद्ध्येद्भक्त्या विनाशयः ।**

**(श्रीभागवत० स्कं० ११)**

જ્યાંસુધી શરીર ઉપર રૂંવાડાં ઉભાં થાય નહિ, અને ચિત્ત દ્રવિભૂત (પીંગળેલું) કોમળ થાય નહિ, તથા આંખમાંથી પ્રેમના આનંદનાં અશ્રુઓની ધારાઓ વહે નહિં, ત્યાંસુધી ભક્તિ કેવીરીતે જાણવામાં આવે? અને ભક્તિવિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય? અર્થાત્ ભક્તિવિના ચિત્ત શુદ્ધતાને પામતું નથી. માટે જેમને શ્રીગુરૂના ચરણકમલોમાં પૂર્ણ શ્રદ્ધાભક્તિ છે, તેઓને તો સર્વપ્રકારે લાભ છેઃ-

**एते वेदोदिताः सर्वे पुरुषार्थाश्चतुर्विधाः ।**
**गुरुभक्तस्य हस्तस्थाः भवन्त्यत्र न संशयः ॥**

શ્રીગુરૂપરમાત્મામાં અનન્ય ભક્તિવાળા ગુરૂભક્તના હાથમાં વેદોએ કથન કરેલા ધર્મ અર્થ કામ અને મોક્ષ

એ ચારે પુરૂષાર્થો આ મનુષ્ય જન્મમાંજ સ્થિત થાયછે; એમાં સંદેહ નથી. માટે નિરંતર શ્રીગુરૂની ભક્તિ-સેવા કરવી.

શ્રી ગુરૂપરમાત્માના ભક્તોએ લોકલજ્જાનો ત્યાગ કરી તન મન ધન અર્થાત્ પોતાનું સર્વસ્વ શ્રીગુરૂને અર્પણ કરી, તેમની સન્મુખ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, ઉભા રહેવું, અને ગુરૂ આજ્ઞા કરે ત્યારે જુદા આસન પર બેસવું; ગુરૂની સાથે એક આસન પર કદી ન બેસવું. ગુરૂને આસન, વસ્ત્ર, પુસ્તક, માલા વગેરે તેમને જેની જેની જરૂર હોય તે તે અર્પણ કરવું. શ્રીગુરૂના પાદ પ્રક્ષાલન કરી ચરણામૃત લેવું. તેમનો ઉચ્છિષ્ટ પ્રસાદ લેવો, સર્વદા તેમની મૂર્ત્તિનું ધ્યાન કરવું. તેમનું સ્તવન પાઠ કરવું. ગુરૂ ઉભા થાય તો તત્ક્ષણ ઉભા થઈ જવું. ગુરૂ બેસે ત્યારે આજ્ઞા લેઇ બેસવું. ગુરૂ શયન કરે ત્યારે તેમના ચરણોની સેવા કરવી. ગુરૂ ચાલે તો તેઓશ્રીની પાછળ પાછળ દાસવત્ ચાલવું. શિષ્યનો ધર્મ છે કેઃ- શરીર, મન, વાણી, બુદ્ધિ, ચક્ષુ અને સમસ્ત ઈન્દ્રિય સમૂહનો સંયમ કરી શ્રીગુરૂદેવના મુખારવિન્દ સામે ચકોર ચંદ્રવત્ જોયા કરવું. શ્રીગુરૂની સમીપમાં રાજસી વસ્ત્રાભૂષણ પહેરી બેસવું નહીં. શ્રીગુરૂથી પહેલાં શય્યા


થી ઉઠવું, અને શ્રીગુરૂના સુતા પછી તેમની પાદ સેવના કરી, પશ્ચાત્ શયન કરવું. શ્રીગુરૂમાં કદાપિ પણ દોષ દૃષ્ટિથી જોવું નહિ. તેમની નિંદા કે અપમાન ભરેલા શબ્દો બોલવા નહિં. સદા તેઓને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરવો. બીજા કોઇ ગુરૂની નિંદા કરતા હોય તો તેનો પરાભવ કરવો; કદાચ સામર્થ્ય ન હોય તો ત્યાંથી ઉઠી ચાલ્યા જવું. ગુરૂથી ઉંચા આસન શય્યાપર સૂવુંબેસવું નહિં. ગુરૂની સન્મુખ તુંગાસન-પગપર પગ ચઢાવી બેસવું નહિં. શ્રીગુરૂની સામે લાંબા પગ ઘાલીને કે ઢીંચણકેડ બાંધીને કે ઉદ્ધતપણાથી બેસવું નહિં. શ્રી ગુરૂની સાથે વિનય નમ્રતાથી હાથ જોડી સ્વશ્રેયની વાત કરવી. વ્યવહારિક વાત પૂછવી નહિં. અને નિરંતર તેઓશ્રીની આજ્ઞાનું પાલન કરવું. કદાપિ વિમુખ થવું નહિં. નિરંતર શ્રીગુરૂનું ઈષ્ટ કરવું. તેમનું અનિષ્ટ કદીપણ ઈચ્છવું, નહિ. કેમકે "**गुरोरनिष्टाचरणं गुरोरिष्ट विवर्जनम् । गुरोश्च सेवाऽकरणं ज्ञाना-त्पत्तिकारणम् ॥**" ( **सूतसंहिता०** ) શ્રીગુરૂના ઈષ્ટકાર્યનો પરિત્યાગ કરવો તે, અને શ્રીગુરૂના અનિષ્ટ કાર્યનું આચરણ આચરવું તે, તથા શ્રીગુરૂની સેવનાદિ ભક્તિ ન કરવી તે, જ્ઞાનનો ઉદય ન થવામાં



કારણ છે. અર્થાત્ જ્ઞાનની ઉત્પત્તિમાં પ્રતિબંધ રૂપ છે. માટે "**देशिकं देव देवेशं शिवं विद्याद्विचक्षणः । तादिष्टं सर्वयत्नेन प्रकुर्यात्सर्वदाऽऽदरात् । स्वस्यानिष्टमपि प्राज्ञः प्रकुर्याद्गुरुणोदितम् ॥**" (**ब्रह्मगीता०**) બ્રહ્મા કહે છે કેઃ હે દેવો ! વિચક્ષણ શિષ્યે પોતાના શ્રીગુરૂને દેવોના ઈશ્વર સદાશિવ સ્વરૂપે જાણવા જોઈએ; તથા સર્વદા આદરપૂર્વક સર્વ પ્રયત્નથી તેમનું ઈષ્ટ કરવું જોઈએ. બુદ્ધિમાન શિષ્ય, પોતાનું અનિષ્ટ (અણગમતું કાર્ય) હોય, અને કદી શ્રીગુરૂએ તે કરવાની આજ્ઞા કરી હોય તો તે પણ આદરથી કરે; કેમકે ('**गुरौ प्रीते शिवः साक्षात् प्रसन्नः प्रति भासते ।**") શ્રીગુરૂ પ્રસન્ન થયે સાક્ષાત્ સદાશિવ પ્રસન્ન થાય છે. માટે અતિ પ્રયત્નથી શ્રીગુરૂને સર્વ-પ્રકારે તેઓશ્રીની આજ્ઞા પાલન કરી પ્રસન્ન રાખવા પ્રયત્ન કરવો. કદી ઉદાસ થવા દેવા નહિં. શ્રીગુરૂ પ્રસન્ન થયે શિવનામ કલ્યાણ સ્વરૂપ સચ્ચિદાનંદ કૈવલ્યબ્રહ્મ પરમાત્મા શિષ્યના હૃદયમાં સાક્ષાત્ પ્રગટ થાય છે—પ્રકાશે છે. માટે શિષ્યોએ શ્રીગુરૂની સર્વ આજ્ઞાઓ શ્રદ્ધા ભક્તિ પૂર્વક પાલન કરવા પ્રયત્ન કરવો. શ્રીગુરૂની આજ્ઞા ઉલ્લંઘન કરવાથી મહાન અનર્થ થાય છે.



શ્રીભાગવતમાં કહ્યું છે કેઃ—**आयुः श्रियं यशो धर्म भूतानामाशिरेवच । हन्ति श्रेयांसि सर्वाणि पुंसां महदतिक्रमः ॥** મહત્પુરૂષ જે બ્રહ્મવેત્તા સદ્ગુરૂ તેમનો અતિક્રમ જે આજ્ઞાનું ઉલ્લંઘન કરવાપણું, તે મનુષ્યોના આયુષ્યને; શ્રી એટલે લક્ષ્મી, શોભા, દૈવી ગુણાદિકને; યશને, ધર્મને, અને ભૂતપ્રાણિમાત્રની આશિષ્‌ને તથા સર્વ શ્રેયને હણે છે—નાશ કરે છે; માટે બુદ્ધિમાન્ શિષ્યે પ્રાણાન્તે પણ શ્રીગુરૂની આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ. શ્રીગુરૂની સમીપ પોતાની બડાઇ કે પ્રતિષ્ટા—કીર્ત્તિની વાત કથન કરી અહંકાર જણાવવો નહિં. ગુરૂની સન્મુખ વા પાછળ ગુરૂનું એકલું નામ ઉચ્ચારવું નહિં. ગુરૂનું નામ બોલવાની જરૂર પડે તો "શ્રીપરમપૂજ્ય, શ્રીસ્વામીજી મહારાજ, શ્રીસદ્ગુરૂદેવ" વગેરે વિશેષણ યુક્ત નામ બોલવું. શ્રીગુરૂ સાથે શાસ્ત્રાર્થ કે વાદવિવાદ કરવો નહિં. શ્રીગુરૂની શય્યા, આસન—પાદૂકા વસ્ત્ર, સ્નાનપાનનું જળ, અને તેમની છાયાને ઉલ્લંઘન કરવી નહિં; તેમ પગથીપણ સ્પર્શ કરવો નહિં. જે મનુષ્ય શ્રીગુરૂની આજ્ઞાનું પાલન કરવામાં કોઈપણ પ્રકારનો તર્ક—વિચાર નથી કરતો, અને તત્કાલ પાલન કરે છે તે ઉત્તમ શિષ્ય જાણવો; અને જે ગુરૂઆજ્ઞા

નથી પાલન કરતો તેના જેવો કોઈ મૂઢ પણ નથી. શ્રી ગુરૂની સેવામાં અનુરક્ત રહે છે, તે દેહ ત્યાગ્યા પછી બ્રહ્મલોકમાં વસે છે. જે શિષ્ય શ્રી ગુરૂવાક્યનું ખંડન કરે છે અર્થાત ગુરૂવચન પાલતો નથી, તે પરજન્મમા ગધાડો જન્મે છે, અને શ્રીગુરૂની નિંદા કરનારો કૂતરા ના દેહને પામે છે. તથા શ્રી ગુરૂનું અહિત થાય એવું આચરણ કરે તો તે વિષ્ટાને વિષે કીડો અવતરે છે, એમ શાસ્ત્રોમાં કહેલું છે.

**प्रत्युद्गच्छेत्समायातं यान्तं चानुव्रजेद्गुरुम् ।**
**ग्रामान्तावधिःसीमान्तावधिर्वाऽम्ब्वाशयावधिः**

(पाराशर०)

શ્રીગુરૂને આવતા સાંભળીને તેમની સામું લેવા જવું, અને જાય ત્યારે તેમની પછવાડે પછવાડે વળાવવા જવું; તે ગામની ભાગોળ અથવા ગામના સીમાડા સુધી, કે નદિ તળાવ કે વાવ્યઆદિ જળાશય હોય ત્યાં-સુધી શ્રીગુરૂને વળાવવા જવું. પછી સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી, આજ્ઞા લેઈ ઘેર આવવું.

શિષ્યના ઘરમાં ગુરૂ આવે તો તેમને આસન આપી બેસાડવા, અને ભૂમીપર લાકડીનીપેઠે લાંબાથઇ

પ્રણામ કરવો. ત્યારપછી ચંદનપુષ્પાદિકથી પૂજનકરવું. જો સત્કાર પૂજન નમસ્કાર નથી કરતો તો તે નરકમાં પડેછે, અને ત્યારપછી આંધળાં સ્વલ્પ જીવોના અવતાર ભોગવી ઘુવડ-વાગોલ અને ચામાચીડીઆના અવતારો પ્રાપ્ત કરી મહાકષ્ટ ભોગવે છે. તે વાત વિશેષ વિસ્તારથી શ્રીગુરૂપૂજનના પ્રસંગમાં પાછળ કહી આવ્યા છીએ. શ્રીગુરૂને વિષે કદાપિ મનુષ્ય બુદ્ધિ કરવી નહીં; સદા સર્વદા ઈશ્વર—દેવબુદ્ધિ રાખી વર્ત્તવું. તેમને પ્રાતઃ કાલમાં જોયતાં સાધનો જળ-મૃતિકા દંતધાવન (દાતણ) વગેરે યથાયોગ્ય લાવી હાજર કરવાં. વગેરે શાસ્ત્રવિહિત અનેક ધર્મો શિષ્યોને પાલન કરવા યોગ્યછે.

શ્રીગુરૂ સ્વામીજી કથાવાર્ત્તા સત્સંગ કરાવતા હોય ત્યારે તુંગાસનાદિ આસનોથી બેસવું નહીં. શ્રીસ્કંદપુરાણના બ્રહ્મોત્તરખંડમાં કહ્યું છે કેઃ—

**ये च तुङ्गासनारूढाः कथां शृण्वन्ति दांभिकाः ।**
**अक्षयान्नरकान्भुक्त्वा ते भवन्त्येव वायसाः ॥**

જે દાંભિક પુરૂષો પગ ઉપર પગ ચઢાવીને તુંગાસનાદિક આસનથી બેસીને પરમપવિત્ર મોક્ષકારી ભગવત્કથાને સાંભળે છે, તે પુરૂષો અક્ષય એટલે ઘણા



કાળેપણ નાશ ન થાય એવા ઘોર નરકને ભોગવીને અંતે નિશ્ચય કાગડાની યોનિને પામેછે. માટે પગ પર પગ ચઢાવીને (તુંગાસનથી) કથાના પ્રસંગમાં, તથા શ્રીગુરૂ-મહાત્મા, દેવ, દેવસ્થાન, રાજા અને માતાપિતા આદિ પૂજ્યવર્ગની સન્મુખ બેસવું નહિ; તેમ પૂજાપાઠ **વખતે પણ તુંગાસનથી બેસવું નહીં.**

વીરાસને બેસીને કથા શ્રવણકરનાર વક્રવૃક્ષને પામેછે. વળી કથાના વક્તાને નમસ્કાર કર્યાવિના, જેવા આવ્યા તેવાજ એમને એમ બેસી જઇ કથા શ્રવણ-કરનાર વિષવૃક્ષ થાયછે. તથા સૂતાસૂતા કથા શ્રવણ કરનાર અજગરના દેહને પામેછે. કથામાં કુવાક્યો બોલી વાર્ત્તાલાપ કરી વિક્ષેપ કરાવનારા ગધાડાના દેહને પામીને પછીથી કાંચીંડા નામના જંતુઓ થાયછે; તથા ગ્રામસૂકર (ભૂંડ) થાયછે. માથા ઉપર પાઘડી આદિ શિરોવેષ્ટન સહિત કથા શ્રવણકરનાર બગલાના દેહને પામેછે. પાનતમાકું ચાવતાં ચાવતાં કથા સાંભળનારને યમદૂતો વિષ્ટા ખવરાવેછે. કથાના વક્તાના સમાન આસન ઉપર બેસી કથા શ્રવણકરનાર મહાપાતકી થાયછે. વગેરે અનેક નિયમો સ્કંદપુરાણના બ્રહ્મોત્તરખંડમાં નિરૂપણ કરેલાછે; માટે વિવેકી પુરૂષોએ ઉપરના નિયમો

લક્ષ્યમાં રાખી યોગ્ય વ્યવહાર કરવો. કેમકે ઉપરનાં આસનોપર બેસવાથી અને નિયમો નહી પાળવાથી મનુષ્ય દાંભિક, મસ્ત–ઉદ્ધત–અને પોતાની બડાઇ બતાવનારો કહેવાયછે. પૂજ્ય વૃદ્ધોની આગળ અભિમાની બની પોતાનું મોટાપણું બતાવવું એ સર્વથા અધોગતિનું કારણછે. ઇશ્વર કોઇનું અભિમાન રહેવા દેતા નથી. માટે "લઘુતામાં પ્રભુતા મળે" છે એ સૂત્ર હંમેશાં બરાબર લક્ષ્યમાં રાખવું.

ધનીપણાના કે જાતિવર્ણ અને આશ્રમપણાના અભિમાનથી કે પોતાની મહત્તા–બડાપણાના મદથી શ્રીગુરૂની સ્નાન–પાન–શય્યાદિકની સેવા પોતે નહીં કરતાં નોકરો પાસે કરાવવી એ પણ એક અધોગતિનું જ કારણ બનેછે; કેમકે પોતાની શ્રદ્ધાભક્તિ અને પ્રેમ શ્રીગુરૂ ઉપર જેવો હોયછે. તેવો નોકરનો હોતો નથી; તેથી તેનું પરિણામ વિપરીત આવેછે. નોકર પોતાની બુદ્ધિ પ્રમાણે સેવા કરેછે. નોકર શુદ્ધ–પવિત્રદશામાં છે કે નહીં તેનું ભાન રાખતો નથી, વગેરે અનેક દોષવાળી સેવા બનેછે એટલુંજ નહીં પણ કદાચ નોકર આસ્તિક હોય તો સેવાનું ફલ તે લેઈ જાય,તેમાં માલિકને શો લાભ થવાનો હતો ? અને જો નોકર શ્રદ્ધા પ્રેમવિનાનો હોય

તો શ્રીગુરૂને પ્રતિકૂળ સેવા કરવાથી તે કષ્ટરૂપ બનેછે; અને તેનું ફળ જેમ સ્ત્રીના કરેલા પાપકર્મનું ફળ પતિને ભોગવવું પડેછે, તેમ નોકરની પ્રતિકૂળ કરેલી સેવાનું ફળ માલિક–ગૃહસ્થનેજ ભોગવવું પડે એમાં કાંઇ સંદેહની વાત નથી. માટે બુદ્ધિમાન ભક્તોએ પોતાના શ્રીગુરૂ પરમાત્માની તમામ સેવા પોતેજ કરવા ઉત્સાહિ થવું ઉચિત છે.

**શ્રીસ્વામીજી સદ્દગુરૂ પરમાત્માના ભકતોએ આસો સુદી ૧૫–પોષ સુદી ૧૫ અને ચૈત્ર સુદી ૧૫ એ ત્રણ, અને માગસર વદી ૭ ની શ્રીગુરૂ સ્વામીજીની નિર્વાણજયંતી, એ ચાર દિવસના સમૈયા કરવા. તે દિવસે સર્વ વ્યવહારિક કામનો ત્યાગ કરી અણોજા પાળવા, અને મિષ્ટાન ભોજન કરી સહકુટુંબ પરિવાર સાથે ભોજન કરવું. તથા શ્રીગુરૂની સેવા પૂજા સ્મરણ ધ્યાન–ભજન કરવું; એવી શ્રીગુરૂ સ્વામીજીની આજ્ઞા છે તે પાલવી. (ગામ આકરૂની ધર્મશાળામાં શ્રીસદ્દગુરૂ સ્વામીજી શ્રીમાધવાનન્દજીની સમાધિ ઉપર તેમની ત્રિદેહ કૈવલ્યમુક્તિના દિવસનો લેખ જ્યારે આરસના પત્થરથી ઓટલો કરી સમાધિ બનાવી ત્યારે**

**સંવત ૧૯૩૭ના માર્ગશીર્ષ કૃષ્ણપક્ષ ૭ (સાતમ) ને ગુરૂવારનો, આરસના પત્થર ઉપર લખેલોછે.)**

શ્રીગુરૂભક્તોએ પાઠ માલા પૂજા કરતી વખતે નીચે દર્ભ, મૃગચર્મ, કે કાંમળીનું આસન નાંખી, તે ઉપર બેસી ભસ્મ ત્રિપુંડ્ર કરી, કંઠમાં રૂદ્રાક્ષની માલા ધારણ કરી રૂદ્રાક્ષની માલાવડે શ્રીગુરૂમંત્રનો જપ કરવો, અને પાઠ પૂજાદિ નિત્યકર્મ કરવું.

શ્રીગુરૂ પરમાત્માના ભક્તોએ પોતાના વેપાર–રોજગારરૂપ–ધંધામાંથી તથા ખેતીવાડીમાંથી દશુંદ–વિશુંદ ધર્માદા વાવરવી. તેમાં પોતાના શ્રીગુરૂ-સ્વામીઓને અન્ન–વસ્ત્ર–પુસ્તક–માલા આદિ જે જોઇએ તેમાં વાપરવી, તથા બીજા અન્ય સંન્યાસી પરમહંસ મહાત્માઓ, બ્રહ્મચારીઓ તથા યોગ્ય બ્રાહ્મણો આવે તેમના નિમિત્તે યથાયોગ્ય વાપરવી. ધર્મશાળા–સદાવ્રત, વાવ્ય કૂવા, તળાવ બનાવવા સુધારવામાં તથા રસ્તા સાફ કરાવવામાં વાપરવી, તથા ખોડાં ઢોર-ગાયોને ઘાસ નાંખવામાં તથા પારેવાં-કબૂતરોને જાર દાણા નાંખવામાં વાપરવી, તથા અભ્યાગત-અતિથિઓને અન્ન જળ વસ્ત્ર આપવામાં તેમ વિદ્યાદાનમાં વાપરવી. એ પુણ્યમય–કલ્યાણકારી છે.

શ્રીગુરૂ પરમાત્માના ભક્તોએ દારૂ-માંસ-ગાંજો-ભાંગ અફીણ તમાકુ આદિનું દુર્વ્યસન કરવું નહીં, તેમ પરસ્ત્રીગમન-વ્યભિચાર કરવો નહીં, કોઈના ખેતરમાં-ઘરમાં દેવતા-અગ્નિ મૂકવો નહીં, સુડ બાળવું નહીં. કોઇ જીવને મન વાણી અને શરીરથી દુઃખ આપવું કે નાશ કરવો એ હિંસા કહેવાયછે; માટે સર્વ પ્રકારે સર્વદા અહિંસાધર્મ પાળવા પ્રયત્ન કરવો.

શ્રીગુરૂભક્તોએ કંઠમાં રૂદ્રાક્ષની માલા તથા લલાટાદિ સ્થાનમાં ભસ્મ ચંદનાદિકનાં ત્રિપુંડ્ હમેંશાં રાખવાં. વળી શિવપુરાણમાં "**रुद्रसंख्या शतं धृत्वा रुद्ररूपो भवेन्नरः ।**" (૧૧૦૦) અગીયારસો રૂદ્રાક્ષ ધારણ કરીને મનુષ્ય રૂદ્રરૂપ થાયછે. ) આ શ્લોકથી આરંભીને ૧૧૦૦ રૂદ્રાક્ષ ધારણ કરવાનું વિધાન કહેલું છે. તેમાં ૨૫૦ રૂદ્રાક્ષનો મુકુટ-ટોપી. ૩૬૦ રૂદ્રાક્ષનું ઉપવીત બનાવી ત્રણ આંટાવાળું પહેરવું. ૩ રૂદ્રાક્ષ ઉપવીતની ગાંઠ આગળ ત્રણ. ૩૦૦ રૂદ્રાક્ષની શિખા-જટા. ૧૪ રૂદ્રાક્ષ બન્ને કાન વિષે સાતસાત. ૧૦૧ રૂદ્રાક્ષ કંઠમાં. ૨૨ રૂદ્રાક્ષના બન્ને હાથના કાંડામાં બે બેરખા અગીઆર અગીઆરના. ૫૦ રૂદ્રાક્ષનું કટી-સૂત્ર. એ રીતે ૧૧૦૦ રૂદ્રાક્ષ ધારણ કરી ૫૦૦૦૦

(પાંચલાખ) બ્રહ્મતારકમંત્રનો જપ કરે તો વચનસિદ્ધિ પ્રાપ્ત થાયછે, અર્થાત્ તે શાપ-વરદાનાદિક દેઈ શકેછે. આ પ્રમાણે શિવપુરાણમાં અનુષ્ઠાન કહેલું છે. રૂદ્રાક્ષ-જાબાલોપનિષત્માં તથા સ્કંદપુરાણાન્તર્ગત ભાર્ગવાર્ચન દીપિકામાં પણ રૂદ્રાક્ષધારણ કરી બ્રહ્મતારકમંત્રાદિકથી અનુષ્ઠાન-પ્રયોગ કહેલાછે; જેથી અનેક સિદ્ધિઓ પ્રાપ્ત થાયછે. રૂદ્રાક્ષજાબાલોપનિષત્માં "**धात्रीफल प्रमाणं यच्छ्रेष्ठमेतदुदाहृतम् । बदरीफलमात्रं तु मध्यमं प्रोच्यते बुधैः ॥** આમલાના ફલ સમાન રૂદ્રાક્ષના દાણાનો કંઠો વિદ્વાનોએ ઉત્તમ કહેલોછે; અને બોરના ફળસમાન રૂદ્રાક્ષના દાણા મધ્યમ કહેલાછે. ) ઇત્યાદિ વાક્યોથી કંઠમાં પહેરવાના કંઠાનું વિધાનછે.

ॐ

# मृतकयति संस्कारः ।

(મરેલા યતિ—સંન્યાસીના સમાધિઆદિ સંસ્કાર કહેછે.)

યતિ—સંન્યાસીના પ્રાણાત્માનો વિયોગ થયા પછી શરીરને એક પાટલા ઉપર દર્ભાદિકનું આસન બીછાવી

તે ઉપર સિદ્ધાસન વા પદ્માસનથી પડી ન જાય તેમ બેસાડવું. પછી પુત્રે અથવા શિષ્યે પોતે વપન સ્નાન કરી, (પુત્ર વિના બીજાઓને વપન (માથું મુડાવાનું) કૃતાકૃત છે.) **अत्राद्य०** ઈતિ દેશકાલનું સ્મરણ કરી, "**ब्रह्मी भूतस्य यतेः संस्कारं करिष्ये**" આ અંતમાં બોલી સંકલ્પ કરવો. ત્યારપછી નવીન કળશમાં તીર્થાદિકનું જળ લેઇ, **गंगे च यमुने चैव०**"। "**नारायणःपरंब्रह्म०।**" "**यच्चाकिंचिज्जगत्सर्वं०।**એ મંત્રો વડે મંત્રી, રૂદ્રસૂક્ત, વિષ્ણુસૂક્ત, તથા '**आपो हिष्ठा०।**" ઈત્યાદિ ઋચાઓ વડે મરેલા યતિ-સંન્યાસીના કલેવરને સ્નાન કરાવી, ચંદનાદિ સુગંધી પદાર્થો વડે પૂજા કરી, સુગંધી પુષ્પમાલાઓ વડે અલંકૃત કરી, નવીન બનાવેલા સિંહાસન-પાલખી આદિમાં બેસાડી ઘડી-ઘડીઆળ, શંખ, વાજીંત્રાદિક વડે ધ્વનિ-ઘોષાદિક કરતાં આનંદ ઉત્સવ પૂર્વક ઉઠાવી, વેદમંત્રો, ઉપનિષદો તથા ઇશ્વર નામ સ્મરણની ધૂનોના ઘોષ-ગર્જના કરતાં કરતાં જ્યાં સમાધિ આપવાની હોય તે શુદ્ધ દેશ પ્રત્યે લેઈ જવું; પછી જળમાં અથવા સ્થળમાં સ્થાપન કરવાનો જે વિચાર હોય તે કરવો.

સ્થળ પક્ષમાં-જે જગ્યાએ સમાધિ આપવાની

હોય, ત્યાં વ્યાહૃતિ મંત્ર વડે પૃથ્વીનું પ્રોક્ષણ કરી, ત્યાં એક દંડપ્રમાણનો અર્થાત્ ચાર હાથનો ઉંડો ખાડો કરી, તે ખાડાના મધ્ય ભાગમાં એક ન્હાનો દોઢ હાથનો ખાડો કરી, અથવા દંડપ્રમાણના ખાડાની દક્ષિણ દિશાએ ૧॥ (દોઢ) હાથના ખાડાની ઉંડી બગોલ કરી સાત વ્યાહ્યતિ મંત્ર વડે પંચ ગવ્ય (ગાયનું છાણ, મૂત્ર, દુધ દહીં અને ઘૃત) વડે ત્રણ વાર પ્રોક્ષણ કરવું.

યતિના મૃતક દેહને પૃથ્વીપર દર્ભ પાથરી તેની ઉપર બેસાડી, સાવિત્રી મંત્રવડે દેહને પ્રોક્ષણ કરી, શંખોદક વડે "પુરૂષસૂક્ત" તથા અષ્ટોત્તર શત (૧૦૮) "પ્રણવ" મંત્રવડે સ્નાન કરાવી, અષ્ટાક્ષર મંત્રવડે ષોડશોપચારથી પૂજા કરી, પુષ્પ બીલીપત્ર, તુળસી, આદિકની માલા પુષ્પોવડે અલંકૃત કરી **"विष्णो हव्यं रक्षस्व"** એ મંત્રવડે દેહને દોઢ હાથના ન્હાના ખાડામાં પધરાવવો. (દંડી સ્વામી હોય તો **"इदं विष्णु०"** એ મંત્ર વડે ત્રણ ઠેકાણે ભાગેલો દંડ જમણા હાથ ઉપર રાખવો.) પછી **"हंसः शुचिषत्०"** તથા **"परेण नाकं निहितं गुहायां विभ्राजदेतद्यतयो विशन्ति । वेदान्त विज्ञान सुनिश्चितार्थाः । संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः"** એ મંત્રો યતિના મૃતક શરીરના હૃદય

વિષે જપવા. ભૃકુટીના મધ્યભાગમાં "પુરૂષસૂક્ત" જપવું. "**ब्रह्मजज्ञानं**" એ મંત્રનો મસ્તક ઉપર જપ કરવો. "ॐ **भूर्भुवः स्वः स्वाहा**" એ મંત્ર ભણી શંખવડે મસ્તક ફોડવું. મસ્તક ફોડવામાં અસમર્થ હોય તો માથા ઉપર ગોળનું ઢેફું મૂકી ફોડવું. પછી "પુરૂષસૂક્ત" ભણી મીઠાવડે દોઢ હાથનો ખાડો ભરી દેવો. પછી માટી રેતીવડે મોટો ખાડો પૂરી દેવો. જેથી શિયાળ–કૂતરાં વગેરે જનાવરો બગાડે નહીં. પછી જે જગ્યા ઉપર યતિના મૃતક શરીરનું માથું હોય તે જગ્યા ઉપર એક માટીની શિખરાકાર ડેરી કરી, તે ઉપર ચંદન પુષ્પ ધૂપ અબીલ ગુલાલ નાંખી, દીપક કરી ભગવા કપડાની ધ્વજાનું નિશાન ચોડવું. અને હમેશ પૂજન, ધૂપ, દીપ કરવો. પછી યોગ્ય સમયે ઇંટચૂન પથ્થરની ઉપર પાકી સમાધિની શિખરાકાર ડેરી બાંધવી; જેથી તેના ઉપર કોઈ પગ ધરે નહીં, તેમ મલમૂત્રાદિક કરે નહિં.

જળપક્ષમાંઃ—નદીમાં પંચગવ્ય નાંખવું. પછી યતિના મૃતકદેહને પૃથ્વી ઉપર દર્ભ પાથરી તેના ઉપર બેસાડી, સ્થલપક્ષમાં લખેલી વિધિ પ્રમાણે બધી વિધિ કરવી; તથા હૃદય વગેરે સ્થાનમાં જપવાના મંત્રે

જપીને, " **ॐ भूर्भुवः स्वः स्वाहा** ।" એ મંત્ર ભણી શંખવડે મસ્તક ફોડવું. ત્યારપછી દર્ભ પાથરી તેમાં યતિનું મૃતક શરીર વીંટી વ્યાહૃતિ મંત્રવડે મંત્રી, મૃતક શરીર સાથે મોટા ભારી પથ્થર બાંધી, ( અહીં કેટલાક પથ્થરની સાથે ચોખા પણ બાંધેછે. ) " **विष्णो हव्यं रक्षस्व** ।" એ મંત્ર ઉચ્ચારી મૃતક શરીર ઉઠાવી, નદીના ઊંડા જળમાં " પુરૂષસૂક્ત " ભણતાં ભણતાં લેઈ જઈ અંતે " **ॐ स्वाहा** ।" એ મંત્રવડે ઊંડા જળમાં પધરાવવું. પછી " **अग्निनाग्निः स०। त्वं ह्यग्ने अग्निना०। तं मर्जयन्त सुक्रतुं ०। यज्ञेन यज्ञं ०।** " એ ચાર ઋચાઓવડે તથા " **चित्तिस्त्रुक् ०** " ઈત્યાદિ દશહોત્રનામના યજુર્વેદના મંત્રવડે પણ અભિમંત્રણ કરવું.

સમાધિ આપી રહ્યા પછી " **अतो देवा०।** " એ મત્રનો જપકરી " **હમો પાપથકી મુક્ત થયા, અને અશ્વમેધાદિક યજ્ઞના ફળને પામ્યા;** " આવી ભાવના કરતા કરતા પાછા જનારા ભક્તજનોએ યજ્ઞાંતસ્નાનની બુદ્ધિથી જળશય વા નદીમાં સ્નાનકરી પોતપોતાના મસ્તકપર ગંધચંદનાદિક ધારણકરી મહાન્

આનંદ ઉત્સવ યુક્ત થઇ પોતાને ઘેર જવું.

સંન્યાસી–પરમહંસને સ્થલ અને જળસમાધિ કરવાનો ઉલ્લેખ છે. કુટીચક સંન્યાસીને દાહ કરવાનો વિધિ છે. બહુદક સંન્યાસીને સ્થળમાં પૂરવો. હંસ સંન્યાસીને જળમાં પધરાવવો અને પરમહંસ સંન્યાસીને સ્થળમાં સમાધિકરી પૂરણ કરવું; અથવા જળ સમાધિ પણ આપવા વિધાન છે.

સમાધિ ઉપર નિત્ય ચંદનપુષ્પથી પૂજન-અર્ચન ધૂપ દીપ આદિ કરવું; પછી તેરમે દિવસે અથવા સોળમે દિવસે સોળ સંન્યાસી પરમહંસને અથવા તેમના અભાવે સોળ બ્રાહ્મણને નિમંત્રણ કરી બોલાવવા. તેઓને દર્ભનું આસન આપી બેસાડી **अद्याद्य०** ઇતિ દેશકાલનું સ્મરણ કરી "**श्रीनारायणप्रीत्यर्थमाराधनं करिष्ये ।**" એવો સંકલ્પ કરી, તેઓનું પાદપક્ષાલન કરી, આચમન કરી, મહાત્માઓને પૂર્વાભિમુખે વા ઉત્તરાભિમુખે બેસાડી ષોડશોપચારવડે પૂજન કરી, સામગ્રીસહિત અન્ન પીરસી, તેને ગાયત્રીમંત્રવડે પ્રોક્ષણકરી બ્રહ્માર્પણ આદિ કર્મ કરવું. પછી ભોજન કરાવ્યાબાદ યથાશક્તિ વસ્ત્ર-કામલી-રૂદ્રાક્ષમાલા, પુષ્પમાલા, દક્ષિણા

ઇત્યાદિક યથાયોગ્ય (જેને જેમ ઘટે તેમ) આપી પૂજન કરી નમસ્કાર કરવો. પછી તેઓના ચરણામૃતનું "**अविद्यामूलशमनं सर्वपापप्रणाशनं पिबामि गुरुपत्तीर्थं पुत्रपौत्रप्रवर्धनम् । तथा भुक्तिं च मुक्तिं च सुखशान्तिं विवर्धनम् ॥**" આ મંત્ર ભણી પાન કરવું. ત્યારપછી સર્વભક્તોએ ભંડારામાં મહાન્ ઉત્સાહપૂર્વક ભોજન કરવું. આ સર્વ વિધિ ધર્મસિન્ધુ આદિ ધર્મશાસ્ત્રોને આધારે સંક્ષેપમાં લખી છે. વિસ્તાર ધર્મસિન્ધુ આદિ ગ્રન્થોમાં જોવો.

ઉપર પ્રમાણે ભંડારો કર્યા પછી દર વર્ષે શ્રીગુરૂ પરમાત્માની વાર્ષિક તિથિ-નિર્વાણ જયંતીને દિવસે સમૈયો પાળવો, અર્થાત્ તે દિવસે અણોજો પાળી સર્વ વ્યવહારિક કામનો પરિત્યાગ કરી શ્રીગુરૂપરમાત્માનું પૂજન-અર્જન-સેવા-સ્મરણ-ધ્યાન-કીર્ત્તન-ભજન કરવું; તથા ભક્તોએ પોતાના ઘરમાં મિષ્ટાન્ન ભોજન બનાવી સહકુટુંબ પરિવાર સાથે આનંદથી જમવું; અને રાત્રિએ ભજન-કીર્ત્તન કરવું. આ પ્રમાણે દર વર્ષે શ્રીગુરૂદેવની નિર્વાણ જયન્તીનો મહોત્સવ કરવો.

ॐ

# श्रीगुरुपञ्चकस्तोत्रम् ।

श्रीमाधवानन्दगुरुं नमामि ।
श्रीमाधवानन्दगुरुं भजामि ॥
श्रीमाधवानन्दगुरुं वदामि ।
श्रीमाधवानन्दगुरुं स्मरामि ॥१॥

જ્ઞાન વિજ્ઞાનની શોભાયુક્ત, શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવને, મન કર્મ મસ્તક અને કાયાદિવડે અર્થાત્‌ સાષ્ટાંગથી હું નમસ્કાર કરૂં છું. વિવેક વૈરાગ્ય શમદમાદિ સાધનસંપત્તિ અને અહિંસા બ્રહ્મચર્યાદિ દૈવી ગુણોના સમુદાયની શોભાયુક્ત, શ્રીમાધવાનંદસદ્‌ગુરૂદેવને, હું હૃદયમાં નિરંતર ભજું છું. અથવા શ્રદ્ધાભક્તિ અને પ્રેમપૂર્વક મ્હારા શરીરના હાથ આદિ અવયવોવડે સેવા–ઉપાસન કરૂંછું. અધિકારી શિષ્યોને સંસારસમુદ્રથી તારવાના ઉત્સાહથી શિષ્યોપર કરેલા કૃપાકટાક્ષરૂપ શોભાવડે શોભિત શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવને હું અહર્નિશ વાણીથી ઉચ્ચારણ કરૂંછું; અર્થાત્‌ ॐ શ્રીસચ્ચિ-



દાનંદ માધવાનંદ, એ પ્રમાણે નામોચ્ચારણ કરૂં છું, અને તેમના સ્વરૂપનું, ગુણોનું અને ચરિત્રોનું કીર્ત્તન કરૂં છું. તથા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠત્વ, તેમ પરાવિદ્યાની શોભાયુક્ત શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂપરમાત્માનું હું પ્રતિદિન ચિન્તન કરૂં છું, અર્થાત્ ધ્યાન-સ્મરણ કરૂંછું. ૧.

जिज्ञासुसेव्यं चरणारविन्दं ।
ब्रह्मादिवन्द्यं मनसा तथा तम् ॥
सच्चित्स्वरूपं स्वत एव सिद्धं ।
श्रीमाधवानन्द गुरुं नमामि ॥

આત્માને જાણવાની અર્થાત્ અનુભવવાની ઇચ્છાવાળા મુમુક્ષુ પુરૂષોએ, જેમનાં ચરણકમલો સેવન કરવા યોગ્ય છે; અર્થાત્ સેવેલાં છે. તથા જે બ્રહ્માદિ દેવોએ મનદ્વારા વંદના કરવા યોગ્ય છે; અને જે સદ્રૂપ (ત્રણે કાળમાં અવિનાશી) ચિદ્રૂપ (ચૈતન્ય જ્ઞાનસ્વરૂપ) અને સ્વયં સિદ્ધ જ્ઞાનવાળા છે; તે શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવને મન વચન અને કાયાદિવડે હું દંડવત્પ્રણામ કરૂં છું ૨.

संसारदुःखेन विदुःखितानां ।
परात्मदानेन सुशङ्करं वै ॥

अज्ञानदुःखाश्रयदाहिनं तं ।
श्रीमाधवानन्दगुरुं भजामि ॥३॥

સંસારના જન્મમરણાદિ દુઃખોવડે અત્યંત દુઃખી થયેલા જીવોને, પરમાત્માનું દાન આપીને, અર્થાત પરમાત્માનું નામ સ્મરણ ધ્યાન અભ્યાસાદિ કરાવીને સચ્ચિદાનંદ સ્વયં જ્યોતિ પરમાત્માના અખંડ અવિનાશી સુખનો સાક્ષાત્ અનુભવ કરાવનાર; તથા અજ્ઞાન જન્ય અવિદ્યા અસ્મિતા રાગ દ્વેષ અને અભિનિવેશાદિ ક્લેશોના આશ્રયભૂત મનનો દાહ કરનાર, અર્થાત્ મનને સંકલ્પવિકલ્પાદિ ધર્મોથી અને સાંસારિક વિષયોથી પાછું વાળી આત્મસ્વરૂપમાં તલ્લીન કરી મૂલસહિત નાશ કરનાર; **અથવાઃ**—દેહ ઇન્દ્રિયો અને મન આદિકને વિષે, અને તેઓના ધર્મકર્મનેવિષે, તથા દેહ ઇન્દ્રિયોના સંબંધિ સ્ત્રી પુત્ર ધનાદિકને વિષે, અને તેઓના ધર્મકર્મને વિષે, અજ્ઞાન જન્ય અહંતા મમતા કરવારૂપી જે દુઃખ, તેનો આશ્રય કરનાર જીવાત્માના જીવપણાને જ્ઞાનાગ્નિવડે ભસ્મિભૂત કરનાર, અર્થાત્ જીવાત્માને દેહ ઇન્દ્રિયો અને સ્ત્રી ધન પુત્રાદિકમાં અજ્ઞાનતાથી થયેલા અહંમમત્વને છોડાવી સ્વસ્વરૂપનો

અનુભવ કરાવનાર; **અથવાઃ**-અજ્ઞાનદ્વારા જન્મમરણાદિ સંસારચક્રના દુઃખનો આશ્રય કરાવનાર કામ ક્રોધ લોભ મોહ મત્સરાદિ મહાપ્રબળ શત્રુઓને બાળી ભસ્મ કરનાર, એવા તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું નિરંતર ભજું છું–સેવું છું. ૩.

सर्वेषु वेदेषु सुनिश्चितं तं ।
वेदान्तसिद्धान्तसरोजसूर्य्यम् ॥
स्मृत्यादिविद्यासु च सारभूतं ।
श्रीमाधवानन्दगुरुं वदामि ॥४॥

સર્વ વેદોમાં સારી રીતે નિશ્ચિત થયેલા બ્રહ્મતત્વરૂપ, અને ઉપનિષદોના તત્ત્વમસ્યાદિ સિદ્ધાંતરૂપ કમલને પ્રફુલ્લ કરનાર સૂર્યરૂપ; તથા શ્રુતિ સ્મૃતિ તંત્રાદિકોમાં પ્રતિપાદન કરેલી સર્વ વિદ્યાઓમાં સારભૂત એટલે બ્રહ્મવિદ્યારૂપ; અથવા શ્રુતિ સ્મૃતિ આદિ વિદ્યામાં નિરૂપણ કરેલા શુદ્ધ બ્રહ્મ તત્વરૂપ, એવા તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું નિરંતર ઉચ્ચારણ કરૂંછું. અર્થાત્ શ્રીસદ્ગુરૂના અને સચ્ચિદાનંદ પરમાત્માના નામનું એકસાથે ૐ શ્રીસચ્ચિદાનંદ માધવાનંદ, એ પ્રકારે નામોચ્ચારણ

કરૂંછું, અને તેમના સ્વરૂપનું, ગુણોનું તથા ચારિત્રોનું વાણીદ્વારા કીર્ત્તન કરૂં છું. ૪.

**आत्मस्वरूपं हि चिदेकभूतम् ।**
**सत्यादिलक्ष्यं स्वत इद्धरूपम् ॥**
**देहादिसंसारविमोचकं तं ।**
**श्रीमाधवानन्दगुरुं नमामि ॥५॥**

પરમાત્મસ્વરૂપ, અને પ્રસિદ્ધ એક જ્ઞાનજ જેમનું સ્વરૂપ છે, અર્થાત્ જ્ઞાનની મૂર્ત્તિરૂપ, તથા " **सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।** " ( ત્રણે કાલમાં અવિનાશી સજાતીય વિજાતીય સ્વગત ભેદરહિત, જ્ઞાનસ્વરૂપ, અને અંતરહિત–દેશ કાલ વસ્તુ કૃત પરિચ્છેદરહિત, બ્રહ્મ છે.) આ તૈત્તિરીય શ્રુતિમાં કહેલા સત્યાદિપદોના લક્ષ્ય રૂપ-અર્થાત્ બ્રહ્મ સ્વરૂપ, અને સ્વયં પ્રકાશરૂપ, અથવા સ્વતઃ નિર્મલસ્વરૂપ, અથવા સ્વતઃ શોભાયમાન, અથવા સ્વયં આશ્ચર્યરૂપ એટલે કોઈથી કળી શકાય નહિં એવા, અર્થાત્ આ તે બ્રહ્મા વિષ્ણુ કે સદાશિવ આદિ કોઈ દેવ છે ? કે કોઈ સિદ્ધ છે ? કે સાક્ષાત્ સચ્ચિદાનંદ સ્વયં જ્યોતિઃ પરમાત્માની મૂર્ત્તિ છે ? કે કોણ હશે ? એમ

દર્શન કરનારને અલૌકિક મૂર્ત્તિના દર્શનથી થતા આશ્ચર્યરૂપ; તથા જિજ્ઞાસુજનોને જન્મમરણાદિ સંસાર ચક્રથી મુક્તકરનાર, અર્થાત્ આ સંસાર બંધનથી છોડાવી મુક્તિપદ આપનાર, એવા તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવનું હું મનવડે સ્મરણ કરૂંછું, અર્થાત્ હું નિરંતર હૃદયમાં તેઓશ્રીનું ધ્યાન કરૂંછું. ૫.

**यः पञ्चकं वै पठते मनुष्यो ।**
**वाक्कायचित्तैः स्थिरतामुपेत्य ॥**
**तस्याशु संसारदवाग्निघोरः ।***
**शान्तिं प्रयात्येव गुरोः प्रसादात् ॥६॥**

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्यश्रीमत्स्वामिमाधवानन्दपूज्यपादशिष्यानन्दगिरि विरचितं श्रीगुरुपञ्चकस्तोत्रंसम्पूर्णम् ॥**

*(અહીં છઠ્ઠા શ્લોકમાં કોઈ "**तस्याशु संसारदवाग्नितापः**" એવો પણ પાઠાંતર બોલેછે.)

જે મનુષ્ય મનવાણી અને દેહના સંયમદ્વારા સ્થિરતાને પામીને, આ શ્રીગુરૂપંચકનો પાઠ કરેછે, તેનો જન્મમરણાદિ સંસારરૂપ ઘોર દાવાગ્નિનો તાપ,

શ્રીગુરૂના કૃપાપ્રસાદથી તત્કાલ શાંતિ પામેછે; અર્થાત્ તે પ્રાણી કૈવલ્ય બ્રહ્મને પામેછે. એમાં સંદેહ નથી. ૬.

ઇતિ શ્રીગુરૂપંચકસ્તોત્રં સમાપ્તમ્ ॥

# अथ श्रीगुरोरष्टकस्तोत्रम् ।

भुजङ्गप्रयातवृत्तम् ।

कलत्रं धनं पुत्रपौत्रादि सर्वं
गृहं बान्धवाः सर्वमेतद्धि जातम् ।
गुरोरङ्घ्रिपद्मे मनश्चेन्न दत्तं
ततः किं ततः किं ततः किं ततः किम् ॥१॥

શ્રી શંકરાચાર્ય કહે છે: હે શિષ્ય! સ્ત્રી, સુવર્ણ ચાંદી રૂપૈયા હીરા માણેક મોતી આદિ દ્રવ્ય, દીકરા દીકરી, પુત્ર પુત્રીની પ્રજા આદિ સર્વ, તથા ઘર ગામ ક્ષેત્ર પૃથ્વી અને રાજ્યાદિ, અને ભાઈ ભોજાઈ આદિ સર્વ કુટુંબ પરિવાર, તેમ સર્વ સગાં સંબંધિનો સમૂહ એ સર્વ પ્રાપ્ત થયેલું હોય; તોપણ બ્રહ્મવેત્તા જીવન્મુક્ત શ્રીસદ્ગુરૂના ચરણારવિંદનેવિષે ભક્તિભાવથી જો પોતાનું મન અર્પણ કર્યું નથી, અર્થાત્ પોતાનું મન જોડેલું

નથી, તો પછી તે સર્વ મળ્યાથકી શું થયું ? તે સર્વ મળ્યાથકી શું થયું ? તે સર્વ મળ્યાથકી શું થયું ? તે સર્વ મળ્યાથકી શું થયું ? અર્થાત્ તે સર્વ શા કામનાં છે ? કંઈ કામનાં નથી; કેમકે શ્રીસદ્ગુરૂના ચરણકમલની ભક્તિવિના, તે સર્વ મળ્યાથકી કદીપણ આત્માનું અખંડ સુખ સંપાદન થઈ શકતુંજ નથી. "**ततः किं**" એ પદનું ચાર વખત ઉચ્ચારણ, દૃઢ બોધ કરાવવાને અર્થે કરેલું છે. કોઈ પ્રતમાં '**दत्तं**' ની જગ્યાએ '**लग्नं**' (મન જોડાયું નથી) એવો પાઠાંતર પણ છે. ૧

**षडङ्गादि वेदो मुखे शास्त्रविद्या-**
**वित्वादि गद्यं सुपद्यं करोति ॥गुरो०॥२॥**

શિક્ષા, કલ્પસૂત્ર, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ એ છ અંગ, અને આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વ-વેદ અને અર્થશાસ્ત્ર એ ચાર ઉપવેદસહિત, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વણવેદ, એ ચાર વેદ, તથા ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ, પૂર્વમીમાંસા અને ઉત્તરમીમાંસા, એ ષડ્શાસ્ત્ર અને બીજી સર્વ વિદ્યાઓ જેના મુખમાં ( જિહ્વાના અગ્ર ભાગમાં ) હોય, તથા જેમાં કાવ્ય હોય એવાં સંસ્કૃતાદિ ગદ્ય અને ગાયત્રી,

ઉષ્ણિક્, અનુષ્ટુપ્, બૃહતિ, પંક્તિ આદિ છંદબદ્ધ રૂડાં પદ્યોને જે કરતો હોય, અર્થાત્ ઉત્તમવૃત્તવાળા મનોહર શ્લોકો રચતો હોય; તથાપિ બ્રહ્મવેત્તા પ્રકટપ્રભુ શ્રીસદ્‌ગુરૂના ચરણકમલમાં શ્રદ્ધાભક્તિપૂર્વક જો પોતાનું મન અર્પણ કર્યું નથી, અર્થાત્ પોતાનું મન જોડયું નથી, તોપછી તે સર્વ વિદ્યાઓથકી તથા કવિત્વપણાની શક્તિથકી તેને શું થવાનું છે? તે સર્વથકી ત્હેને શું ફળ થવાનું છે? તે સર્વથકી શું થવાનું છે? તે સર્વ થકી તેને શું થવાનું છે? અર્થાત્ તે થકી ત્હેને કાંઇજ લાભ થવાનો નથી; એ સર્વભારરૂપજ છે. ૨.

**विदेशेषु मान्यः स्वदेशेषु धन्यः**
**सदाचारवृत्तेषु मत्तो न चान्यः ॥गुरो०॥३॥**

હે શિષ્ય! પરદેશોમાં સન્માન પામ્યો હોય, અને સ્વદેશમાં ભાગ્યશાળી ગણાતો હોય; તથા સદાચાર વર્ત્તવામાં મસ્ત—અતિઆગ્રહવાળોહોય, અન્ય અસદાચરણવાળો નહોય, અથવા અન્ય કોઇપણ મ્હારાથી વિશેષ સદાચારવાળો નથી એમ માનતો હોય; તોપણ બ્રહ્મદર્શી જીવન્મુક્ત સદ્‌ગુરૂના ચરણકમલોમાં ભક્તિ ભાવથી પોતાનું મન અર્પણ કર્યું નથી અર્થાત્ જોડયું

નથી, તોપછી માનપામવાથી કે પુણ્યશાળી કહેવરાવ્યા થકી કે સદાચારી થયા થકી શું વધારે છે? તે થકી શું થવાનું છે.? તે થકી શો લાભ? તે સર્વથકી શું થવાનું છે? અર્થાત્ કંઈજ નહિ; એ સર્વ નિષ્ફલજ છે. ૩.

**क्षमामण्डले भूपभूपालवृन्दैः**
**सदा सेवितं यस्य पादारविन्दम् ॥गुरो०॥४॥**

પૃથ્વીમંડલમાં રાજામહારાજા અને પૃથ્વીપાલક સમર્થ નૃપતિઓના સમૂહદ્વારા જેનાં ચરણકમલ સદા સેવિત છે, એવો ચક્રવર્ત્તી મહારાજા જેવો મહાપ્રતાપી પુરૂષ હોય; તો પણ ભક્તિભાવવડે જો પોતાનું મન બ્રહ્મવેત્તા શ્રીસદ્‌ગુરૂદેવના ચરણારવિંદમાં અર્પણ કર્યું નથી–જોડયું નથી, તોપછી તે મ્હોટા મહીપતિઓવડે કે સર્વજીવોદ્વારા સેવાયેલો હોય, તેનાથી શું થયું? તે થકી શું થયું? તે થકી શું થયું? તે થકી શું થયું? અર્થાત્ કંઇજ પ્રાપ્ત કરી શકયો નથી. ૪.

**यशो मे गतं दिक्षु दानप्रतापा–**
**ज्जगद्वस्तु सर्वं करे सत्प्रसादात् ॥गुरो०॥५॥**

કોઇ મનુષ્ય એમ માનતો હોય કેઃ–મેં ઘણાં દાન

પુણ્ય કર્યાં, તેના પ્રતાપથી મારી કીર્ત્તિ દશે દિશાઓમાં વિસ્તાર પામી છે; તથા તે દાનપુણ્યના પ્રતાપદ્વારા ઉદય થયેલા પરમેશ્વરના કૃપાપ્રસાદથી જગત્‌ના સર્વ પદાર્થ મ્હારે હસ્તગત છે, અર્થાત્ સંસારના સંપૂર્ણ વૈભવ મ્હને પ્રાપ્ત થયા છે, એવો જેને ઉત્સાહ હોય, તોપણ જો ભક્તિભાવથી તેણે પોતાનું મન બ્રહ્મવેત્તા જીવન્મુક્ત શ્રીસદ્‌ગુરૂ પરમાત્માના ચરણકમલમાં અર્પણકર્યું નથી–જોડેલું નથી, તોપછી તે મહાયશ અને સર્વ વૈભવોથી શું થવાનું છે ? તેથી શું થવાનું છે ? તેથી શું થવાનું છે ? તેથી શું થવાનું છે ? અર્થાત્ તે સર્વ તેને કોઇ સદુપયોગમાં નહિં આવવાથી શ્વાન પુચ્છવત્ નિષ્ફળ છે. ૫.

**न भोगे न योगे न वा वाजिराजौ**
**न कान्तामुखे नैव वित्तेषु चित्तम् ॥गुरो०॥६॥**

જે મનુષ્યનું ચિત્ત સાંસારિક વિષયપદાર્થોના–વૈભવોના–ઉપભોગમાં આસક્ત નથી, તેમ તે વિષયપદાર્થ પ્રાપ્ત કરવારૂપ–સંયોગમાં પણ રૂચિવાળું નથી, અને અશ્વોની પંક્તિઓમાં અર્થાત્ જોડાજોડ–હારબંધ બાંધેલા ઘોડાઓમાં પણ સ્નેહવાળું નથી; તથા ચંદ્ર-

મુખી સ્ત્રીના મુખના અવલોકન પૂર્વક વા ચુંબન પૂર્વક ભોગવિલાસમાં અનુરક્ત નથી, તેમ સુવર્ણાદિ ધનનેવિષે પણ આસક્તિવાળું નથી; એહાવો મહાવૈરાગ્યવાન્ છે, તથાપિ જો પોતાનું મન બ્રહ્મવેત્તાજીવન્મુક્ત શ્રીસદ્ગુરૂના ચરણકમલોમાં અર્પ્યું નથી અર્થાત્ જોડેલું નથી, તો પછી કેવળ વૈરાગ્યવડે તેને શું ફળ થવાનું છે? તેથી શું થવાનું છે? તેથી શું થવાનું છે? તેથી શું થવાનું છે? કંઈજ લાભ નથી. ૬.

**अरण्ये न वा स्वस्य गेहे न कार्ये**
**न देहे मनो वर्त्तते मे त्वनार्ये॥गुरो०॥७॥**

જે પુરૂષ એમ માનતો હોય કેઃ—અરણ્યમાં વા પોતાના ઘર વિષે, અને કર્ત્તવ્ય અકર્ત્તવ્ય કાર્યવિષે, તેમ અસ્થિમાંસ રૂધિર વાતપિત્ત કફ અને મલમૂત્રાદિક દુર્ગન્ધમય અપવિત્ર પદાર્થોના ઉકરડારૂપ નિંદ્યદેહને વિષેપણ મ્હારૂં મન વર્ત્તતું નથી; આવો ઉપરામવૃત્તિવાળો વિરક્ત હોય, તોપણ શ્રદ્ધા ભક્તિપૂર્વક શ્રીસદ્ગુરૂદેવના ચરણકમલવિષે જો પોતાનું મન અર્પણ કર્યું નથી—જોડેલું નથી; તો પછી તે ઉપરામચિત્તથી ત્હેને શું થવાનું છે? તેથી શો લાભ છે? તેથી શું કાર્યસિદ્ધ

થવાનું છે ? તેથી શું થવાનું છે ? અર્થાત્ માત્ર ઉપરામ વૃત્તિથી કંઈજ સંપાદન થઇ શકતું નથી. ( કોઈ પુસ્તકમાં **त्वनार्घे**ના સ્થાનમાં **त्वनर्घे** પાઠ હોય, તો ત્યાં "માયિક પદાર્થ બંધનકારી છે તથાપિ મનુષ્ય દેહ મુક્તિના દ્વારભૂત હોવાથી વા વારંવાર અપ્રાપ્ત હોવાથી–ઉત્તમપુણ્ય કર્મોથી પ્રાપ્ય હોવાથી અમૂલ્ય છે, તોપણ તે દેહમાં મારૂં મન વર્ત્તતું નથી" આવો અર્થ કરવો.)૭.

**अनर्घ्याणि रत्नानि शुभ्राणि सम्यक्**
**सदा यस्य सर्वाङ्गके भूषितानि ॥गुरो०॥**

હે શિષ્ય ! જેના સમસ્ત શરીર ઉપર અમૂલ્ય ઉજ્જવલ પ્રકાશમાન રત્નાદિકનાં સારીપેઠે નિરંતર આભૂષણો શોભતાં હોય; તોપણ બ્રહ્મવેત્તા જીવન્મુક્ત શ્રીસદ્ગુરૂદેવના ચરણ કમલને વિષે, જો તેનું મન ભક્તિ ભાવવડે અર્પણ નથી કર્યું, અર્થાત્ તેણે પોતાનું મન જોડેલું નથી, તો પછી તે આભૂષણોની શોભા વડે શું પ્રયોજન છે ? તેથી શું થવાનું છે ? તેથી શું થવાનું છે ? તેનાથી શો લાભ છે ? તે સર્વ આભૂષણો કેવળ ભારરૂપ અને દુઃખમયજ છે; તેથી કોઇપણ સુખ સંપાદન થવાનું નથી. ૮.

અન્ય પુસ્તકમાં "**अनर्घ्याणि रत्नानि मुक्तानि सम्यक् समालिङ्गिता कामिनी यामिनीषु ॥ गुरो०॥**" (જેણે શરીર ઉપર અમૂલ્ય રત્નો તથા મુક્તાફળો (મોતી) ધારણ કરેલાં છે, અને જેને રાત્રિઓમાં ચંદ્રવદના સ્ત્રી આલિંગન કરી રહી છે, અર્થાત્ જે ઉત્તમ સ્ત્રી દ્રવ્યાદિકનું સુખ અનુભવી રહ્યો છે, તથાપિ જીવન્મુક્ત સદ્‌ગુરૂના ચરણકમલોમાં જો તેણે પોતાનું મન જોડયું નથી, તો પછી તે સ્ત્રી દ્રવ્યાદિકના સ્વલ્પ-નાશવાન્ તુચ્છ સુખથી તેને શું થવાનું છે ? તેથી શો લાભ છે ? કંઇજ લાભ થવાનો નથી; કેમકે તે સ્ત્રી દ્રવ્યાદિક કેવળ નરકનુંજ દ્વારછે.) ૮. આવો પાઠાન્તરછે.

गुरोरष्टकं यः पठेत्पुण्य देही
यतिर्भूपतिर्ब्रह्मचारी च गेही ।
लभेद्वाञ्छितार्थं पदं ब्रह्मसंज्ञं
गुरोरुक्तवाक्ये मनो यस्य लग्नम् ॥९॥

इति श्रीमत्परमहंस परिब्राजकाचार्य्य-
श्रीमच्छङ्कराचार्य्यविरचितं-
श्रीगुरोरष्टकस्तोत्रं सम्पूर्णम् ॥

હે શિષ્ય ! સંન્યાસી પરમહંસ મહાત્મા, પૃથ્વી-પતિરાજા, બ્રહ્મચારી કે ગૃહસ્થાદિ જે કોઈ પુણ્યશાળી જીવાત્મા, આ શ્રીગુરૂઅષ્ટક સ્તોત્રનું શ્રદ્ધા ભક્તિ પૂર્વક પઠન કરે છે, અને જેનું મન શ્રી સદ્‌ગુરૂદેવનાં કથન કરેલાં અમૃતમય વાકયોમાં સંલગ્ન (જોડાયેલું) છે, અર્થાત્ જે શ્રીસદ્‌ગુરૂદેવની આજ્ઞાઓનું યથાર્થ રીતે પરિપાલન કરે છે; તે પ્રાણી મનોવાંછિત અર્થને તથા બ્રહ્મસંજ્ઞાવાળા મનો વાંછિત મુક્તિપદને પામે છે, અર્થાત્ સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ કૈવલ્યબ્રહ્મને પામે છે. ૯.

ઇતિ શ્રીગુરોરષ્ટક સ્તોત્રં સમાપ્તમ્ ॥

---

સાયંકાલના સમયે ગોડીરાગનાં ભજન-કીર્ત્તન ગાવાં:—

## રાગ ગોડી-કીર્ત્તનઃ-(૧)

બ્હોત ભલો મેરે ભાઈ,
આ અવસર બ્હોત ભલો મેરે ભાઇ;
મનુષ્યાદેહ દેવતાકું દુર્લભ,
સોઇ તન તેં જો પાઇ;-આ અવ૦૧

તજ અભિમાન જૂઠ પ્રપંચકું,
છોડી દે માન બડાઇ; (૨)
માત તાત સ્વારથ કે લોભી,
માયા જાળ બંધાઇ;—આ અવ૦૨.
જબ લગ જરા નિકટ નહિં તેરે,
લે ગુરૂજ્ઞાન ભલાઇ; (૨)
સાધુ સંગત મિલી ભજો ભગવંતકું,
સોઇ સકલ સુખદાઇ;—આ અવ૦ ૩
કહત પોકારી સૂનત નહિ બ્હેરે,
આ તન એળે ગુમાવી; (૨)
કહત કબિર કાયા કાચકો કુંપો,
વણસતાં બેર ન લાઈ—આ અવ૦ ૪

## કીર્ત્તનઃ–(૨) રાગ ગોડી.

ગુરૂવિના કોણ જગાવે,
જગતમેં ગુરૂવિના કોણ જગાવે;
ક્યા મહિમા મ કહું સદ્દગુરૂકો,
અગમ નિગમ જશ ગાવે;—જગતમેં૦ ૧
વૈદ્ય વેદના કછું નવ જાણે,
કહો વૈદ્ય કૈસેં કહાવે; (૨)



જડી કછું ઔર દરદ કછું ઔરા,
કહો રોગ કૈસેં જાવે;—જગતમેં૦ ૨.
જોગી જંગમ સબ હમ દેખે,
કર્મ ધર્મ બતલાવે (૩)
મત દીપક લેઈ કરમ દેવે,
ભિન્ન ભિન્ન ભરમાવે;—જગતમેં૦ ૩.
સંશયપાર કરે સોઇ સદ્‌ગુરૂ,
નહિં તો ગુરૂ કૈસે કહાવે; (૨)
કહત કબિર સોઇ સદ્‌ગુરૂ પુરા,
આપોપુ વિસરાવે;—જગતમેં૦ ૪.

## કીર્ત્તનઃ—(૩) રાગ ગોડી.

આનંદ કો ઘર પાયો,
અબ મોહી આનંદકો ઘર પાયો; ટેક.
જબ કૃપા ભઈ સત્યગુરૂકી,
નિરભે નિશાન બજાયો;—અબ૦ ૧.
કામ ક્રોધકી ફુટી ગગરીયાં,
તૃષ્ણા કો નીર વહાયો;
છોડી પ્રપંચ સકલ જગજીતી,
ગુરૂ ચરણે ચિત્ત લાયો;—અબ૦ ૨.



પંચ તત્ત્વકી આ તન ગોદડી,
સુરતીકા ટોપ બનાયો;
હધ ઘર છોડી બેહદ ઘર આયો,
ગગનમંડળ મઠ છાયો;—અબ૦ ૩
સત્યકી વિભૂતિ ૐકારકી માલા,
સોહં સચ્ચિત લગાયો;
ત્રિકુટી મહેલપર બેઠા યોગેશ્વર,
અનહદ નાદ બજાયો;—અબ૦ ૪
નહિં નહિં દિવસ નહિં નહિં રજની;
જ્યાં મોહી લાડ લડાયો;
કહત કબીરા પિયુજી કે પ્યારે,
સચ્ચિદાનંદ મન લાયો—અબ૦ ૫.

## કીર્ત્તનઃ-(૪) રાગ ગોડી.

સોઇ પદ કોણ બતાવે,
ગુરૂવિના સોઈ પદ કોણ બતાવે;
પદ પહિચાને મગન ભયે જે નર,
સો ફેરી ભવજળ નાવે;—ગુરૂ૦ ૧.
ગ્રાહે નહિં જપ તપસેં સોપદ,
તીરથ વ્રત નહિં આવે;



શુદ્ધ વિચાર શાંન સંતનકી,
આપોપું વિસરાવે;–ગુરૂ૦ ૨
સો પદ ચાહત હરિહર બ્રહ્મા,
શેષ સદા જશ ગાવે;
સિદ્ધ સાધક સાધે મુનિ કાયા,
ગુનકે પાર ન જાવે;–ગુરૂ૦ ૩
ચિદ્‌વત ચિત્ત અચિત્ત હોઇ જાવે,
ચર અચર ધર કહાવે;
ઝલાબોળ પદમધ્ય સોનારા,
સ્વસ્વરૂપ દરશાવે;–ગુરૂ૦ ૪.



સાયંકાલના સમયે કરેલા દીપકનું માહાત્મ્ય, અને તેની સ્તુતિ તથા નમસ્કાર વર્ણવે છેઃ—

**रवेरस्तं समारभ्य यावत्सूर्योदयो भवेत्।**
**यस्य तिष्ठेद्गृहे दीपस्तस्य नास्ति दरिद्रता॥१॥**

સૂર્યના અસ્તથી આરંભીને સૂર્યના ઉદય પર્યંત એટલે આખીરાત, જેના ગૃહમાં દીપક પ્રકાશે છે, તેને દરિદ્રપણું આવતું નથી. એમ મરીચિમુનિ કહે છે. ૧.

**दीपो ज्योतिः परंब्रह्म दीपो ज्योति र्जनार्दनः।**
**दीपो हरतु मे पापं सन्ध्यादीप नमोऽस्तुते ॥**
**शुभं करोतु कल्याणमारोग्यं सुखसम्पदम् ।**
**शत्रुबुद्धि विनाशं च दीपज्योति र्नमोऽस्तु ते ।**

દીપકરૂપ જ્યોતિઃ પરબ્રહ્મસ્વરૂપ છે, દીપકરૂપ જ્યોતિઃ ભક્તોનાં પાપને નાશ કરનાર ભગવાન્ સ્વરૂપ છે; માટે જ્યોતિઃસ્વરૂપ દીપક મ્હારાં પાપ હરણ કરો. હે સંધ્યાદીપક ! ત્હમને મ્હારો નમસ્કાર હો. ૨.

હે દીપકરૂપ જ્યોતિઃ ! ત્હમને મ્હારો નમસ્કાર છે. ત્હમો મ્હારૂં કુશલ ક્ષેમ કરો; ત્હમો મ્હને કલ્યાણ આરોગ્યતા, અને સુખસંપત્તિ આપો. ત્હમો મ્હારી શત્રુ બુદ્ધિ નાશ કરો. વા શત્રુની શત્રુબુદ્ધિ નાશ કરો. ૩.

આ પ્રમાણે દીપકની સ્તુતિ નમસ્કાર કરી રાત્રિએ નવ વાગ્યા પહેલાં ભોજનાદિકની વિધિ પરવારી, પ્રભુનું ભજન કીર્ત્તન કરવું. યદિ શ્રીગુરૂમહારાજ ગામમાં પધારેલા હોયતો તેમની પાસે જઇ ત્યાં કીર્ત્તન-ભજન કરવું. ( કીર્તનનું પુસ્તક " **શ્રી કીર્ત્તન રત્નાકર** " નામનું જુદું છપાયેલું છે. )

# અન્તિમ પ્રાર્થના-સ્તુતિઃ

શ્રીસદ્‌ગુરૂપરમાત્માનું ભજન-સ્મરણ-કીર્ત્તન કર્યા પછી શ્રીસદ્‌ગુરૂપરમાત્માના નામની 'સચ્ચિદાનંદ માધવાનંદ' એ પ્રકારે બહુવાર સુધી ધૂન કરી નમસ્કાર કરી, શ્રીગુરૂ સ્વામીજી મહારાજને શયન કરવા વાસ્તે આસન બીછાવી આપવું. શ્રીસ્વામીજી મહારાજ શયન કરે એટલે તેમની સેવા કરવી, અર્થાત્ તેમના હાથ પગ શરીર તેમની ઇચ્છાનુસાર દબાવવા. પછી તેઓ-શ્રીની આજ્ઞા થાય એટલે શિષ્યોએ શયન કરવા પોતપોતાના આસનપર જવું.

**શિલ્પ શાસ્ત્ર**માં ૮૪ આંગળ લાંબી, અને ૬૦ આંગળ પહોળી, એવી શય્યાપર શયન કરવા વિધાન કર્યું છે. અને **વિષ્ણુપુરાણ**માં સાત વ્હેંત લાંબા, અને ચાર વ્હેંત પહોળા, તથા બે વ્હેંત ઉંચા પલંગ પર શયન કરવા લખેલું છે. માટે પોતાને અનુકૂળ શય્યા બનાવી તેના ઉપર શયન કરવું. શ્રીગુરૂ પાસે પલંગપર કે તેમનાથી ઉંચા આસનપર શયન કરવું નહિ.

**માર્કંડેય મુનિ** પૂર્વ અને દક્ષિણ દિશા તરફ મસ્તક રાખી શયન કરવાનું કહેછે. **ગાર્ગ્યમુનિ** અને

**વિષ્ણુપુરાણ**માં પણ તેવુંજ વિધાનછે. પરંતુ **ગાર્ગ્ય-મુનિ** પ્રવાસમાં પશ્ચિમદિશામાં મસ્તક રાખવાનું વધારામાં કહે છે. **ઉત્તરદિશા**માં મસ્તક રાખી કદાપિ સૂવું નહીં, એમ સર્વ શાસ્ત્રોનો અને મુનીઓનો સિદ્ધાંત છે. માટે વિશેષ કરીને પૂર્વ અથવા દક્ષિણ દિશા તરફ મસ્તક રાખી શયન કરવું. પુરૂષોએ ડાબા પડખાથી અને સ્ત્રીઓએ જમણા પડખાથી શયન કરવું; એમ આયુર્વેદના ગ્રન્થોમાં લખેલું છે. વળી ગૃહસ્થાશ્રમી મનુષ્યોએ રાત્રિએ ૭ કલાક નિદ્રા લેવી, અને સાધુ મહાત્માઓએ ચાર કલાક નિદ્રા લેવી એમ સર્વ શાસ્ત્રોની આજ્ઞાછે. ત્યારપછી પાછલી રાત્રિએ ચાર વાગે જાગ્રત થઇ હાથ પગ મુખ ચક્ષુઆદિ ધોઇ કોગળા કરી, શુદ્ધ શરીર હોયતો શ્રીગુરૂપરમાત્માનું હંસમંત્ર દ્વારાએ ઓછામાં ઓછું અર્ધોકલાક પણ ધ્યાન કરવું. ત્યાર પછી આસનપરથી ઉઠી આગ્રંથના આરંભમાં લખેલી ઉત્થાન વિધિ પ્રમાણે શયન આસનનો પરિત્યાગ કરી બીજા દિવસના નિત્યકર્મમાં પ્રવર્ત્ત થવું. આ પ્રમાણે પોતાના જીવાત્માનું શ્રેયઃ કરવાને વાસ્તે મુમુક્ષુ પુરૂષોએ નિત્ય નિરંતર પોતાના આયુષ્ય પર્યન્ત નિત્યકર્મ, શ્રીગુરૂગીતાનો પાઠ માલા વગેરે કરી, અને શ્રીગુરૂપર-

માત્માનું ધ્યાન, પૂજન, અર્ચન, સ્મરણ, સેવન, કીર્ત્તન, તથા પ્રાર્થના નમસ્કારાદિકથી શ્રીગુરૂજીની સેવા કરી, પ્રસન્ન થયેલા શ્રીસદ્‌ગુરૂદ્વારાએ આત્મજ્ઞાન સંપાદન કરી, સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મ પરમાત્માનો અખંડ આનંદ અનુભવ કરવો. એજ આ મનુષ્ય દેહનું મુખ્ય કર્ત્તવ્ય છે, અને દુર્લભ માનવ દેહની સાર્થકયતા છે.

હવે અંતિમ પ્રાર્થના કરી ગ્રંથની સમાપ્તિ કરે છેઃ-

**यत्पादयुग्मकमलाऽऽश्रयणं विनाऽहं**
**संसारसिन्धुपतितः सुखदुःखभाण्डः ।**
**यत्पादयुग्मकमलाऽऽश्रयणात्सुतीर्ण-**
**स्तद्देशिकाङ्घ्रिकमलं प्रणतोऽस्मि नित्यम् ॥**

જેમના બે ચરણકમલોના આશ્રય વિના હું સંસાર સમુદ્રમાં પડેલો, અને સુખ દુઃખના પાત્ર રૂપ હતો; પરંતુ હવે જેમના બે ચરણારવિન્દના આશ્રયથી હું સંસારસમુદ્રને સુખપૂર્વક તરી ગયો છું, તે શ્રીગુરૂદેવના ચરણકમલોને હું નિત્ય નમસ્કાર કરૂં છું.

**सर्वज्ञं ब्रह्मनिष्ठं जनसुखकरणं**
**वेदवेदान्तगम्यम् ।**

शान्तं देवादिवन्द्यं भवभयहरणं
सर्वदा साक्षिभूतम् ॥
जन्मादिव्याधिवैद्यं सकलगुणयुतं
शिष्यहृत्तापहारम् ।
वन्दे विद्यानिधानं शमदमनिरतं
श्रीगुरुं माधवं तम् ॥

સર્વજ્ઞ, બ્રહ્મનિષ્ઠ, જીવોને સુખ કરનાર, વેદ અને વેદાન્ત ( ઉપનિષદો ) વડે જાણવાને યોગ્ય, શાન્ત, દેવઋષિ મનુષ્યાદિદ્વારા વંદના કરવા યોગ્ય, સંસાર સંબંધિના ભયને હરનાર, સર્વદા પંચભૂત અને પંચભૂતાત્મક દેહાદિકના સાક્ષિરૂપ, જન્મ જરામરણાદિ રોગના નાશક વૈદ્યરૂપ, સમસ્ત દૈવી ગુણયુક્ત, શિષ્યોના હૃદયના અધ્યાત્માદિ તાપોના નાશક, વિદ્યાના ભંડાર રૂપ, તથા મન ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામાં પ્રીતિવાળા એવા તે શ્રી માધવાનન્દ સદ્ગુરૂ દેવને હું નિરંતર વંદન કરૂં છું.

जिह्वे ! कीर्त्तय माधवं मदारे !
चेतो ! भज द्विभुजं ।

पाणिद्वन्द्व ! समर्चय प्रभुकथां
श्रोत्रद्व[illegible] ! त्वं शृणु ॥
विद्येशं ह्यवला[illegible]येक्षण ! गुरो-
[illegible]ङ्घ्रियुग्मा ऽऽलयं ।
जिघ्र घ्राण ! हृदीशपादकुसुमं
मूर्द्धन्नम श्रीगुरुम् ॥

હે જિહ્વા ! તું શ્રીસદ્‌ગુરૂ માધવાનન્દજીનું કીર્ત્તન કર, અર્થાત્ તેમનું નામ સ્મરણ કીર્ત્તન કર. હે ચિત્ત ! તું કામદેવના શત્રુ શંકર સમાન શ્રી ગુરૂને ભજ. હે બન્ને હાથ ! ત્હમે દ્વિભુજાવાળા પરમેશ્વર શ્રી ગુરૂનું અર્ચન-પૂજન કરો. હે બન્ને કાન ! ત્હમે પ્રભુની કથાને નિરંતર શ્રવણ કરો. હે ચક્ષુ ! તું બ્રહ્મવિદ્યાના ઈશ્વર-આચાર્ય-ગુરૂને અવલોકય-દર્શન કર. હે બન્ને પગ ! ત્હમે શ્રીગુરૂના આશ્રમમાં જાઓ. હે નાસિકા ! તું હૃદયના ઇશ્વર-અંતર્યામી રૂપ શ્રીગુરૂના ચરણોપર ચઢાવેલાં પુષ્પને સૂંઘ, અર્થાત્ તેમના નિર્માલ્યરૂપ પુષ્પોની સુગંધિ લે. હે મસ્તક ! તું શ્રીસદ્‌ગુરૂ માધવ નાથને નમસ્કાર કર.

गुरोरङ्घ्रिगङ्गे त्वदङ्गप्रसङ्गा-
द्भुजङ्गा स्तुरङ्गाः कुरङ्गाः प्लवङ्गाः ।
नराङ्गाः कृशाङ्गाः शिवाङ्गाः ससङ्गाः
अनङ्गारिरङ्गा नमस्ते भवन्ति ॥

હે શ્રીગુરૂના ચરણોદકરૂપ ગંગા ! મ્હારો આપને નમસ્કાર હો. કેમકે ત્હમારા અંગના સંબંધથી, અર્થાત્ શ્રીગુરૂના ચરણોદક રૂપ ગંગાના એક બિન્દુ માત્રના સંસર્ગથી સર્પો, અશ્વો, મૃગો, વાનર (વાંદરાં) મનુષ્યો, અને અલ્પજીવો, કામદેવના શત્રુ શ્રી મહાદેવના શરીરના રંગવાળા, અર્થાત્ ગૌર, અને તેઓના સંગ વાળા તથા તેમના સમાન કલ્યાણમય શરીરવાળા થાય છે; અર્થાત્ શ્રીમહાદેવજીના સમાન રૂપ રંગ અને કલ્યાણમય શરીરવાળા થઇ શ્રી કૈલાસમાં શ્રી મહાદેવજીની સંગમાં રહી અખંડ આનંદ ભોગવે છે.

व्यामोहप्रशमौषधं मुनिमनोवृत्ति प्रवृत्त्यौषधं ।
दैत्येन्द्रार्त्तिकरौषधं त्रिभुवने सञ्जीवनैकौषधम् ॥
भक्तात्यन्तहितौषधं भवभयप्रध्वंसनैकौषधं ।
श्रेयःप्राप्तिकरौषधंपिबमनःश्रीदिव्यजायुंगुरुम् ॥

મહા મોહનો નાશ કરનારી બૂટ્ટી રૂપ, મુનિઓની મનોવૃત્તિને સન્માર્ગમાં પ્રવૃત્ત કરનારી બૂટ્ટીરૂપ, કામ ક્રોધ લોભાદિ મહા મ્હોટા અસુરોને દુઃખ દેવાવાળી-નાશ કરવાવાળી બૂટ્ટીરૂપ, ત્રિભુવનમાં એક માત્ર સંજીવની બૂટ્ટીરૂપ, ભક્તોને વાસ્તે અત્યન્ત હિતકારી બૂટ્ટીરૂપ, સંસારના જન્મમરણાદિ દુઃખોના ભયનો વિધ્વંસ કરનારી અદ્વિતીય બૂટ્ટીરૂપ, અને કલ્યાણની પ્રાપ્તિ કરનારી બૂટ્ટીરૂપ, એવા શ્રીસદ્‌ગુરૂ રૂપ, પરમ દિવ્ય ઔષધનું હે મન! તું નિરંતર પાન કર અર્થાત્ સેવન કર.

**न धर्मनिष्ठोऽस्मि न चात्मवेदी**
**न भक्तिमँस्त्वच्चरणारविन्दे ।**
**अकिञ्चनोऽनन्यगतिः शरण्य !**
**त्वत्पादपद्मं शरणं प्रपद्ये ॥**

હે નાથ! હું ધર્મનિષ્ઠ નથી, અને આત્મજ્ઞાની પણ નથી, તથા આપના ચરણારવિન્દમાં ભક્તિવાળો પણ નથી; તથાપિ હે શરણાગત રક્ષક! અકિંચન અને આપના વિના જેને બીજી ગતિ નથી એવો હું,

આપના બન્ને ચરણકમલો પ્રત્યે શરણ આવ્યો છું; માટે આપ શરણાગતની રક્ષા કરો.

निमग्नतोऽनन्तभवार्णवान्त-
श्चिराय मे कूलमिवासि लब्धः ।
त्वयाऽपि लब्धं भगवन्निदानी-
मनुत्तमं पात्रमिदं दयायाः ॥

હે ગુરો ! સંસારરૂપ અનંત મહાસાગરની અંદર ડુબકીયાં ખાતા મુજને, આજ બહુ કાલે આપ કિનારાની પેઠે પ્રાપ્ત થયા છો; તથા હે ભગવન્ ! આપને પણ આજ આ દયાના અનુપમ પાત્રરૂપ હું મળ્યો છું. માટે હે પ્રભો ! દયાના પાત્રીભૂત મ્હારા ઉપર આપ દયા કરી રક્ષા કરો.

निरासकस्यापि न तावदुत्सहे
महेश हातुं तव पादपङ्कजम् ।
रुषा निरस्तोऽपि शिशुः स्तनन्धयो
न जातु मातुश्चरणौ जिहासति ॥

હે મહેશ્વર ! આપ કદાચ મ્હારો પરિત્યાગ કરશો, તોપણ હું આપના ચરણકમલોનો પરિત્યાગ કરવાને

માટે સાહસ નહિં કરી શકું.!! કેમકેજેમ ક્રોધ કરીને ખોળામાંથી અલગ કરેલું (ત્યાગ કરેલું) સ્તનપાન કરનારૂં બાળક, કદીપણ પોતાની માતાના ચરણોને પરિત્યાગ કરતું નથી; તેમ હું પણ આપના ચરણોને ત્યાગ કરવાનું સાહસ કેમ કરી શકીશ? અર્થાત્ નહિંજ કરી શકું. માટે હે પ્રભો! કૃપા કરી શરણાગતની રક્ષા કરો.

तवामृतस्यन्दिनि पादपङ्कजे
 निवेशितात्मा कथमन्यदिच्छति ।
स्थितोऽरविन्दे मकरन्दनिर्भरे
 मधुव्रतो नेक्षुरसं हि वीक्षते ॥

હે નાથ! આપનાં અમૃત વર્ષી ચરણકમલમાં જોડાયેલા મનવાળો પુરૂષ, અન્ય પદાર્થની કેવી રીતે ઇચ્છા કરશે? પુષ્પરસથી ભરેલા કમલ ઉપર બેઠેલો ભમરો, જેમ શેરડીના રસને નથી દેખતો; તેમ અમૃતની વૃષ્ટિ કરનારાં આપનાં ચરણારવિન્દને છોડીને હું વિષ મય સાંસારિક પદાર્થો તરફ પ્રાણાન્તે પણ દૃષ્ટિ નહિંજ કરૂં..

न मृषा परमार्थमेव मे
श‍ृणु विज्ञापनमेकमग्रतः ।
यदि मे न दयिष्यसे ततो
दयनीयस्तव नाथ दुर्लभः ॥
तदहं त्वदृते न नाथवान्
मदृते त्वं दयनीयवान्न च ।
विधिनिर्मितमेतदन्वयं
भगवन्पालय मा स्म जीहपः ॥

હે નાથ ! મ્હારા એક વિજ્ઞાપનને આપ પ્રથમ શ્રવણ કરો. આ જુઠી વાત નથી, સત્યજ છેઃ-"જો આપ મ્હારા પર દયા કરશો નહિં, તો પછી આપને દયા કરવાને યોગ્ય-દયા પાત્ર મળવો દુર્લભજ (કઠણ) છે. તેથી હે ભક્તવત્સલ ! આપના વિના હું નાથવાન્ (સનાથ) થવાનો નથી; અને મુજદીન વિના આપ દયનીયવાન્ (દીનદયાળુ) પણ થઇ શકવાના નથી; એટલા વાસ્તે હે ભગવન્ ! વિધિનિર્મિત આ આપણા સંબંધને પાળો-નભાવો; આ આપણા સંબંધનો

પરિત્યાગ ન કરો."

त्वदङ्घ्रिमुद्दिश्य कदापि केनचि-
यथा तथा वापि सकृत्कृतोऽञ्जलिः ।
तदैव मुष्णात्यशुभान्यशेषतः
शुभानि पुष्णाति न जातु हीयते ॥

હે પ્રભો! આપનાં ચરણોના ઉદ્દેશ્યથી કદાચ કોઇએ જેમ તેમ એક વાર પણ બે હાથ જોડી પ્રણામ કર્યા, તો તેજ સમયે તે નમસ્કાર તેનાં સમસ્ત પાપોને હરી લે છે, અને સમગ્ર પુણ્યોને પુષ્ટિ કરે છે; તથા તેનો કોઈકાલે પણ નાશ થતો નથી, અર્થાત્ તે અધોગતિને પામતો નથી.

उदीर्णसंसारदवाशुशुक्षणिं
क्षणेन निर्वाप्य परां च निर्वृतिम् ।
प्रयच्छति त्वच्चरणारुणाम्बुज-
द्वयानुरागामृतसिन्धुशीकरः ॥

હે નાથ! આપનાં બન્ને ચરણોરૂપી લાલકમલના અનુરાગથી ઉત્પન્ન થયેલા અમૃતસિન્ધુ (ગંગાજી) ના

જળકણ, વૃદ્ધિ પામેલા સંસાર દાવાગ્નિને ક્ષણ માત્રમાં શાંત કરીને પરમસિદ્ધિ-પરમાનંદને આપે છે.

**मम नाथ यदस्ति योऽस्म्यहं**
**सकलं तद्धि तवैव माधव ।**
**नियतस्वमिति प्रबुद्धधी-**
**रथवा किन्नु समर्पयामि ते ॥**

હે નાથ ? જે હું છું, અને જે મ્હારૂં છે, તે સર્વ સંપૂર્ણ આપનુંજ નિયત ધન છે, હે માધવ ગુરો ! આ પ્રમાણે મ્હારી જાગેલી બુદ્ધિ છે, તો હવે આવી દશામાં હું આપને શું સમર્પણ કરૂં ? અર્થાત્ મ્હારૂં સર્વસ્વ જ્યારે આપનુંજ છે, તો પછી મ્હારે હવે કઇ વસ્તુ અર્પણ કરવાની બાકી રહી ? કોઈપણ વસ્તુ અર્પણ કર્યા વિનાની છેજ નહિં, મ્હારૂં સર્વસ્વ આપનુંજછે.

**आलोड्य सर्वशास्त्राणि विचार्यैवं मुहुर्मुहुः ।**
**इदमेकं सुनिष्पन्नं ध्येया मूर्त्तिर्गुरोः सदा ॥**

સર્વ શાસ્ત્રોનું મંથન કરીને, તદનુસાર વારંવાર વિચાર કરીને; આ એક સાર સિદ્ધ થયો છે કેઃ- **"નિરંતર શ્રીગુરૂપરમાત્માની મૂર્તિ ધ્યાન કરવાને**

યોગ્ય છે; અન્ય સર્વ મિથ્યા-નાશવાન્ છે.”

**मज्जन्मनः फलमिदं जानेमृत् शत्रो !**
**मत्पार्थनीयमदनुग्रह एव नाथ !**
**त्वद्भृत्यभृत्यपरिचारकभृत्यभृत्य-**
**भृत्यः स्मरेति खलु मां गुरुमाधवायि ॥**

જન્મમરણના શત્રુરૂપ હે નાથ ! મ્હારા જન્મનું આ ફળ છેઃ-“**મ્હારે પ્રાર્થના કરવાને યોગ્ય આપ શ્રીસદ્‌ગુરૂ દ્વારા પ્રાપ્ત થયેલો મ્હારા ઉપર અનુગ્રહજ** !!” માટે હે શ્રીગુરૂમાધવ ! ખરેખર !! આપ મ્હને આપના કિંકરનો કિંકર, અને તેમના દાસનો દાસ તથા તેમના સેવકનો સેવક, એ પ્રકારે યાદ કરો; એવી મ્હારી વારંવાર સવિનય પ્રાર્થના છે. ઇતિ ॐ શિવમ્.



# श्री गुरोरष्टकस्तोत्रम् ।

उपजातिर्वृत्तम् ।

कृताञ्जलिर्मङ्गलदं जनानां ।
मोक्षार्थिभिश्चात्मनि सेव्यमानम् ॥
श्रीमाधवानन्दगुरोः पदाब्जं ।
प्रणम्य शान्तः शरणं प्रपद्ये ॥१॥

ભક્તજનોને કલ્યાણનું આપનાર, અને મોક્ષના અભિલાષી-મુમુક્ષુ પુરૂષોએ હૃદયને વિષે સેવન કરેલા, અર્થાત્ અંતઃકરણમાં ધારણ કરી ધ્યાન-પૂજનાદિદ્વારા ઉપાસેલા, શ્રીમાધવાનંદ સદ્ગુરૂના ચરણ કમલને બે હાથ જોડી સાષ્ટાંગદંડવત્પ્રણામ કરી, મનમાં વિક્ષેપાદિ ઉપદ્રવોથી શાંત થયેલો હું શરણને પ્રાપ્ત થયો છું. ૧.

मोक्षालयं तीर्थनिवासभूतं ।
मेध्यं त्वमोघं च महौजसं च ॥
श्रीमाधवानन्दगुरोः पदाब्जं ।
प्रणम्य शान्तः शरणं प्रपद्ये ॥२॥

મુક્તિના સ્થાનરૂપ, સર્વ તીર્થોના નિવાસરૂપ, અત્યંત પવિત્ર, અને સાર્થક—સફળ, તથા મહાન્ બળ પ્રકાશવાળા, શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂના ચરણકમલને બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં વિક્ષેપાદિ ઉપદ્રવોથી શાંત થયેલો હું શરણને પામ્યો છું, ૨.

**पुनाति लोकाँस्त्रिगुणान्स्वदृष्टान् ।**
**दारिद्र्यदुस्तापचयापहारम् ॥**
**श्रीमाधवानन्द गुरोः ० ॥३॥**

જે પોતાની દૃષ્ટિગોચર થયેલા ત્રિગુણાત્મક લોકોને પવિત્ર કરે છે; તે દરિદ્રતાને અને દુષ્ટ તાપોના સમુદાયને નાશ કરનાર શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂના ચરણકમલને, બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં વિક્ષેપાદિ ઉપાધિઓથી શાંત થયેલો હું શરણને પામ્યો છું. ૩.

**कामादिमत्ते[illegible]धिराज-**
**मज्ञानतामिस्रपतङ्गरूपम् ॥**
**श्रीमा[illegible]ः ० ॥४॥**

ભક્તજનોના હૃદયમાં રહેલા કામ ક્રોધાદિ મદોન્મત્ત હાથીઓનો નાશ કરનાર સિંહ રૂપ, અને અજ્ઞા-

નરૂપ અંધકારને નાશ કરનાર સૂર્યસ્વરૂપ, શ્રીમાધવા-નંદ સદ્ગુરૂના ચરણકમલને, બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં શાંત થકો હું શરણને પામ્યો છું. ૪.

मायाविमु[illegible]ः सुविराजमानै-
ध्यानदृढै[illegible]रस्य वन्द्यम् ।
श्रीमाधवानन्दगुरोः ० ॥५॥

માયા થકી અત્યંત મુક્ત, અને જ્ઞાનાદિકની શોભા વડે અત્યંત શોભતા, તથા ધ્યાનના દ્રઢ અભ્યાસવાળા એવા યોગિ પુરૂષો દ્વારા વંદના કરવા યોગ્ય, આ શ્રી માધવાનંદ સદ્ગુરૂના ચરણકમલને, બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનવિષે શાંત થકો હું શરણને પ્રાપ્ત થયો છું. ૫.

[illegible]र्णवाधौ च निमज्जितानां ।
भक्त्याश्रयादीप्सितकामदं च ॥
श्रीमाधवानन्दगुरोः ० ॥६॥

સંસાર સમુદ્રમાં થતી મનની વ્યથા–પીડામાં ડૂબેલા જીવોને, ભક્તિના આશ્રયથી મનોવાંછિત કામ-

નાને આપનાર—પૂર્ણ કરનાર, શ્રીમાધવાનન્દ સદ્ગુરૂના ચરણકમલને બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં શાંત થકો હું શરણને પ્રાપ્ત થયો છું. ૬.

ये भक्तियुक्ताः पुरुषाः भजन्ति ।
तेषां भवेद्ब्रह्मपदं परं च ॥
श्रीमाधवानन्दगुरोः ० ॥७॥

જે ભક્તિ યુક્ત પુરૂષો શ્રી ગુરૂના ચરણકમલને ભજે છે—સેવે છે, તે પુરૂષોને ઉત્તમ બ્રહ્મપદ (મોક્ષ) પ્રાપ્ત થાય છે, એવા શ્રી માધવાનંદ સદ્ગુરૂના ચરણ કમલને બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં શાંત થઈ હું શરણને પામ્યો છું. ૭.

अनेकजन्मार्जितपापपुञ्जं ।
नृणां निहन्त्यत्र न संशयं वै ॥
श्रीमाधवानन्दगुरोः ० ॥८॥

મનુષ્યોના અનેક જન્મમાં સંપાદન કરેલા પાપ સમૂહને શ્રી ગુરૂનાં ચરણ કમલ નાશ કરે છે, એમાં સંદેહ નથી; અતઃ એવા શ્રીમાધવાનંદ સદ્ગુરૂના ચરણ

કમલને બે હાથ જોડી સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરી, મનમાં શાંત થકો હું શરણને પ્રાપ્ત થયો છું. ૮.

योऽप्यष्टकं वै पठते पुमाँश्च ।
संसारबन्धाच्च विमुच्यते द्राक् ॥
भक्तिर्गुरौ तत्पुरुषेषु सख्यं ।
स्नेहेन भक्त्या सुमतिर्भवेत्सः ॥९॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य श्रीमत् स्वामिमाधवानन्दपूज्यपादरजोधिकारेण सेवकनारायणात्मजमणिशङ्करेण विरचितं श्रीगुरोरष्टकंस्तोत्रं सम्पूर्णम् ॥

જે પુરૂષ આ શ્રીગુરૂ અષ્ટક સ્તોત્રનો પાઠ કરે છે, તે સંસાર બંધનથી તત્કાલ મુક્ત થાય છે, અને તેની શ્રીગુરૂને વિષે ભક્તિ વધતી જાય છે, તથા શ્રીગુરૂભક્તોને વિષે સ્નેહ પૂર્વક સખ્યભાવ થાય છે; તેમજ શ્રીગુરૂના ચરણકમલની ભક્તિદ્વારા તે પુરૂષ સારી બુદ્ધિવાળો—ભક્તિ જ્ઞાન વૈરાગ્યાદિયુક્ત બુદ્ધિવાળોથાય છે. ૯.

ઇતિ શ્રીગુરોરષ્ટકસ્તોત્રં સમાપ્તં. ॥

# श्रीसद्गुरु स्तोत्रम् ॥

योगाभ्यासैकनिष्ठं प्रणवजपकरं
ब्रह्मजीवैक्यविज्ञम् ।
प्रत्यक्षानन्दलीनं विजितपरतर-
क्रोधकामादिशत्रुम् ॥
पद्माभास्यं प्रसन्नं जनसुखदतमं
सत्कृपासिन्धुमीड्यम् ।
वन्देऽहं श्रीगुरुं तं सकलगुणनिधिं
माधवानन्दधाम् ॥१॥

યોગાભ્યાસમાં એકનિષ્ઠાવાળા, ૐકારનો જપ કરનાર, જીવબ્રહ્મની ઐક્યતાના વિજ્ઞાનવાળા, પરંબ્રહ્મના અપરોક્ષ આનંદમાં લીન થયેલા, કામક્રોધાદિ ભયંકર શત્રુઓને અત્યંત જીતનાર, કમલની પ્રભા સમાન પ્રસન્ન મુખવાળા, ભક્તજનોને આત્મસુખ દેવામાં ઉત્તમ, કદિ નાશ ન પામે એવી ઉત્તમ સાચી કૃપાના સમુદ્રરૂપ, સ્તુતિ કરવાને યોગ્ય, સમસ્ત દૈવીગુણોના

ભંડાર રૂપ, અને સર્વના નેતા–પ્રભુરૂપ તે શ્રીમાધવાનન્દ સદ્ગુરૂ દેવને હું નમસ્કાર કરૂં છું ૧.

**यद्दर्शनादेव समग्रपापं-**
**नश्यत्यदूरात्पुरुषाधमानाम् ।**
**तापत्रयोद्धारकरं यतीन्द्रं**
**श्रीमाधवानन्दगुरुं नमामि ॥२॥**

જેમના દર્શન માત્રથકી અધમપુરૂષોનાં પણ સમસ્ત પાપ તત્કાલ નાશ પામે છે એવા, અને અધ્યાત્માદિ ત્રણે તાપ થકી ઉદ્ધાર કરનાર, અર્થાત્ ભક્તોના સમસ્ત તાપોને નાશ કરનાર, એવા યતનશીલ જિતેન્દ્રિય સંન્યાસી પરમહંસોમાં શ્રેષ્ઠ, શ્રી માધવાનંદ સદ્ગુરૂ દેવને હું પ્રણામ કરૂં છું.

**मतिर्यदीया खलु शास्त्रसिन्धोः ।**
**पारंगता योऽखिलपापहारी ॥**
**विद्वद्वरैर्वन्दितपादपद्मम् ।**
**तं माधवानन्दगुरुं भजेऽहम् ॥३॥**

ખરેખર !! જેમની બુદ્ધિ સંપૂર્ણ શાસ્ત્રરૂપી સમુદ્રના પારને પામેલી છે, અર્થાત્ સમસ્ત શાસ્ત્રોના

તત્ત્વરૂપ પરમાત્માને પ્રાપ્ત થયેલી છે, અથવા સમસ્ત શાસ્ત્રોને આદિથી અંતપર્યંત જાણવાવાળી છે; અને જે નિખિલ પાપોના નિશ્ચય વિનાશક છે, તથા શ્રેષ્ઠ વિદ્વાનોએ જેમના ચરણકમલોને વંદના કરેલીછે, એવા તે શ્રીમાધવાનંદ સદ્‌ગુરૂદેવને હું નિરંતર ભજું છું. ૩.

दुःखान्धकारस्य विनाशहेतुं ।
रविप्रभं पातकदा[illegible]नं तम् ॥
तीर्थस्वरूपं भवभीतिहारं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥४॥

દુઃખરૂપી અંધકારના વિનાશક, સૂર્યના સમાન પ્રભાવાળા, પાતકોને બાળનાર, સર્વતીર્થ સ્વરૂપ, અને સંસારના જન્મમરણાદિ દુઃખોની ભીતિને નાશ કરનાર એવા તે શ્રી માધવાનંદ સદ્‌ગુરૂદેવને હું નિરંતર ભજુ છું. ૪.

चापल्य[illegible]नं करुणानिधानं ।
सद्[illegible]नन्दं ददतं जनेभ्यः ॥
ज्ञानं पवित्रं निजसवके[illegible]-
स्तं माधवानन्दगुरुं भजेऽहम् ॥५॥

મન અને ઇન્દ્રિયોની ચાપલ્યતાથી રહિત, કરૂ-ણાના ભંડાર, ત્રણેકાલમાં અવિનાશી એવા સચ્ચિદાનંદ પરંબ્રહ્મમાં નિષ્ઠાવાળા, પોતાના સેવક જનોને પવિત્ર જ્ઞાનના આપનાર, એવા તે શ્રીમાધવાનંદ સદ્દગુરૂદેવને હું નિરંતર ભજું છું. ૫.

वेत्तातसद्ब्रह्म सुरूपमीशं ।
स्वशिष्यवर्गेष्टविधानदक्षम् ॥
वेदान्तविद्वन्दितपादयुग्मं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥६॥

ભૂત ભવિષ્ય અને વર્તમાન્ એ ત્રણે કાળમાં નાશ ન પામે એવા અવિનાશી સ્વયંજ્યોતિઃ સચ્ચિદાનંદ પરબ્રહ્મને જાણનાર, પૂજનીય સ્વરૂપવાળા, સર્વના સ્વામી, પોતાના શિષ્યવર્ગને અભીષ્ટ ( મનોવાંછિત ) વસ્તુ આપવામાં ચતુર, વેદાન્તશાસ્ત્રના જાણનારા જ્ઞાનિઓએ જેમનાં બન્ને ચરણોને વંદના—નમસ્કાર કર્યા છે, એવા શ્રીમાધવાનંદ સદ્દગુરૂદેવને હું વારંવાર પ્રણામ કરતો છતો ભજું છું. ૬.

अगाधबोधं स्वयशःसमूह-
प्रकाशिताशं निजभक्तरक्षम् ॥

अज्ञानरूपान्धतमोहरं तं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥७॥

અર્થાત્—અતિશય જ્ઞાનવાળા, પોતાની કીર્ત્તિના સમુદાયવડે તમામ દિશાઓ પ્રકાશિત કરનાર, અર્થાત્ જેમની કીર્ત્તિ દશેદિશાઓમાં ફેલાયલીછે એવા, પોતાના ભક્તોનું રક્ષણ કરનાર, અને અજ્ઞાન રૂપ મહા અંધકારને હરનાર, એવા તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું નિરંતર ભજું છું. ૭.

सच्चिन्तनीयं शरणं जनानां ।
जितेन्द्रियं तं वरदं वरेण्यम् ॥
अहर्निशं ब्रह्मसुखे निमग्नं ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥८॥

સત્પુરૂષોદ્વારા ચિન્તન કરવા યોગ્ય, ભક્તજનોના શરણરૂપ, જિતેન્દ્રિય, સેવકોને વરદાન આપનાર, સર્વ મહાત્માઓમાં અનુત્તમ—પ્રધાનભૂત, અને રાત્રિદિવસ બ્રહ્માનંદમાં નિમગ્ન, એવા તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવને હું નિરંતર ભજું છું. ૮.

सम्पूर्णविद्यानिधिमीशरूपम् ।
परं प्रधानं शुभचित्तवृत्तिम् ॥
अनन्त[illegible]र्त्तिं र[illegible]मूर्त्तिम् ।
श्रीमाधवानन्दगुरुं भजेऽहम् ॥९॥

સમસ્ત વિદ્યાઓના ભંડારરૂપ, સર્વના ઇશ્વરસ્વરૂપ, સર્વોત્તમ, અથવા માયા અને માયાના કાર્યથી પર-પરંબ્રહ્મ સ્વરૂપ; સર્વમાં અગ્રગણ્ય, અથવા પરમાત્મ સ્વરૂપ, કલ્યાણમય ચિત્તવૃત્તિવાળા, અનંતકીર્તિવાળા, અને મનોરમ્ય-દર્શનીય મૂર્તિમાન્ એવા શ્રીમાધવાનંદ સદ્ગુરુપરમાત્માને હું નિરંતર ભજુ છું. ૯.

नारायणस्य शरणं च तदात्मजानाम् ।
श्रीमद्गुरोश्चरणसेवनतत्पराणाम् ॥
[illegible]ल्याणशङ्कर म[illegible]दिकशङ्कराख्य-
श्रीरामशङ्कर शुभप्रदचारुनाम्नाम् ॥१०॥
नाथान्तमस्ति ज[illegible]दे च नाम यस्य ।
श्रीरामशङ्करसुतेन च तेन सेव्यम् ॥
[illegible]प्रदं सुखदमाधवशब्दपूर्वा-
ऽऽनन्दं भजेऽहमनिशं खलु सद्गुरुं स्वम् ॥

શ્રીબ્રાહ્મણકુલોત્પન્ન નારાયણજીના શરણરૂપ; તેમજ શ્રીમાધવાનંદ સદ્ગુરૂના ચરણોની સેવા કરવામાં તત્પર એવા તે નારાયણજીના પુત્રો–કલ્યાણશંકર, મહાશંકર, અને રામશંકર, એવાં કલ્યાણપ્રદ સુંદર નામોવાળા ભક્તોના શરણરૂપ; અને શ્રીરામશંકરના પુત્ર કે જેનું નામ આદિમાં જગત્ શબ્દવાળું અને અંતમાં નાથ શબ્દવાળું છે, અર્થાત્ જેનું નામ જગન્નાથ છે, તેણે સેવન કરેલા, અને ખરેખર ! ! મુક્તિના દાતા એવા નિશ્ચય સુખપ્રદ શ્રીમાધવાનંદ નામવાળા પોતાના સદ્ગુરૂને હું નિરંતર ભજું છું. ૧૦–૧૧.

**असौ स्तोत्रकर्त्ता यदीयस्तवेन ।**
**चिदानन्दमद्वैतमीशं प्रपन्नः ॥**
**परं ब्रह्मरूपं च तं सुप्रसन्नम् ।**
**गुरुं माधवानन्दमीडे यतीन्द्रम् ॥१२॥**

આ શ્રીસદ્ગુરૂ સ્તોત્રનો કર્ત્તા, જે આ સદ્ગુરૂના સ્તવનના ઉચ્ચારણ વડે ચિદાનંદ અદ્વૈત પરમાત્માને પ્રાપ્ત થયેલો છે એવો હું, માયા અને માયાના કાર્યથકી પર–સચ્ચિદાનંદ સ્વયંજ્યોતિઃ પરંબ્રહ્મસ્વરૂપ અને અતિશય પ્રસન્ન થયેલા, તથા યતિ–સંન્યાસી પરમહંસ

મહાત્માઓમાં ઉત્તમ યતીશ્વર રૂપ; તે શ્રીમાધવાનંદ સદ્ગુરૂદેવની નમસ્કારપૂર્વક વારંવાર સ્તુતિ કરૂંછું. ૧૨.

य इदं सद्गुरुस्तोत्रं भक्त्या पठति सर्वदा ।
धर्मार्थकाममोक्षा हि करस्थास्तस्यनो मृषा ॥

इति श्रीमत्परमहंस परिव्राजकाचार्य्य श्रीमत् स्वामिमाधवानन्द पूज्यपादरजो ऽधिकारिणा आंकलावग्रामनिवासिसेवकेन केनचिद्गुरुभक्तेन विरचितं श्रीसद्गुरुस्तोत्रं सम्पूर्णम् ॥

આ શ્રીસદ્ગુરૂ સ્તોત્રનો જે કોઇ મનુષ્ય સર્વદા ભક્તિપૂર્વક પાઠ કરે છે; તેને ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ પોતાના હાથમાં સ્થિત છે; આ વાત મિથ્યા નથી, સત્યજ છે. ૧૩.

ઇતિ શ્રીસદ્ગુરૂ સ્તોત્રમ્ સમાપ્તમ્.

रे चित्त ! चिन्तय चिरं चरणौ गुरोर्वै ।
पारं गमिष्यसि यतो भवसागरस्य ॥
पुत्राःकलत्रामतरे न हि ते सहायाः ।
सर्वं विलोकय सखे मृगतृष्णिकाभम् ॥



અરે ચિત્ત ! શ્રીગુરૂદેવના બન્ને ચરણોનું બહુ કાલ પર્યંત અર્થાત્ સંપૂર્ણ આયુષ્ય પર્યન્ત ચિંતવન કર; જેથી તું સંસારસમુદ્રની પાર પહોંચી જઈશ. સ્ત્રી પુત્રો સગાં સંબંધિ અને ધન પૃથ્વી આદિ સર્વ ત્હને અંત સમયે સહાય કરનારાં નથી, એ વાત તું સત્યજ જાણજે. હે મિત્ર ! એ સર્વને તું મૃગતૃષ્ણાના જળ સમાન મિથ્યા સમજજે.

**श्री सद्गुरुपदाम्भोजसेवामुद्दिश्य केवलं ।**
**कृता टीका मया तां च वीक्ष्य तुष्यन्तु साधवः ॥**

કેવળ શ્રીસદ્ગુરૂ પરમાત્માના ચરણકમલોની સેવાના ઉદ્દેશ્યથીજ મેં આ ગ્રંથની ટીકા કરી છે. તેને અવલોકન કરીને સાધુ વૃત્તિવાળા પુરૂષો સંતુષ્ટ થાઓ.

**टीकां ग्रन्थस्य कृत्वास्य सेवामुद्दिश्य सद्गुरोः ।**
**समर्पयामि तां भक्त्या श्रीगुरोः पादपद्मयोः ।**

શ્રી સદ્ગુરૂ પરમાત્માની સેવાના ઉદ્દેશ્ય થકીજ આ ગ્રંથની ટીકા કરીને તેને હું શ્રીગુરૂના બન્ને ચરણ કમલોમાં ભક્તિપૂર્વક સમર્પણ કરૂં છું.

**अनया व्याख्यया देवः सच्चिदानन्द सद्गुरुः ॥**
**नित्यं श्रीमाधवानन्दः प्रीयतां विश्वतो मुखः ॥**



આ ટીકા વડે ચારે તરફ મુખવાળા અર્થાત્ સર્વવ્યાપક, સચ્ચિદાનંદ સ્વરૂપ શ્રીમાધવાનંદ સદ્-ગુરૂદેવ નિરંતર પ્રસન્ન થાઓ.

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य्य श्रीमत्-स्वामिमाधवानन्दपूज्यपादपद्ममकरन्दतृप्तमा-नसेन शिष्यचिदानन्दाख्येन भिक्षुणा-विनिर्मितोऽयं ग्रन्थः सम्पूर्णः ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥





# श्री ॐका जीनी आरती ॥

ॐ જય સ્વામી ૐકાર, પ્રભુ જય સ્વામી ૐકાર;
બ્રહ્મ સદોદિત ઇશ્વર (૨) નમીએ નરને નારઃ—
ૐ જયદેવ જય ૐકાર—૧;

અંગ અકાર ઉકાર મકાર, અર્ધમાત્રા ત્હારાં; ૐ અર્ધ૦;
પહોંચાડે બ્રહ્મલોક (૨), ભક્તોને સારાં;-ૐજયદેવ૦ ૨

અક્ષર બ્રહ્મા શિવ, તુમ વિષ્ણુ કહાવે; ૐ તુમ વિષ્ણુ૦;
ત્વાં માં પાલય શંકર (૨), યોગીશ્વર ગાવે;-ૐજયદેવ૦ ૩

નિર્ગુણ પૂર્ણાનન્દ, સચ્ચિત્ સુખકારી; ૐ સચ્ચિત્૦;
સંસાર સાગર પોતં (૨) જન્મમરણ હારી; ૐજયદેવ૦ ૪

કરે મુમુક્ષુ ચિન્તન, માયાદુઃખ તરવા; ૐ માયા૦;
કહાવો ગુણાતીત (૨), ભવભીતિ હરવા;-ૐ જયદેવ૦ ૫

અદ્વૈત અખંડ સ્વરાટ્ મંગળમય ત્હારૂં; ૐ મંગળ૦;
શુદ્ધસ્વરૂપ ૐકાર (૨), નિત્ય અંતર ધારૂં;-ૐજયદેવ૦ ૬

વિશ્વવ્યાપક વિશ્વંભર, નિર્ભયનિર્વિકાર; ૐ નિર્ભય૦;
**જગન્નાથ** નિત્ય ભજીએ(૨), નિર્મલનિરાધાર ૐજયદેવ ૭

ૐજય સ્વામી ૐકાર, પ્રભુ જય સ્વામી ૐકાર,૦
બ્રહ્મ સદોદિત ઈશ્વર (૨) નમીએ નરને નાર;—
ૐ જયદેવ જય ૐકાર-૮

# ॐ સચ્ચિદાનંદ બ્રહ્મની આરતી.

ॐ જય સચ્ચિત્સ્વામી, પ્રભુ જય સચ્ચિત્સ્વામી;
ગંગા યમુના સરસ્વતી (૨) સંગમે બહુ નામી;—
ॐ જયદેવ જય મહાદેવ (ટેક) ૧
શિવોહં મુક્તોહં, પૂર્ણોહં બુદ્ધ; ઋષિ પૂર્ણોહં૦;
સ્ફાટિક જ્યોતિ પ્રકાશ (૨) પ્રકટ થયો શુદ્ધ; ॐ જય૦ ૨
ત્રિવેણી સંગમ દેશે, ધ્યાન ધરે યોગી; ઋષિ ધ્યાન૦;
મનવાંછિત ફળ પામે (૨) સ્વાત્મસ્વરૂપ ભોગી;-ॐ જય૦ ૩
ષટચક્રોનાં સ્થાન, સોહં જાય ભેદી; ઋષિ સોહં૦;
વસે ગગન મંડલ (૨) મનને કરી કેદી;—ॐ જય૦ ૪
મેરૂ દંડનો મારગ, જાણે દશ ઇન્દ્રિય જીતી; ઋષિ જાણે૦,
બ્રહ્મરંધ્રે સુખ પામે (૨) નિર્વાણની સ્થિતિ;-ॐ જય૦ ૫
બ્રહ્મૈવાહં થાય, શાંતિ સ્થળ પામી; ઋષિ શાંતિ૦
આત્માનંદ અવિનાશ (૨) પ્રભુ અંતર્યામી;-ॐ જય૦ ૬
સચ્ચિદાનંદની આરતી, અંતરમાં કરજો; ઋષિ અંતર૦
બુદ્ધિમનને પ્રાણ (૨) સમર્પણ કરજો;—ॐ જય૦ ૭
નથી જન્મમરણનો ભય, કાળ તણો જેમાં; ઋષિ કાળ૦;
**જગન્નાથ** પ્રભુકિંકર (૨) બ્રહ્મર્ષિ તેમાં;—ॐ જય૦ ૮

## કીર્ત્તનઃ-રાગ ઘોળ.

પૂરવને પુણ્યેરે, પૂરા ગુરૂદેવ મળ્યા;
મ્હારૂં આપ ઓળખાવ્યું રે, ત્રિવિધના તાપ ટળ્યા;-૧
ગુરૂએ ઉપદેશ આપ્યોરે, સોહં બ્રહ્મ કહ્યો;
તેમાં પ્રણવ પોતેરે, લક્ષ્યા અર્થ લહ્યો;-૨
મેં તો સમરણ કીધુંરે, સ્વસ્વરૂપતણું;
જાગ્રતની આઘેરે, તુરીયાતીતપણું;-૩
આતમધન લાધ્યુંરે, દુઃખ દારિદ્ર ટળ્યું;
હવે ભટકણ ભાગ્યુંરે, વાસનાલિંગ ગળ્યું;-૪
સાંખ્ય યોગ જણાવ્યોરે, સાક્ષીપદ સાધ્યું;
જીવ ઈશ્વર કેરૂંરે, મૂળગું ઘર લાધ્યું;-૫
ગુરૂએ કીરપા કીધીરે, અખંડ સુખ આપ્યું;
મ્હારૂં દ્વૈતપણાનુંરે, કર્મબંધન કાપ્યું;-૬
મ્હારી જાત જણાવીરે, સોહં બ્રહ્મરૂપ ત્હારૂં;
સ્થૂલ સૂક્ષ્મ કારણરે, તે તો નહીં હું ને મારૂં;-૭
પોતાનું પોતે રે, પદ પરખી લીધું;
**પુરૂષોત્તમ** પદમાંરે, દૃઢ આસન કીધું;-૮

## કીર્ત્તનઃ-રાગ ગરબી.

ભાવે ભજીએ શ્રીમાધવાનંદને રે લોલ;
ટાળે મોહ માયા જગજાલ ફંદને રે લોલ;-ભાવે૦૧

આદ્ય માહંત જગતમાં બિરાજીયારે લોલ;
  મૂઢ પ્રાણી તે શરણે નવ આવીયારે લોલ;-ભાવે૦ ૨
વેદ વેદાન્તનું સિદ્ધાંત જાણે ગ્રહ્યુંરે લોલ;
  એવા ગુરૂને ચરણે મ્હારૂં ચિત્ત રહ્યુંરે લોલ;-ભાવે૦ ૩
જ્યાંહાં ત્યાંહાં આવા ગુરૂ નહિ મળેરે લોલ;
  જેના દર્શનથી કોટિપાપપુંજ ટળેરે લોલ;-ભાવે૦ ૪
હાથ જોડી નમીએ ગુરૂદેવનેરે લોલ;
  માગું કૈવલ્યમુક્તિ સુખ મેવનેરે લોલ;-ભાવે૦ ૫
ગુણ ગાવું શિશ સોંપી નાથનેરે લોલ;
  હજો સચ્ચિદાનંદ સર્વે મ્હારા સાથનેરે લોલ;ભાવે૦ ૬

ॐ स ह नाववतु। स ह नौ भुनक्तु। स ह-
वीर्यं करवावहै। तेजस्वि नावधीतमस्तु।
मा विद्विषावहै॥ ॐ शान्तिः शान्तिः शान्तिः॥
ॐ श्रीसद्गुरुदेवतार्पणमस्तु।
ॐ ब्रह्मार्पणमस्तु॥
ॐ तत्सत्॥



